ગુજરાતીર

# હિંદુ

અથવા

, ( કાયદાની દૃષ્ટિએ ગુજરાતની હિંદુ

વડોદરા રાજ્યના હિંદુ-લૉના નિબંધો સહિત.

લેખકઃ

મનહરનાથ માણેકનાથ પારેખાન,

બી. એ., એલએલ. બી., એડવોકેટ.

"ધી કોન્સ્ટીટ્યુશનલ લૉ ઑફ ઇન્ડીઆ એન્ડ ઇગ્લેંડ "ના

( જોડીઆ ) લેખક

ઉપોદ્ઘાત લખનારઃ

શ્રીયુત મોતીલાલ ચીમનલાલ સેતલવાડ,

એમ. એ., એલએલ. બી., એડવોકેટ



[ કિં. રૂ ૩-૮-૦

ગુજરાતીમાં સટીક

# હિંદુ

અથવા,

, ( કાયદાની દૃષ્ટિએ ગુજરાતની હિંદુ

વડોદરા રાજ્યના હિંદુ-લૉના નિબંધો સહિત.

લેખક:

મનહરનાથ માણેકનાથ ધારેખાન,

બી. એ., એલએલ. બી., એડવોકેટ

"ધી કૉન્સ્ટીટ્યુશનલ લૉ ઑફ ઇન્ડીઆ એન્ડ ઇંગ્લેંડ"ના

( જોડીઆ ) લેખક

ઉપોદ્ઘાત લખનાર:

શ્રીયુત મોતીલાલ ચીમનલાલ સેતલવાડ,

એમ. એ., એલએલ. બી., એડવોકેટ



[ કિં. રૂ ૩-૮-૦

મહાગુજરાતના રત્નરૂપ

મહાવિદ્વાન, પ્રતિભાશાળી, પ્રખર અને અગ્રગણ્ય

ધારાશાસ્ત્રી

# ભુલાભાઇ દેસાઇ

એમ. એ., એલએલ. બી., એડવોકેટ,

ને

સ્નેહ, માન અને નમ્રતાપૂર્વક

અર્પણ.

# ઉપોદ્ઘાત



આજના હિંદુ કાયદાના નિયમોનું મૂળ હજારો વર્ષ ઉપર રચાયલી સ્મૃતિઓમાં અને અનેક સૈકાથી બંધાયલી રૂઢીમાં છે. કાળક્રમે તેમાં ફેરફારો થતાં રહ્યાં છે. પ્હેલાં મુસલમાની અને પછી અંગ્રેજી રાજ્ય અમલ દરમિયાન હિંદુ સમાજ ભિન્ન સંસ્કૃતિવાળી પ્રજાના સમાગમમાં આવવાથી એ નિયમો અને રૂઢીમાં વિધવિધ ફેરફારો થયાં છે. વળી અંગ્રેજી રાજ્ય અમલ દરમિયાન હિંદુ કાયદાના સિદ્ધાંતોનાં ખરા અર્થ તપાસવાનું અને અસલના ધર્મસૂત્રો જુદા જુદા સંયોગોમાં કેવી રીતે, કેટલે દરજ્જે અને કયા અર્થમાં લાગુ પાડી શકાય તેનો નિર્ણય કરવાનું કામ અંગ્રેજ ન્યાયાધીશોને હાથે થયું છે

પરિણામે આજના હિંદુ કાયદાના નિયમોમાં પ્રાચીન સમાજ બંધારણને અનુસરી રચાયલા સિદ્ધાંતો સાથે અર્વાચીન અને ખાસ કરીને પાશ્ચાત્ય વિચારોથી બંધાયલા નવા સિદ્ધાંતોનું વિચિત્ર મિશ્રણ લેવામાં આવે છે. આવા મિશ્રણથી બનેલા અત્યારના હિંદુ કાયદાના કેટલાક નિયમો હિંદુ સ્ત્રી પુરૂષને સમજવા પણ કઠણ પડે છે.

આ પરિસ્થિતિમાં હિંદુ કાયદાના નિયમોનું ટુંકામા અને સ્હેલી ભાષામાં સમજુતિ આપી શકે એવું પુસ્તક ઘણુ ઉપયોગી થઇ પડે. સામાન્ય જનસમાજને આ નિયમોનો ચોક્કસ ખ્યાલ નથી હોતો અને તેને માટે અંગ્રેજીમાં વકીલોને ઉપયોગી થવાની દૃષ્ટિથી લખાયલા પુસ્તકો નકામાં છે. એવા જનસમાજને આ બાબતની માહિતી ટુંકામાં અને સરળ ગુજરાતી ભાષામાં લખાયલા પુસ્તકમાંથીજ મળી શકે.

આ પુસ્તકમાં હિદુ કાયદાના એ નિયમો સ્હેલી ભાષામા તેમજ બને તેટલા ટુંકાણમાં સમજાવ્યા છે; સાથે સાથે ચોકસાઇ ઉપર પણ પુરતું ધ્યાન અપાયું છે. પુસ્તકમાં મૂળ સુત્રો ઉપરાંત મુખ્ય અને જરૂરી ફેંસલાઓ પણ ટાંકવામાં આવ્યા છે આ બધા ગુણોને લીધે, આ પુસ્તક સામાન્ય જન સમાજને તેમજ ગુજરાતી વકીલવર્ગને ઘણું ઉપયોગી થઇ પડશે એમ હું માનું છું

હાઇકોર્ટ,
મુંબાઇ, તા ૬-૨-૨૮.

મોતીલાલ ચિ. સેતલવાડ.

# પ્રસ્તાવના



આ પુસ્તકનું પ્રાકટ્ય મારા મિત્ર શ્રી. જયકૃષ્ણ વર્માને આભારી છે એમના "ગુણસુંદરી" માસિક માટે કાયદાની દૃષ્ટિએ ગુજરાતની હિંદુ સ્ત્રીઓને ઉપયોગી થાય એવો લેખ લખવા એમણે મને સુચવ્યું. એમનું આમંત્રણ સ્વીકારી, લેખ લખવાની શરૂઆત કરી. પ્રથમ એનું નામ "કાયદાની દૃષ્ટિએ ગુજરાતની હિંદુ સ્ત્રીઓનું સ્થાન" રાખ્યું હતું. એક બે પ્રકરણ લખ્યા પછી મને લાગ્યું કે હિંદુ-લૉમાંથી સ્ત્રીઓને લગતાજ વિષયો શોધી કઢાડવામાં અન્યાય થાય છે. ઘણા ઉપયોગી ભાગ રહી જવા માંડયા. મહેનત તો આખીજ કરવી પડતી હતી; ફરીથી એમણેજ સુચના કરી અને તે પ્રમાણે હિંદુ-લૉ લખ્યો. નામવિધાનમાં તેથીજ પાછળથી ફેરફાર કરવો પડયો છે.

આ પુસ્તકના પંદર વિભાગ પાડયા છે. હિંદુ-લૉના બધા વિષયો એમાં ચર્ચ્યા છે. ટૂંકમાં બધા સુત્રો આપ્યાં છે; સાથે સાથે મુખ્ય ફેંસલા પણ ચર્ચવામાં આવ્યા છે સુત્રો ટૂંકાણમાં આપવા છતાં એક પણ અગત્યનો ફેંસલો ( authority ) છોડી દેવામાં આવ્યો નથી. લગભગ ૨૫૦૦ ફેંસલા નોંધવામાં આવ્યા છે. કેટલાક જૂના અને રદ થએલા ફેંસલાની નોંધ લીધી નથી, મિતાક્ષરા અને મયૂખ પ્રમાણે બધા સુત્રો ચર્ચ્યાં છે. યોગ્ય સ્થળે મિથિલા, બંગાળ વિગેરે પ્રદેશોના સિદ્ધાંતોનો પણ ઉલ્લેખ કર્યો છે.

અવિભક્ત કુટુંબ, કોટુંબીક મીલકત, વહેંચણ, સ્ત્રીધન, વારસાઇ હક, દત્તક, ભરણપોષણ વિગેરે વિષયોની ચર્ચા કરવામાં પૂરતી કાળજી રાખવા પ્રયત્ન કર્યો છે. તે વિષયો ક્લિષ્ટ હોવા છતા સરળ બનાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ પ્રકરણો પૃથક્ પૃથક્ છપાવાથી શરૂઆતના પ્રકરણોમાં આખર સુધીના ફેંસલા લેવાયા નથી; પરંતુ પાછળના પ્રકરણોમાં જ્યાં જ્યાં તે વિષયોનો ઉલ્લેખ કરવો પડયો છે ત્યાં ત્યાં ઉક્ત ફેંસલાની

નોંધ લીધી છે ૧૯૨૭ ના ઓક્ટોબર સુધીના ફેંસલાની નોંધ લેવાઇ છે કારણ કે છાપવામાં વિલંબ થવાથી આ પુસ્તકને પ્રકટ કરવામાં વિલંબ થયો છે.

શ્રીયુત મોતીલાલ ચિમનલાલ સેતલવાડે ઉપોદ્ઘાત લખી આપી મને ઘણું ઉત્તેજન આપ્યું છે પોતે અત્યંત વ્યવસાયી હોવા છતા મારૂં આમંત્રણ સ્વીકાર્યું તે માટે એમનો હું ઉપકાર માનું છું

આ પુસ્તકના પ્રુફ શ્રી. ભાઇ વર્માએજ જોયાં છે અને એ દિશામા અનુભવ નહીં હોવાથી ભાઇ વર્માની મદદ શિવાય હું લાચાર બનત એમનો જેટલો આભાર માનું તેટલો થોડો છે. શ્રી ભાઇ જ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજીએ પણ વખતો વખત સુચના આપી મદદ કરી છે તેમનો પણ હું આભાર માનું છું.

પુસ્તકના અંતમાં વિષયની શબ્દાનુસાર અનુક્રમણિકા આપી છે વ્યવસાયી વાચકના કાર્યમા કાયદાનો કોઇ પણ સિદ્ધાંત યા તેને લગતા ફેંસલા શોધવામાં એથી ઘણી સરળતા થશે એવી આશા છે

ગુજરાતમા હિંદુ-લૉ લખી એક સાહસ ખેડયું છે. વિશેષત. આ પુસ્તક સ્ત્રીઓ માટે, ગુજરાતી વકીલો માટે અને અન્ય ગુજરાતી ભાઈએ માટે છે. જો થોડો પણ લાભ તેમને મળશે તો મારી મહેનત સફળ થઇ માની ઇશ્વરનો ઉપકાર માનીશ

| | |
|---|---|
| ૮૦, એસ્પ્લેનેડ રોડ; કોટ,<br>મુબાઇ, તા. ૫-૧-૨૮, | મ. મા. શા. |

# અનુક્રમણિકા

## પ્રાસ્તાવીક.



---

## હિંદુ-લૉ



---

## પરિશિષ્ટ.

### વડોદરા રાજ્યના હિંદુ-લૉના નિબંધો.



---

થયુ જ છે કે મનુસ્મૃતિ વિગેરે આદ્ય ગ્રંથોના આદેશ શિવાય કોઇ પણ સ્ત્રી પુરૂષવર્ગની વારસ થઇ શકતી નથી.

**સ્ત્રી-વારસો બંગાળ-બનારસ-મિથિલમાં પાંચજ સ્ત્રી વારસો**

પરિણામે તે પ્રદેશોમા વિધવા સ્ત્રી (અર્થાત્ વિધવા પત્ની ), પુત્રી, માતા, દાદી અને દાદીની મા-એટલી પાચજ સ્ત્રીઓને વારસાઇ હકમા સ્થાન છે. આ સિદ્ધાંત બૌદ્ધાયનના ગ્રંથ ઉપરથી પ્રતિપાદિત થએલો હોય એમ લાગે છે[૧]

**ગુજરાતમાં તે પાંચ શિવાય બીજી સ્ત્રીઓ છે**

( ૨ ) તે પાંચ ઉપરાંત ગુજરાતના પ્રદેશમા બીજી સ્ત્રીઓને પણસ્થાન છે. તેમજ તેમના હક પણ એ પ્રદેશમા વિસ્તૃત છે, પરંતુ તે સંબંધમા આગળ ચર્ચવામા આવશે તે વધુ સ્ત્રીઓ: ( ૧ ) બ્હેન ( ૨ ) પિતાની બ્હેન અર્થાત્ ફોઇ-સગી અથવા સાવકી. ( ૩ ) જેઓ ગોત્રજ સપિંડ હોય તેમની વિધવા ( ૪ ) સ્ત્રી બંધુઓ.-કાયદામા ગોત્રજ સપિંડ તથા બંધુ કોને કહે છે તે આગળ સમજાવવામા આવશે.

**તેનું કારણ ગુજરાતમાં લોક રિવાજ.**

( ૩ ) આદ્ય ગ્રંથોમા જે સ્ત્રી-વારસોના નામ સુચવ્યા છે તે ઉપરાંત ગુજરાત, બીરાર અને સીંધના પ્રદેશોમા ઉપર જણાવેલી સ્ત્રીઓને વારસાઇ હકમા સ્થાન આપવામા આવ્યું છે, તેનું કારણ " લોક-રિવાજ " હોય એમ સ્પષ્ટ રીતે જણાય છે.[૨] આધુનિક સમયમા " રિવાજને " કાયદા જેટ-

---

૧ (1880) 5 Bom 110-16 C P. લલ્લુભાઇ વિ. કાશીબાઇ.
૨ 2 Bom 388 ( F. B ) લલ્લુભાઇ વિ. માનકુંવરબાઇ 16 Bom. 716 રામબા વિ. ઠાકોર ગબા.

લું જ માન આપવામા આવે છે.[1] પરતુ તે "રિવાજ" જૂનો હોવો જોઇએ, અને કાયદાવિરૂદ્ધનો નહિ હોવો જોઇએ.

( ૪ ) હવે ઉપર જણાવેલી દરેક સ્ત્રીનુ [illegible] તપાસીએ. આ વારસોને વારસામા મળેલી મીલકત ઉપર કેટલો હક છે તે આગળ વર્ણવવામા આવશે.

**પહેલાં "પ્રથમ હકદાર વારસો" પછી આ લોકો**

( ૫ ) આ સ્ત્રીઓને "પ્રથમ હકદાર વારસો"[2] પછી સ્થાન મળે છે એક ગુજરાતીનો પ્રથમ હકદાર વારસ પુત્ર છે, પછી પૌત્ર પછી પ્રપૌત્ર–પછી વિધવા–પછી પુત્રી–પછી દોહિત્ ( અર્થાત પુત્રીનો પુત્ર )–પછી માતા–પછી પિતા–પછી ભાઇ–પછી ભત્રીજો ( અર્થાત ભાઇનો પુત્ર )–પછી દાદી–પછી સગી બ્હેન–પછી સાવકી બ્હેન[3]–પ્રપ્રપૌત્ર વિગેરે—'આમ દર્શાવ્યા પ્રમાણે

**તે "પ્રથમ હકનું જુથ" પછી બ્હેન–બ્હેનનું સ્થાન**

બ્હેન આવે છે. વળી બ્હેનને ગોત્રજ સપિંડ તરીકે ગણવામા આવે છે. [4]સાવકા ભાઇના છોકરાનું સ્થાન બ્હેન પછી આવે છે પહેલા નહિં. કાકા કરતા બ્હેનને પ્રથમ હક છે [5]બ્હેનને જે મીલકત મળે છે તે એકત્રિત અને અવિભકત નહીં પણ સ્વતત્ર અને વિભકત મળે છે [1]સાવકી બ્હેનનું સ્થાન સાવકાભાઇ પછી છે.[2]

---

૧. 5 Bom 110-124. P. C લલ્લુભાઇ વિ કાશીબાઇ ડો ગોરનો હિંદુ કોડ પાન ૧૦૪૪ ( બીજી આવૃત્તિ ) ૨ મુલ્લાનો હિંદુ લૉ પા. ૮૨ ( ચોથી આવૃત્તિ ). ૩ વેસ્ટ અને બુહર ( ત્રીજી આવૃત્તિ ) પા. ૧૧૭ 32 Bom 300 ભગવાન વિ. વરભાઇ ૪ 4 Bom 188 કેસરબાઇ વિ વલ્લભ. ૫ 36 Bom 120 ત્રિકમ વિ. નાથા.

ઉપર જણાવ્યું છે તે પ્રમાણે પ્રથમ બ્હેન પછી 'કાઇ આવે' છે. અને પછી ગોત્રજ સપિંડોની વિધવા આવે છે. આ સંબંધમા ઘણો વિવાદ છે; પરંતુ હવે એટલું તો નિર્ણિત થઇ ગયું છે કે (अ) "પ્રથમ હકદાર વારસોના" જુથ પછી બ્હેન અને પછી આ વિધવાઓ. (ब) જો ગોત્રજ સપિંડની વીધવા હોય તે તેનીજ જગ્યાએ આવે છે-અર્થાત જેની તે વીધવા હોય અને જો તે હયાત હોય અને જે સ્થાન તે ભોગવે, તેજ સ્થાને તે ગણાય.[3] (क) જ્યારે સવાલ પાસેની એક ગોત્રજ સ્ત્રી અને છેટેના ગોત્રજ પુરૂષ વચ્ચે હોય, ત્યારે પાસેની ગોત્રજ સ્ત્રી વધારે હકદાર ગણાય છે.[4] (ड) આ બન્ને પુરૂષ અને સ્ત્રીની વારસ થઇ શકે છે. જ્યારે સ્ત્રીની વારસ તરીકે માલકત મળે છે ત્યારે તેના પર પરેપુરા હક મળે છે, અને જ્યારે પુરૂષની વારસ હોય છે ત્યારે તેને "વિધવાના હક" મળે છે. વિધવાના હક સંકુચિત છે અને તે સંબંધમાં આગળ ઉપર ઉલ્લેખ કરવામાં આવશે. (इ) જો સ્ત્રી બીજી વારનું લગ્ન કરે છે, તેને પ્રથમ વારના પતિના કુટુંબમાથી વિમુખ કરવામાં આવે છે, અને તેવી સ્ત્રીના તેના કુટુંબના વારસાઇ હક નષ્ટ કરવામા આવે છે.[5]

**ગોત્રજ સપિંડની વિધવા, તેનું સ્થાન અને નિયમો.**

ધારો કે પ્રશ્ન એવો થયો કે ભાઇની વિધવા હકદાર વારસ ગણાય કે કાકા? ઉપર દર્શાવ્યા પ્રમાણે આ "જુથ"માં વિધવાને

---

૧ 15 Bom 206 રીંડાબાઇ વિ. અનાચાય. ૨ 4 Bom. 188-207 કેસરબાઇ વિ. વલ્લભ. ૩ 5 Bom 110 લલ્લુભાઇ વિ. કાશીબાઇ = (1912) 14 Bom L. R. 261 અંબા હદાસ વિ. છબ્બુબાઇ ૪ 16 Bom 716 718. રાચવા વિ. કલિંગમા (1914) 39 Bom 87, બસંગ વડીનો કેસ. ૫ 45 Bom 1247 પ્રાણજીવન વિ. બાઈ લીખી.

તેના પતિનું સ્થાન આપવામાં આવે છે. આ દાખલામાં તેને ભાઇનું સ્થાન મળે. હવે ભાઇ પાસેનો સગો કે કાકો? અલબત્ત ભાઇ પાસેનો સગો. તેથી ભાઇની વિધવાને કાકાના કરતાં પ્રથમ સ્થાન–પ્રથમ હક.

(૬) ગોત્રજ સપિંડ એટલે કોણ અને કયા ગોત્રજ સપિંડને હકદાર વારસ ગણી શકાય તથા તેમનું સ્થાન કયું તે સવાલ આગળ ઉપર સમજાવવામાં આવશે.

**વિધવા તરીકે વારસના તથા અન્ય સ્ત્રીના હકમાં ફેર.**

(૭) આ સ્થાને એટલું જણાવવું જોઇએ કે સ્ત્રી વારસોના હકમાં ફેરફાર છે. જે સ્ત્રી વિધવાના હકથી વારસ બને છે, તેના હકમાં અને જે સ્ત્રી–પુત્રી, બ્હેન વિગેરે જેવા એટલે કે વિધવા નહિં એવા હકથી વારસ બને છે, તેના હકમાં ફેરફાર છે. વિધવાના હક ઘણા સંકુચિત છે જ્યારે બીજી સ્ત્રીઓના હક વિશાળ અને પુરૂષના સમાન જ છે. આ વિષય લખાણથી આગળ ચર્ચવામાં આવશે.

(૮) ઉપર એમાં જે સ્ત્રીઓ જણાવી છે તેને જો વધુ વિસ્તૃત કરીએ, તો નીચે દર્શાવેલી સ્ત્રીઓને પણ સ્થાન છે. બ્હેન–કોઇ, ગોત્રજ સપિંડોની વિધવાઓ, પુત્રની વિધવા, સાવકી મા–(અથવા બાપની વિધવા), ભાઇની વિધવા–ભાઇના છોકરાની વિધવા–કાકાની વિધવા–છોકરીના હકદાર–વારસ છોકરા અર્થાત્ છોકરીનો છોકરો–છોકરીની છોકરી–ભાઇની છોકરી–બ્હેનની છોકરી=સ્ત્રી બધું પહેલા કોઇને પહેલું સ્થાન મળે છે.

સ્ત્રીઓની એવી કઢંગી સ્થીતિ ઘણા વરસ સુધી રહી. સ્મૃતિઓમાં તથા વેદમા પણ સ્ત્રી સંબંધી ઉલ્લેખો છે, જેથી એમ દેખાય છે કે તેમની સ્થીતિ સુધરી હતી-પણ ઉચી કક્ષાએ નહીં. તે વખતમા પત્ની અને પુત્ર કોઇ પણ જાતની મીલકત રાખી શકે નહીં. મનુસ્મૃતિમાં કહ્યું છે કે "પત્નિ, પુત્ર વિ. ને મીલકત હોઇ શકેજ નહીં; અને જો તેઓ મેળવે, તો જેની તે મીલકત હોય તેના થાય" મીતાક્ષરમાં એક સ્થળે લખેલું છે કે "જ્યારે ગુરૂ અને વિદ્યાર્થી વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે, પિતા અને પુત્ર વચ્ચે તકરાર થાય ત્યારે, તેમનો દાવો ચાલી શકે નહીં." ટુંકાણમા યાજ્ઞવલ્કય સુધીના સ્મૃતિકારોએ આ પ્રમાણે સ્ત્રીઓની સ્થિતી વર્ણવી છે.

**મહાભારતની પહેલાના સમયમાં લગ્નનો ખ્યાલ.**

(૧૪) સ્ત્રીઓની આવી સ્થિતિ ફકત આપણા હિંદુસ્તાનમા જ હતી એમ નથી. રોમ અને ગ્રીસ પ્રદેશોમા પણ તેવીજ સ્થિતિ હતી-આપણા કરતા વધુ વિચિત્ર હતી તેઓ તો પોતાની પત્નીઓને વેચતા હતા, અથવા પોતાના ઇષ્ટ મિત્રોને આનંદ માટે અથવા સંતાન માટે ધીરતા હતા. પ્લુટાર્ક એક જગ્યાએ લખતા જણાવે છે કે "× × × × જો કોઇ વૃદ્ધ પતિને યુવાન પત્ની હોય તો, તેને કોઇ સારા દેખાવડા અને પ્રમાણીક યુવાનો સાથે ઓળખાણ કરાવે; તેવા યુવાનો પોતાની ખાસ પસંદગીના હોવા જોઇએ; અને જો એવા યુવાનથી પોતાની યુવાન પત્નીને સંતાન થાય તો, પોતાનાજ સંતાન તરીકે તેને ગણે અને ઉછેરે.[૧] તેજ પ્રમાણે જો કોઇ પ્રમાણીક અને

**પહેલાં રોમ અને ગ્રીસના પ્રદેશોમાં વિવાહીત સ્રીઓ**

૧. ડા. ગોરનો હિંદુ-કોડ ( બીજી આ ) પાન XIV. પેરા ૨૯.

નીતિવાન ગ્રહસ્થને કોઇ સ્ત્રી પ્રત્યે તેની મોહકતા તથા સૌદર્યને લીધે અથવા તેની વિવેકબુદ્ધિ (modesty) ને લીધે લાગણી (Passion) ઉત્પન્ન થાય તો, તે ગૃહસ્થ તે સ્ત્રીના પતિ જોડે મિત્રતા બાંધી, તેની પરવાનગી લઇ તેની સાથે સબંધ બાંધે[1] ઉપર જણાવ્યા પ્રમાણે, પત્નીની આપ-લે કરવી તે સ્પાર્ટન શહેરીઓનો એક મહાન અધિકાર ગણાતો હતો, અને જો તે અધિકાર નષ્ટ કરવામા આવે તો તેવો માણસ મહાન અપરાધી ગણાતો હતો પત્નીને પોતાના ઇષ્ટ મિત્રને ધીરવી, તે ઘણી સારી અને મોટી મહેરબાની ગણાતી હતી, આવાજ વિચારોને વશ થઇ, પ્રખ્યાત તત્ત્વવેત્તા સોક્રેટીઝે પોતાની પત્નીને પોતાના યુવાન શિષ્યને ધીરી હતી એમ કહેવાય છે કેટો (નાનો) અને કરીન્ટમના સબંધમા પણ એમ જ કહેવાય છે[2]

**એક કરતાં વધુ સ્ત્રી**

(૧૪) આદ્યકાળથી આ દેશમા તથા પ્રાચીન રોમ અને ગ્રીસ પ્રદેશોમા લગ્ન એક સસ્કાર ગણાતો હતો રોમ અને ગ્રીસમા એક કરતા વધુ પત્ની થઇ શકતી નહોતી પણ રખાત તરીકે રખાતી હતી આવી સ્ત્રીઓથી થતા સતાનને હક સારા હતા વ્યભિચારથી થતા સતાનોને તો કઇ પણ સ્થાન નહોતુ પ્રાચીન ઇજીપ્ત દેશમા પણ એમજ હતુ સોલોમનને ૭૦૦ વિવાહીત પત્નીઓ –રાણીઓ–હતી અને ૩૦૦ રખાત હતી

(૧૫) એક કરતા વધુ પતિ થઇ શકતા હતા કે કેમ તે સવાલ વિવાદસ્પદ છે પહેલાના વખતમા–સ્મૃતિમા કે કાઇ પણ

---

૧ Plutarch's Lives–Lycurgus (Wardlock) P 36
૨ Plutarch's Lives–Cato the younger (Wardlock) P 538–39

આવે છે, તેથી તે લગ્ન-ગ્રંથી કાયમનીજ ગણાય છે. તેમાં છુટાછેડાનો સંભવજ નથી.[1] પતિના અવસાન પછી સ્મૃતિકારોએ પત્નીને સતિ થવા સુચવેલું છે એટલે છુટાછેડાનો સંભવજ કેમ હોઇ શકે ? આ વિષય ઉપર વિચાર કરતા એમ લાગે છે કે પ્રાચીન સમયમાં પત્નીઓને તેમના પતિ પ્રત્યે અત્યંત માન તથા લાગણી હશે. તેમને એમના પતિ વગર જીવી શકવું અશકય લાગતું હશે તેથીજ તેઓ સતિ થવાનું પસંદ કરતી હશે.

**સગીર ઉમર વિ. ની લગ્ન ઉપર અસર.**

(૧૭) લગ્ન એટલે હિંદુઓના મત પ્રમાણે શું તે આગળ કહ્યું છે. તે અગ્રેજોના સિદ્ધાત પ્રમાણેનો "કરાર" નથી. તેથી જો સગીર ઉમરમા લગ્ન કરવામાં આવ્યું હોય તો તેવુ લગ્ન બીનકાયદેસર ઠરતું નથી. આ વિષય પેરા ૧૦ માં ચર્ચવામાં આવ્યો છે.

**લગ્ન કેટલી જાતનાં.**

(૧૮) હવે આપણે લગ્ન કેટલી જાતનાં છે તે જોઇએ. પ્રાચીન હિંદુ-કાયદા પ્રમાણે આઠ જાતના લગ્ન છે. તેમાથી ચાર જાત માન્ય હતી, અને બીજી ચાર અમાન્ય હતી. હાલતો બેજ જાત માન્ય છે-અને તે (૧) બ્રહ્મ અને (૨) અસુર. મનુસ્મૃતિમાં 'બ્રહ્મ' જાતના લગ્ન માટે નીચેનો ઉલ્લેખ છે. " કન્યાને જર તથા જવાહીરથી શૃંગારી, તથા તેને જ્વેરાતનું દાન આપી, જે યુવક વેદ વગેરે ભણેલો હોય, તથા સારી ચાલ ચલગતનો હોય તેને

(૧) આ વિષય ઉપર કલકના, મદ્રાસ અને અલ્હાબાદ. હાઇકોર્ટોના ફેંસલા જુ. જુઓ. 3 Cal. 305. 8 Mad. 169-173. 9 Mad. 466. 17 Mad. 235-242. 13 All. 126-153.

આપવી." 'બ્રહ્મ' જાત માન્ય છે, જ્યારે 'અસુર' જાત અમાન્ય છે. 'બ્રહ્મ' લગ્ન કોને કહેવાય એ સંબંધમાં સ્મૃતિ તથા દાખલાનો વિચાર કરતા એમ જણાય છે કે જ્યારે કન્યાનો પિતા અથવા વાલી કોઇ પણ વસ્તુ —ચીજ અથવા પૈસા બદલામા લીધા શિવાય, જ્ઞાની યુવાનને કન્યા આપે છે—ત્યારે 'બ્રહ્મ' પદ્ધતિ પ્રમાણે લગ્ન કર્યું કહેવાય. પણ જ્યારે કન્યાનો પિતા કંઇ પણ બદલામાં લે છે—જે "સુલ્ક" કહેવાય છે—ત્યારે તે લગ્ન "અસુર" કહેવાય છે. બ્રહ્મ-લગ્ન છે કે અસુર-લગ્ન તે જાણવા માટે એકજ કસોટી છે, અને તે બદલાની. જો કન્યાને અથવા કન્યાની માતાને કોઇ પણ જાતની ભેટ આપવામાં આવે તો તેથી તે લગ્ન 'અસુર' જાતનુ થતું નથી.[1] આથી જે પલ્લું આપવાનો રિવાજ છે, તેથી લગ્ન અસુર જાતનું થતું નથી, પણ તે લગ્ન 'બ્રહ્મ' જ કહેવાય. અસુર-લગ્ન કાયદાની દૃષ્ટિએ ખોટું નથી. તે જાતનું લગ્ન ગેર-કાયદેસર ગણાતું નથી. જે ચાર માન્ય લગ્ન છે તે આ પ્રમાણે (૧) બ્રહ્મ (૨) દૈવ. એટલે જ્યારે કન્યા આચાર્યને આપવામાં આવે ત્યારે. (૩) આર્ષ અને (૪) પ્રજાપત્ય. જે અમાન્ય લગ્ન હતાં તે નીચે પ્રમાણે (૧) અસુર. (૨) ગાંધર્વ. બેની સંમતિથી થાય તે. (૩) રાક્ષસ—એટલે જબરજસ્તીથી જે લગ્ન થાય તે. (૪) પીશાચ —જ્યારે કન્યા સુતી હોય ત્યારે તેની સાથે દુષ્ટ આચાર કરવામાં આવે ત્યારે. આ ચારમાંથી અસુર તો હાલ પ્રચારમાં છે, પણ ગાંધર્વ પણ ઉપસ્થિત થાય છે. ગાંધર્વ રીતીથી બે ત્રણ જાણીતા કુટુંબમાં લગ્ન થએલાં છે, પણ એક તેવી જાતના લગ્નનો રમુજી દાખલો—જે

**બ્રહ્મ-લગ્ન અને અસુર લગ્નનો અર્થ.**

---

1. (1909) 33 Bom 433. ચુનીલાલ વિ. સુરજરામ. (1913) 37 Bom 295. હીરા વિ. હંસજી (1919) 43 Bom 173 ગોવિંદ વિ. સાવિત્રી 32 Mad. 512.

પેપરે ચડેલો નથી એવો—યાદ આવે છે. બ્રહ્મ રીતથી લગ્ન થએલા એવા એક કુટુંબને કન્યા હતી. કન્યાની

**ગાંધર્વ રીતિના લગ્નનો દાખલો.**

માતા, કન્યાનો જન્મ થયાપછી એક વરસમા સ્વર્ગવાસી થઇ તે કન્યા પોતાની માતામહી તથા મામી પાસે ઉછરવા માંડી. કન્યા ત્યા સુખી હતી, તેથી પિતાએ બહુ દરકાર રાખી નહી. કન્યા સાધારણ ઉમર લાયક થતા પિતાએ એક ગૃહસ્થ જોડે વિવાહ કરવાનો વિચાર કર્યો જ્યારે તેના માતામહીએ બીજા જોડે વિવાહ કરવાનુ નક્કી કર્યું. તે સમયે કન્યાની ઉમર ૧૪-૧૫ વર્ષની હોવાથી સારા સારાનો વિચાર કરી શકતી હતી તેણે માતામહીની પસંદગીના વરને પસંદ કર્યો પિતાએ તેને બોલાવવા મોકલી ત્યારે તે ગઇ નહી પિતાને વ્હેમ પડ્યો તેથી તેનો કબજો મેળવવા કોર્ટનો આશ્રય લીધો કન્યા અદૃષ્ટ થઇ ગઇ! પિતા જ્યારે શોધખોળ કરતો હતો ત્યારે પાસેના એક શહેરમા-રાતના બાર વાગે-ધામ ધુમથી-અગ્રગણ્ય શહેરી જનોના સાનિધ્યમા-વૈદીક રીતથી—વિદ્વાન આચાર્ય પાસે તે કન્યાએ પોતાની પસંદગીના પતિ સાથે લગ્ન કર્યું શાસ્ત્રમા જણાવેલા શબ્દાર્થ પ્રમાણે આ ગાંધર્વ લગ્ન ખરૂ કે નહિં?

( ૧૮ ) સાધારણ રીતે ગુજરાતમા લગ્ન કરતા પહેલા વિવાહ કરવામા આવે છે કન્યા સાધારણ ઉમ્મર

**વિવાહ પછી લગ્ન.**

લાયક થાય ત્યારે યોગ્ય પતિની શોધ થાય છે અને પછી તેની સાથે લગ્ન થાય છે કેટલીક જ્ઞાતિઓમા એવી રીતે થયેલો વિવાહ તુટી શકે છે અને કેટલીક જ્ઞાતિઓમા ( અનિવાર્ય કારણો સિવાય ) તે તુટતો નથી કેટલીક જ્ઞાતિઓમા વિવાહ વખતે પૈસા લેવામા આવે છે-આવા રીવાજને અસુર ગણવામા આવે છે કન્યા અથવા વરને વેચાતા

લેવા એ શાસ્ત્રોકત નથી, એટલુંજ નહી પણ શુભ વિચારની વિરૂધ લાગે છે એ આચાર તો તદન બંધ થવો જ જોઇએ.

**પલ્લાનો રિવાજ** જે પલ્લુ આપવાની પ્રથા છે તે વ્યાજબી છે. તે રકમ અથવા જવાહીર કન્યાનેજ અપાય છે-કન્યાના મા બાપ અથવા તેના વાલીને નહી. તે રકમના ઉપર ધણીનો પણ હક રહેતો નથી.

**બ્રહ્મ કે અસુર તેની પ્રાથમિક માન્યતા.** ( ૨૦ ) જ્યારે એવો સવાલ થાય કે અમુક લગ્ન બ્રહ્મ રીતિથી અથવા અસુર રીતિથી થયું છે ત્યારે કોર્ટ પ્રાથમિક એમજ માને કે 'બ્રહ્મ' રીતિથી થયું છે. જે પક્ષકાર એમ કહે કે તે બીજી રીતે થયું છે તો તેના પુરાવાનો બોજો તેના શિર પર રહે છે.[૧] અમુક સ્ત્રીનું લગ્ન બ્રહ્મ કે અસુર રીતથી થયું છે, તે નિર્ણય કરવાનું તો

**જુદી લગ્ન રીતથી ઉભા થતા સ્રીધન વારસો.** ખાસ કરીને સ્ત્રીધનના વારસો નકકી કરતી વખતે જરૂર પડે છે. બ્રહ્મ રીતથી લગ્ન થયા હોય તો સ્ત્રીધનના વારસો જુદા હોય છે, અને અસુર લગ્નના સ્ત્રી-ધન-વારસો જુદા હોય છે, આ વિષય સ્ત્રી-ધનના પ્રકરણમાં સમજાવવામાં આવશે.

**એક કરતા વધુ સ્રી અથવા પતિ** ( ૨૧ ) હિંદુઓમા એક કરતા વધુ સ્રી થઇ શકે છે.[૨] એક સ્ત્રી એક કરતાં વધુ પતિ કરી શકે નહીં. જો છૂટાછેડા કોરટે આપ્યા હોય તો તે સ્ત્રી બીજો પતિ કરી શકે. હવે વિધવા વિવા-

---

૧ 33 Bom 433 437. 34 Bom. 553. 32 Mad 512

( ૨ ) 1 Mad H. C. 375. વિવા સ્વામી વિ આશા સ્વામી.

હેનો કાયદો[3] શરૂ થયો છે, જેથી વિધવા વિવાહ કાયદા વિરૂદ્ધ નથી, પરંતુ જો વિધવા પુનર્વિવાહ કરે તો પ્રથમ પતિના કુટુંબમાથી તેના હક નષ્ટ થાય છે. અને તે કુટુંબની મીલ્કત તે લઇ શકે નહીં.

**લગન કોણ યોજી શકે ?**

( ૨૨ ) લગ્ન કોણ યોજી શકે ? એ સવાલ પણ મહત્વનો છે. સગીર ઉમરની કન્યા અથવા યુવક હોય તો તેમના લગ્ન કોણ યોજી શકે ? યાજ્ઞવલ્કયે ( ૧=૬૩-૬૪ ) કહ્યું છે કે " પિતા–પ્રપિતા–ભાઇ–સાકુલ્ય અથવા તેજ કુટુંબનો ગ્રહસ્થ, માતા–અનુક્રમે શુદ્ધ મગજ શકિતમાં હોય તો કન્યાને કન્યા દાનમાં આપી શકે. જો કન્યાને કન્યાદાનમા ન આપે તો, દરેક માસિક અડચણ સમયે ગર્ભપાત જેટલું પાપ થાય છે. જો ઉપર જણાવેલામાથી કોઇ પણ કન્યાદાન ન આપે તો, કન્યાએ પોતે પોતાના માટે પતિ શોધી લેવો. " મનુમહારાજે ( ૩=૫ ) જણાવ્યું છે કે " જે કન્યા, તેના માતાના ગોત્રની નથી તથા સપિંડ નથી, તથા તેના પિતાના ગોત્રની નથી તથા સપિંડ નથી, તેવી કન્યા દ્વિજ જ્ઞાતિમા લગ્નને લાયક ગણવી. " વળી તેઓ જણાવે છે કે " સપિંડનું સગપણ સાતમી પેઢીએ અટકે તથા સમાનોદકનું સગપણ, કુટુંબના ઉત્પાદકનું નામ મળે નહિં ત્યારે અટકે. " હવે શાસ્ત્રોકત રીતે આ સવાલ તપાસીએ. શાસ્ત્ર પ્રમાણે, કન્યાનું રૂતુ-પ્રાપ્તિ પહેલાં લગ્ન કરવું જોઇએ. નીચે જણાવેલા માણસો–અનુક્રમ પ્રમાણે–લગ્ન યોજી શકે એમ કાયદા પુરઃસર વિચાર કરતાં જણાય છેઃ

**લગ્ન માટે કેવી કન્યા ગ્રાહ્ય ગણાય.**

( ૩ ) The Hindu Widow's Remarriage act 1501—1856.

**લગ્ન યોજકોના અનુક્રમ નામ.** (૧) પ્રથમ પિતા-(૨) પછી પ્રપિતા-(૩) પછી ભાઇ (૪) પછી કન્યાના પિતૃપક્ષના નજીકના સગા (૫) પછી માતા. પરંતુ વ્યવહારમા માતાને સ્થાન પિતા પછી તરતજ મળે છે. આ વ્યવહાર ઘણા કાળથી ચાલતો આવ્યો છે, તેથી પિતા પછી માતાનો નંબર ગણાય તો વાધો નહીં. માતાનુ સ્થાન આટલું આઘું ગયું હશે તેનું કારણ એમ લાગે છે કે, વિધવા કન્યાદાન આપી શકે નહીં, તેથી ભાઇ તથા પિતૃ-પક્ષના બીજા નજીકના સગાઓને પ્રથમ સ્થાન મળ્યું હશે. હાલ વ્યવહાર પ્રમાણે પિતા ન હોય તો માતાજ તે સંબંધમાં

**વ્યવહારમાં માતાને પિતા પછી પ્રથમ સ્થાન.** યોજના કરે છે, અને કન્યાદાનના સમયે કોઇ પિત્રાઇને વિનવી, તેની પાસે કન્યાદાન અપાવે છે[1] મદ્રાસ હાઇકોર્ટના વિચાર પ્રમાણે તો પ્રપિતા કરતાં પણ માતાને પ્રથમ સ્થાન જોઇએ[2] અને વ્યવહારમાં એમજ ચાલે છે. આ સંબંધમા તો લાહોર હાઇકોર્ટનો પણ એવોજ અભિપ્રાય છે.[3] એક જૂનાં ૧૮૬૭ ના કેસમાં[4] એમ ઠર્યું છે કે સાવકી-માને પ્રપિતા (દાદા) કરતાં પ્રથમ હક નથી. સાવકી-માને પુત્રી પ્રત્યે બહુ પ્રેમ ન હોય એ સ્વાભાવિક ગણી, તે પ્રમાણે ઠરાવવામાં આવ્યું હશે. નવો કેસ કોઇ દેખાતો નથી. પણ આ સવાલનો નિર્ણય બધી વસ્તુસ્થીતિ ઉપર આધાર રાખે છે.

કેટલીક વાર વ્યવહારમાં પિતૃ-પક્ષના સગા તથા માતૃ-પક્ષના સગા વચ્ચે સવાલ ઉભો થાય છે. પરંતુ જ્યા સુધી પિતૃ-પક્ષના

(૧) 37 Bom. 18 બાઇ રામકોર વિ. જમનાદાસ. (૨) 35 Mad 728 (૩) 1 Lah, 146 ઇંદી વિ. ધનીઆ (1922) 3 Lah. 29 જીવાજી વિ. મુલરામ (૪) 7. W. R. 321.

જવાબદાર સગા હોય ત્યા સુધી માતૃ-પક્ષનાને સ્થાન નથી અથવા તો કોઇ પણ કારણથી પિતૃ-પક્ષના સગા નાલાયક ઠર્યા હોય તો માતૃપક્ષના સગા એ યોજના કરી શકે પેરા ૧૮ ના અંતે જે દાખલો આપ્યો છે, તેમા કન્યા સગીર ઉમરની હોવાથી તથા પતિની પસદગી માતૃ-પક્ષે ( પિતા હયાત હોવા છતા ) કરેલી તેથી તે ગાધર્વ-લગ્ન કાયદાની દષ્ટિએ ખરૂ છે કે ખોટુ તે વિવાદસ્પદ ગણાય

**પિતૃ-પક્ષ કે માતૃ-પક્ષ**

( ૨૩ ) વિધવા પુનર્લગ્નના કાયદા[1] પ્રમાણે બાળવિધવાએ ( સગીર ઉમરની ) દ્વિતીય લગ્ન કરતા પહેલા, તેના વડીલની પરવાનગી લેવી પડે છે પરતુ જો તેણે સગીર હોવા છતા, પ્રથમ પતિ સાથે સજાગ કર્યો હોય તો પોતાનીજ સમતિ બસ છે અને તેના વડીલોની પરવાનગી લેવાની જરૂર રહેતી નથી પરવાનગી લેવી પડે એમ હોય તો નીચેના વડીલોની-અનુક્રમે-સમતી લેવી ( ૧ ) પિતા ( ૨ ) પ્રપિતા ( ૩ ) પછી માતા ( ૪ ) પછી મોટાભાઇ (૫) પછી બીજા ભાઇ ( ૬ ) પછી છેવટે કોઇ પણ ન હોય તો બીજા પુરૂષ-સગા-એકની હયાતી ન હોય તોજ બીજાની, તેમજ બીજાની હયાતી ન હોય તો ત્રીજાની એમ અનુક્રમે સમજવુ આ તો બ્રીટીશના કાયદાની રૂએ પરવાનગી લેવાની છે, તે તેજ પ્રમાણે લેવી પડે, તેમા વ્યવહાર ચાલે નહીં ઉપર જણાવ્યા પ્રમાણે સમતિ [2]લીધા પહેલાનુ લગ્ન ખોટુ ઠરાવાય છે, પણ સભોગ થયો હોય તો નહીં

**વિધવા પુનર્લગ્ન-નો કાયદો અને સમતિ**

(૧) The Hindu Widow's Remarriage Act 15 of 1856 Sec 7 (૨) Mulla's Hindu Law Para 402 ( 4th Edn )

**પિતાની અથવા બીજા વાલીની સંમતિ શિવાયનું લગ્ન.**

(૨૪) પેરા ૨૨ મા જણાવ્યા પ્રમાણે પિતાની અથવા બીજા સગાની કે વાલીની સંમતિ લીધા શિવાય લગ્ન થયું હોય તો તે કાયદેસર ગણાય ? એ સવાલ છે. હિંદુ કાયદાના લેખકોમાં તે વિષે ભિન્ન મત છે.[1] હિંદુ શાસ્ત્રકારોનો અભિપ્રાય ગમે તે હોય પરંતુ, હાઇકોર્ટના અભિપ્રાય પ્રમાણે જો લગ્ન બરોબર વિધિ પુરઃસર થયું હોય અને બીજી રીતે ગેરકાયદેસર ન હોય તો, સંમતિના અભાવે ગેરકાયદેસર ઠરાવી શકાતું નથી.[2] આ જે નિયમ ઠરાવવામા આવ્યો છે તે ફક્ત જ્યારે લગ્ન વિધિપુરઃસર કરી દેવામાં આવ્યું હોય તેને માટેજ છે. પણ જો ફક્ત વિવાહ કરવામાં આવ્યા હોય અને લગ્ન ન થયું હોય તો, પિતા અથવા બીજા કાયદાસરનો વાલી દાવો લાવી મનાઇ હુકમ મેળવી શકે છે; એવો મનાઇ હુકમ આપતી વખતે કોર્ટને યોગ્ય લાગે તેવી અને સગીરના ફાયદાકારક સરતો નાંખવામાં આવે છે.

**"ફેક્ટમ વેલેટ"નો સિદ્ધાંત.**

(૨૫) અહીં "ફેક્ટમ-વેલેટ"નો સિદ્ધાંત સમજવાની જરૂર છે. તે સિદ્ધાંત પ્રમાણે "એક વસ્તુ બની ગઇ તે બની ગઇ." આ સિદ્ધાંત મૂળ દયાભાગ-શાસ્ત્રમાં સમજાવવામાં આવ્યો છે અને તે મિતાક્ષર ને ગ્રાહ્ય છે. જો કોઇ પણ બાબત,

(૧) ઘોષનો હિંદુ-લૉ. બીજી આવૃત્તિ પા. ૬૮૯-૯૦. બેનરજીનો લગ્નનો કાયદો. ત્રીજી આ. પા. ૫૨. સરકારનો હિંદુ-લૉ. ચોથી આવૃત્તિ પા. ૧૧૦. (૨) 11 Bom. 247. ખુશાલ વિ. બાઇ મેના. 14 Mad. 316 વેંકટ વિ. રંગાચર્યા. 22 Bom. 812. મૂળચંદ વિ. બુધિઆ. 19 All. 515. ધાઝી વિ. સુંદ્ર 12 Cal 140. બિંદાવન વિ. ચંદ્રા. 35 All 265. કસ્તુરી વિ. ચિરંજી. 2 Lah 288. ગજાનન વિ. સરકાર (crown). (૩) 8 Cal. 265. કાશી. 12 Bom. 180. 12 Bom. 110. 38 All. 520.

દર્શનીક નિયમોની વિરૂધ થઇ હોય અને તે બાબત પ્રમાણે વર્તવામાં પણ આવ્યું હોય, તો તે બાબત ગ્રાહ્ય રહે છે અને ગેરકાયદેસર ઠરાવી શકાતી નથી. પરંતુ જો તે બાબત પ્રતિષ્ઠિત આદેશની વિરૂધ થઇ હોય તો તેના પ્રમાણે વર્તવામા આવ્યું હોય તોપણ કાયદેસર ઠરી શકતી નથી. તે સ્થિતિમા તે ગેરકાયદેસરજ રહે છે. આ સિદ્ધાંત બહુ વિચારવા જેવો છે કારણ તેના પર ઘણો આધાર રહે છે. આ સિદ્ધાંત દત્તક-પુત્રના સંબંધમા પણ એટલોજ ઉપયોગી છે. દત્તકના પ્રકરણમાં તે દૃષ્ટિ-બિંદુથી આ સિદ્ધાતને ફરી ઉલ્લેખવામાં આવશે.[1]

**લગ્ન અને જ્ઞાતિ.** (૨૬) વર તથા વધુ બન્ને એકજ જ્ઞાતિનાં હોવાં જોઇએ; નહીં તો તે લગ્ન ગેરકાયદેસર થઇ જાય.[2] પરંતુ જો તે એકજ જ્ઞાતિના પણ પેટા-જ્ઞાતિના હોય તો ગેર-કાયદેસર નથી ગણાતું.[3] જેઓ અન્ય જ્ઞાતિમાથી હિંદુ થયા હોય તેમને શુદ્ર ગણવામા આવે છે, અને શુદ્રને જે લગ્નના નિયમો લાગૂ પડે છે, તેજ નિયમો તેવાને લાગૂ પડે છે.

**અનુલોમ લગ્ન અને પ્રતિલોમ લગ્ન.** (૨૭) અનુલોમ લગ્ન એટલે ઉંચી જ્ઞાતિનો વર અને તેનાથી ઉતરતી જ્ઞાતિની કન્યા-એ બેનું લગ્ન-આવા અનુલોમ લગ્નને મુંબાઇની હાઇકોર્ટે કાયદેસરનું ઠરાવ્યું છે. હવે આ આધારની રૂએ વૈસ્ય વર અને શુદ્ર કન્યાનું

(૧) ( 1878 ) 3 Cal 587=5. I. A. 40 ગુમા વિ. ગોકુળ ( 1899 ) 22 mad 398=26 I A. 113 બાકુસુ કેસ. 22 Bom. 812 મૂળચંદ વિ. બુધીઆ. (૨) 13 M.I.A 141. 158. 159. 28 All 458 ( બ્રાહ્મણ ને ક્ષત્રીય) 2 Bom L.R 128 (ક્ષત્રી ને બ્રાહ્મણ) *14 Bom L.R 547 (શુદ્ર ને બ્રા. કન્યા )* (૩) *22 Bom 277.* 18 Cal 926.

લગ્ન કાયદેસર ગણી શકાય.[1] આનાથી ઉંધો ક્રમ હોય તો તેને પ્રતિલોમ લગ્ન કહેવાય છે. પ્રતિલોમ લગ્ન હજી સુધી કાયદેસર ઠર્યું નથી, અને ઠરશે નહી એમ લાગે છે. જો કોઇ વૈશ્ય બ્રાહ્મણ કન્યાને પરણે તો શાસ્ત્રમા તેને માટે પ્રાયશ્ચિત એવું ઠરાવ્યું છે કે તે વૈશ્યને પીપલાના ઝાડમા પૂરી, સળગાવી મૂકવો. આવું પ્રાયશ્ચીત આ દીવસોમા સંભવિત નથી. આવું લગ્ન પણ યોગ્ય નથી.

**લગ્ન માટે વર્જીત સગપણ.**

(૨૮) હવે મોટો સવાલ એ આવે છે કે કયા સગપણને લીધે લગ્ન સંભવિત નથી? જો વરકન્યા અમુક સગપણમા હોય તો તેમની વચ્ચે લગ્ન થઇ શકે નહીં. આવા સગપણને લગ્ન માટે "વર્જ્ય–સગપણ" કહેવામાં આવે છે. તેને માટે નીચે પ્રમાણે નિયમ છે:

(અ) એકજ ગોત્રમા અથવા એકજ પ્રવરમા લગ્ન થઇ શકે નહીં. આ નિયમ શૂદ્રને લાગતો નથી.[2]

(આ) કોઇ પણ પુરૂષ જે સપિંડ હોય એવી કન્યા સાથે લગ્ન કરી શકે નહીં.

લગ્નથી થતા સગપણથી, લગ્નને બાધ આવતો નથી. દાખલા તરીકે પોતાની સ્વ. પત્નિની બ્હેન સાથે લગ્ન થઇ શકે; તેમજ પોતાની સાળીની છોકરી સાથે પણ પરણી શકાય.[3] વ્યવહારમા પોતાની સાળીની છોકરી સાથે લગ્ન થઇ શકતાં નથી. આ સંબંધમાં ફકત મદ્રાસ હાઇકોર્ટનો ફેંસલો છે, પણ મુંબાઇ હાઇકોર્ટનો નથી. ધારવા પ્રમાણે મુંબાઇ હાઇકોર્ટ મદ્રાસ જોડે સંમત થશે નહીં. સાળીની છોકરી તે ભાણેજ થઇ. તેની સાથે લગ્ન સંભવે નહીં.

(૧) ૪૬ Bom ૮૭૧ બાઇ ગુલાબ વિ. જીવણલાલ. (૨) 41 I. A. ૨૯૦–૩૦૯, ૩૧૧. રામચંદ્ર વિ. વિનાયક. 42 Cal ૩૮૪ (૩) 20 Mad. ૨૮૩; 43 Mad ૮૩૦.

સગોત્ર કોને કહેવાય?—બે માણસ સગોત્ર ક્યારે કહેવાય કે જ્યારે તે બન્ને એકજ ઋષીથી પુરૂષ લાઇનમાં ઉતરી આવેલા હોય અને બન્નેનુ ગોત્ર એકજ ઋષીથી ઓળખાતુ હોય

**સગોત્ર**

સમાન પ્રવર?—બન્નેના મૂળ ગોત્રના ઉત્પાદકના ત્રણ વા વાઓથી પુરૂષ લાઇનમા ઉતરી આવેલા હોય તે બધા સમાન પ્રવર કહેવાય છે

**સમાન પ્રવર**

(૨૯) લગ્ન-વિધિ વિષે કહેવાનુ રહે છે લગ્ન-ગ્રથી યથાવિધિ તથા કાયદાપુર સર થવા માટે બે વિધિની ખાસ આવશ્યકતા રહે છે 'બ્રહ્મ' અને 'અસુર' બન્ને જાતના લગ્નમા બે વિધિ થવી જોઇએ (અ) અગ્નિની સાનિધ્યમા પ્રતિજ્ઞા અને (આ) સપ્તપદી આ વિધિ કરતી વખતે સાત મગળફેરા ફરાય છે જ્યારે સાતમો ફેરો ફરાય ત્યારે લગ્ન પુરુ થાય છે [1] જ્યા સુધી સાતમો ફેરો ન ફરાયો હોય ત્યા સુધી વિવાહ તૂટી શકે છે કેટલીક જ્ઞાતિમા તો કહેવત છે કે "તોરણે આવેલો વર પાછો જાય" તેનુ કારણ એ હોવુ જોઇએ કે શાસ્ત્ર પ્રમાણે જ્યા સુધી સાતમો ફેરો પુરો ન થાય ત્યા સુધી લગ્ન સમાપ્ત થતુ નથી, અને ત્યા સુધી વિવાહ તોડી શકાય। પરતુ જો કોઇ જ્ઞાતિમા ખાસ રીવાજ હોય તો ઉપર કહેલી વીધી ન થઇ હોય તો પણ લગ્ન બધનકારક ગણાય છે [2] વિધવાઓના પુનર્લગ્ન માટે શાસ્ત્રોએ કોઇ વીધિ નિર્માણ કરી નથી તેને માટે જુઓ વિધવા પુનર્લગ્નનો કાયદો પેરા ૧૮ મા જણાવ્યુ છે કે વિવાહ

**લગ્ન ક્યારે બધન કર્તા થયુ ગણાય**

**વિવાહભગથી થતી નુકશાની**

(૧) 3 Bom ૪૩૩-૪૩૮ ચુનીલાલ વિ સુરજરામ ૩૨ Ma ૫૧૨ 12 Cal ૧૪૦ (૨) 5 Cal ૬૯૨ 10 Cal ૧૩૮, dl Rang ૧૨૯

થાય છે તે તોડી શકાય છે. જો કોઈ પણ અયોગ્ય કારણસર વિવાહ તોડવામા આવે તો, અને લગ્નના વચનભંગ માટે નુકશાનીનો દાવો માંડવામા આવે તો અને કોર્ટને યોગ્ય કારણ લાગે તો નુકશાનીની રકમ અપાવે છે. પણ જેમ વિલાયતમા મોટી રકમો નુકશાનીમા અપાય છે તેમ હીંદુઓમા અપાતી નથી. કારણ એકજ છે કે, હિંદુઓમા વિવાહ તુટી શકે છે. આવા દાવામાં છતવા માટે વાદીએ ખાસ નુકશાની બતાવવી પડે છે. જો વિવાહના વચન પ્રમાણે લગ્ન કરાવી આપો એવી દાદ માગે, તો કોર્ટ અપાવે નહીં–ઘણું તો નુકશાની તરીકે કંઇક રકમ અપાવે.[1]

**વિવાહભંગના નુકશાનીના દાવા દરમ્યાન વાદી–વરનું મરણ થાય તો ?** જો દાવાની દરમ્યાનમા વાદી–વર મરણ પામે તો તેના વારસો ફક્ત વિવાહ દરમ્યાન જે ખર્ચ થયું હોય તેજ મેળવી શકે, નુકશાનીની રકમ મેળવી શકે નહીં.[2]

(૩૦) એક વાર જો એમ સાબીત થયું કે વસ્તુતઃ લગ્ન થયું હતું, તો પછી કોર્ટ એમ પ્રાથમિક માને કે લગ્ન વિધિપુરઃસર થયું હતું અને બરોબર હતુ.[3] આ પ્રાથમીક માન્યતાની વિરૂધ પ્રતિપાદન કરવુ હોય તો તે કરી શકે પણ પુરવાનો બોજો તેને શીર રહે છે.

**સ્પેશીઅલ મેરેજ એક્ટ** (૩૧) હજી હમણા સુધી જો કોઇને જ્ઞાતિ બહાર લગ્ન કરવુ હોય તો સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે તેમને લગ્ન કરવું પડતુ હતું. હવે નવો કાયદો થયો છે કે જેથી પોતે પોતાના ધર્મમા રહીને જ્ઞાતિબહાર લગ્ન કરી શકે છે. આ કાયદાને

(૧) 21 Bom 23 પુરશોત્તમદાસનો કેસ 16 Bom 673 રામતટ કેસ 41 Bom 139 જેકીસનદાસ વિ રણછોડદાસ. 39 Bom 682 ખિમજી વિ નરસિં. (૨) 44 Bom 446 બાબુભાઇ વિ. નાનાભાઇ. (૩) 13 M I A. 141–158 22 Bom 277 38 Cal 700. 22 Bom. 309. 38 I. A. 122.

સ્પેશીઅલ મેરેજ એક્ટ કહે છે. ( Special Marriage Act 3 of 1872 as amended by Act 30 of 1923 ). હિંદુ-બૌદ્ધ-શીખ તથા જૈનો એ કાયદાનો લાભ લઇ શકે છે. " હું કોઇ પણ ધર્મ પાળતો નથી " એવા જૂઠા સોગંદ લેવા પડતા નથી. ફક્ત ગોર-અથવા આચાર્યને બદલે તથા અગ્નિની સાનિધ્યને બદલે, રજીસ્ટ્રારની ( પછી તે પારસી-મુસલમાન કે ગમે તે હોય ) રૂબરૂ લગ્ન નોંધાવવા પડે છે! જો આ લગ્ન કરનાર અવિભક્ત કુટુંબનો પુરૂષ હોય તો, ત્યારથી તે વિભક્ત થાય છે. વળી આ કાયદાથી એ પણ ફાયદો થાય કે જે વારસાઇ કાયદો એને લાગુ પડતો હોય તે કાયમ રહે છે-જેને ' કાસ્ટ ડીસએબીલીટી રીમુવલ એક્ટ, ' લાગુ પડતો હોય તેને આવા પુરૂષને-તેની મીલકતને-અને એ લગ્નથી થતાં સંતાનોને ' ધી ઇન્ડીઅન સક્સેશન એક્ટ ' લાગુ પડે છે. આવા પુરૂષને દત્તકનો હક રહેતો નથી, પરંતુ તેનો પિતા ( જો બીજો છોકરો ન હોય તો ) દત્તક લઇ શકે.

**તેથી વારસાઈ હક.**

**તેથી ઉભો થતો દત્તકનો સવાલ.**

(૩૨) જ્યાં સુધી કુટુમ્બ એકત્ર અને અવિભક્ત હોય ત્યાં સુધી, દરેક છોકરા તથા છોકરીનું લગ્નનું વ્યાજબી અને સંભવિત ખર્ચ કુટુમ્બની મીલકતમાંથી અપાય છે.[1] છોકરીઓમાં, અવિભક્ત કુટુંબના પુરૂષવર્ગની છોકરીઓનો સમાવેશ થાય છે. છોકરીની છોકરીઓ તેમના કુટુમ્બમાં ગણાય.

**લગ્ન-ખર્ચ કોણ આપે ?**

(૧) (1907) 32 Bom. 81 સુંદરબાઇ. (1910) 32 All. 575. (14, 4) 37 Mad 273 (Full Bench.) (1922) 1 Patna 266. 23 Mad 512. 26 Mad 497. 35 Mad 728. 38 Mad 556.

જ્યારે છોકરી પરણે છે ત્યારે તે તેના પિતાના કુટુમ્બની ગણાતી બંધ થાય.

હિંદુ લગ્નમાં છુટા-છેડા ?

(૭) હિંદુ-કાયદામા છુટાછેડા જેવું છેજ નહીં. લગ્ન તે જીંદગી પર્યંતનું લગ્ન-તે કરાર નહીં. જે કેટલીક (શુદ્ર) જ્ઞાતિમા રીવાજ છે-નાતગનો-તે મુજબ છુટાછેડા થઇ શકે[1] પણ ઉચ્ચ જ્ઞાતિમા એવો રીવાજ નથી. ધર્મ-ફેર અથવા જ્ઞાતિ-ફેર થવાથી લગ્નનો અંત આવતો નથી. એમ થાય તેમ છતા પણ લગ્ન-ગ્રંથી તો ચાલુ રહેજ; તેજ પ્રમાણે જો પતિ અથવા પત્ની પરસ્ત્રી અથવા પરપુરૂષ સાથે સંભોગ કરે તો પણ લગ્ન-ગ્રંથી કાયમ રહે છે. એટલુંજ નહીં પણ જો પત્ની પોતાના પતિને ત્યજી નાયકણીનો ધંધો લઇ એમે તોપણ લગ્ન-ગ્રંથી તૂટી શકતી નથી.[2]

નાતરાં.

ધર્મ-ફેર માટે સરકારે એક કાયદો કરી આપ્યો છે. (Act 21 of 1866) તેનાથી જો વટલેલ પુરૂષ અથવા સ્ત્રી કોર્ટમા છુટાછેડા માટે અરજી કરે તો કોર્ટ અપાવે અને તે માણસ પછી ફરી પરણી શકે[3] નાતગને માટે પણ મુંબાઇની હાઇકોર્ટે એમ ઠરાવ્યું છે જો કોઇ સ્ત્રી પોતાની મરજી પડે ત્યારે પતિને ત્યજી દ્વિતિય લગ્ન કરે તો તેની જ્ઞાતિમા રીવાજ હોય તો પણ તે ખોટું છે. કારણ તે નૈતક ધર્મની. વિરૂદ્ધ ગણાય. પતિ-પત્ની બન્નેની મરજીથી છુટા પડે અને એમની જ્ઞાતિના રીવાજ મુજબ દ્વિતીય

(૧) 3 Cal. 305 કુરોની વિ લોતીરામ. 17 Mad 179. (૨) 1 Bom. 330. 9 Mad 466 18 Cal. 264 રામકુગારીનો કેસ. 23 Mad 171 29 All 4 નારાયણ વિ. ત્રીલોક (૩) 18 Cal. 252. ગોવર્ધન વિ જસોદા

લગ્ન કરે તોપણ તે ખોટુ. કારણ તેજ[૧]. મદ્રાસ હાઇકોર્ટના વિચાર પ્રમાણે સમતિથી છુટા પડયા હોય તો વાધો નહીં[૨] તેમજ પહેલેથી ઠરાવ હોય કે અમુક અમુક રકમ જ્ઞાતિને અથવા જ્ઞાતિના પંચને અથવા પતિ–કે પત્નીને આપે તો લગ્નમાથી છુટા થવું, તો તેવો કરાર લોકહિત વિરૂદ્ધ ગણી, લગ્નના છુટાછેડા અપાતા નથી.[૩]

લગ્ન હક (૩૪) પત્નીએ પતિને સાજ જઇને રહેવુ જોઇએ. જો એ બે વચ્ચે એવો કરાર હોય કે અમુક સ્થિતિમા બે જુદા રહી શકે તો તે કરાર ખોટો ગણાય છે. જો પત્નીનો કબજો મેળવવા દાવો કર્યો હોય તો, તે કરાર બચાવમા ચાલે નહીં[૪] પતિએ પણ પત્ની સાથે રહેવું જોઇએ, અને તેનું ભરણપોષણ કરવુ જોઇએ

હિંદુ વાલી કોણ? (૩૫) હિંદુ–કાયદા મુજબ પતિ તે પત્નીનો હકદાર વાલી છે અને તેની ઉમ્મર ગમે તેટલી નાની હોય, પણ પત્નીનો ધણી પોતાની પાસે રાખી શકે છે, પરંતુ જો તેવો રીવાજ હોય કે ઉમર લાયક થાય ત્યારે છોકરીને સાસરે મોકલવી, તો ધણી તેનો કબજો મેળવી શકે નહીં[૫]. આ સંબંધમા હમણાજ એક કેસ મુંબાઇ હાઇકોર્ટમા હતો. કોર્ટે ( અપીલ કોર્ટે ) એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે, કૌમારે પિતા પાળે, અને લગ્ન થયા પછી પતિ સંભાળે[૬] પરંતુ આપણા વ્યવહારમા તો એમજ ચાલે છે કે બાળ–

(૧) 2 Bom 140 નારાયણ વિ. હર્વી॥ 10 Bom H C 381 હેમકોર (૨) 17 Mad 479. (૩) 39 Bom .538 કેશવ વિ બાઇ ગાડી 19 Bom L R. 56 બાઇ ગંગાનો કેસ (૪) 11 Beng L. R 129 સીતારામ વિ અટરી 28 Cal 751 દીહાયટ વિ. બસંત. (૫) 17 Cal 298 24 Mad 255 (૬) 28 Bom L R 143 & 148 નવનીતલાલ વ પુરૂષોતમ.

લગ્ન થાય પણ જ્યાં સુધી કન્યાને ઋતુ-પ્રાપ્તિ થાય નહીં અને ઉમરલાયક થાય નહીં, ત્યાં સુધી સાસરે મોકલવામાં આવતી નથી. પતિના અવસાન પછી, વિધવાનું વાલીપણું-જો તે સગીર હોય તો -સ્વ. પતિના સગાઓમાં રહે છે.[1]

**પતિ-પત્નીનો કબજો મેળવવા દાદ**

(૩૯) પતિ-પત્નીના કબજા માટે, અથવા પત્ની પતિની સાથે રહેવા દાવો માંડી શકે છે. નીચે જણાવેલી ફરીઆદો જો પતિ સામે હોય તો તે જીતી શકે નહીં. (૧) પતિને કોઇ અગાધ વ્યાધિ હોય-સીફીલીસ-પત-વિ.[2] (૨) ઘરમાં રખાત રાખી[3] હોય. (૩) પત્નીને માર મારતો હોય અથવા બીજી રીતે તેણીના શરીરની સહીસલામતી ન રહેતી હોય (૪) અથવા [4]બીજો ધર્મ સ્વીકાર્યો હોય=આ ચાર કીસ્સામાં તો પતિને દાદ મળેજ નહીં; પરંતુ બીજા નીચે જણાવેલા કીસ્સામાં કોર્ટ વસ્તુ-સ્થિતિ ધ્યાનમાં લે, અને પત્નીને હિતકારી હોય એમ ઠરાવે:-(૧) બીજી પત્ની કરી હોય.[5] (૨) પતિ પોતાની પત્ની પ્રત્યે બેવફા હોય.[6] (૩) પત્ની સગીર હોય.[7] આ ત્રણ બાબતમાં કોર્ટે બહુ બારીકાઇથી વિચાર કરવાનો છે. જો એમ લાગે કે પત્નીના હિતમાં તેના ધણી સાથે રહેવાનો હુકમ કરવો જોઇએ તોજ કરવાનો છે. નહીં તો ધણીનો દાવો ખર્ચ સાથે કહાડી નાંખવો જોઇએ.

(૧) 16 Cal 584 ખુનીરામ વિ બનવારીલાલ. (૨) 5 Bom. H C. A. C. 209. (૩) 34 Cal. 971. (૪) 8 All 78 વેણી વિ. રોનારાયણ (૫) Bom. L R. 187. મોતીલાલ વિ. બાઇ ચંચળ (૬) 13 All 126. બીંદા વિ કૌસીનીઆ. (૭) 28 Cal. 37 સુરજ વિ કહીકાન્તા 10 Bom 301 દાદાજી વિ રૂકમણી.

# [ ૩ ]

## અવિભક્ત અને એકત્ર કુટુમ્બ.

**એકત્ર કુટુમ્બની ભાવના કેમ ઉદ્દભવી ?**

( ૧ ) એકત્ર કુટુમ્બ કેવી સ્થિતિમા બધાયું તે જાણુવા બધાને જીજ્ઞાસા રહે છે. આદ્ય પુરૂપના વખતમા, પુરૂપની સ્થિતિ બહુ વિચિત્ર હતી. તેમને કુદરતી પણુ જગલી સંજોગોને સ્વાધીન થવુ પડતું હતુ, એટલુંજ નહીં પણ તે વખતના રહેવાસીઓની જંગલી અને અમાનુષી વૃતિઓની પણ સામે થવું પડતું હતુ. આ સંજો-ગોમા સ્ત્રીઓની તથા બાળકોની સ્થિતિ બહુ ખરાબ હતી. તેઓ કોઇપણ રીતે પોતાની સભાળ લઇ શકે એમ નહોતા. આ સંજો-ગોમા, તે કુટુમ્બના સૌથી મોટા મરદ પર આધાર રાખવો પડતો હતો, અને તેવો મરદ ઘણા ભાગે પિતાજ હોય. તેની ગણના

સર્વોપરીમા થવા માડી, અને એ પ્રણાલિકા પડી, તે પ્રમાણે પિતા, તેના બાળકો તથા તેના ઘરમા રહેતા સઘળા સ્ત્રી-પુરૂષોનો એક ઝુમખો ગણાવા માડયો. એ ઝુમખો તે એકત્ર કુટુમ્બ સ્ત્રીઓ, બાળકો અને તેના આશ્રય નીચે રહેતા બીજા માણસો પોતાનો બચાવ કરી શકે નહીં-તે વખતના સંજોગો તેવા હતા-તેથી 'પિતા' બધાનો બચાવ કરે, અને તેના બદલામાં સ્ત્રી તથા બાળકો અને બીજા તેના આશ્રિતો તેની નોકરી કરે. જે કંઇ મીલકત હોય તે પિતાનીજ ગણાય એટલુંજ નહીં પણ તે બધા 'પિતા'-નીજ મીલકત ગણાય !

( ૨ ) આ સ્થિતિ ઘણો વખત ચાલી, અને જે સમયમાં સ્મૃતિ લખાઇ, તે સમયમા આવીજ સ્થિતિ હતી. તેથીજ મનુ મહારાજ લખે છે કે "પત્ની, પુત્ર અને ગુલામને કોઇ પણ જાતની મીલકત હોઇ શકે નહીં-તેઓ જે પણ કાંઇ મેળવે, તે જેમના તેઓ હોય તેમની થાય.[1]" ઘણા વખત પછી પણ આ પ્રણાલિકાનો ભંગ થયો નહીં. મિતાક્ષરામા એક સ્મૃતિનો ઉલ્લેખ કરતી વખતે નીચે પ્રમાણે જણાવ્યું છે. "શિક્ષક અને શિષ્ય વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે, પિતા અને પુત્ર વચ્ચે અને માલીક અને ગુલામ વચ્ચે, જ્યારે તકરાર થાય, ત્યારે તે તકરાર કોર્ટમાં સંભળાય નહીં.[2]" આ પ્રમાણે કુટુમ્બના પિતાને નિર્બદ્ધ અને સ્વતંત્ર હક હતા.

( ૩ ) આ સમય પછીના સમયમા પિતાને એવા સ્વતંત્ર માલીકી હકને બદલે કુટુમ્બના પ્રતિનિધિ ( representative ) ના હક મળ્યા. આ સમયથી એકત્ર કુટુમ્બ થયું. પહેલાંના વખતમા રોમમા પણ આવીજ સ્થિતિ હતી. રોમને લૉ પ્રમાણે પણ

(૧) ૮=૪૧૬. (૨) યા. ૧-૬૮.

કુટુમ્બના પિતાને પણ એવા અને એટલાજ હક હતા [1] આ ભાવના રોમમા જલદી તુટી, પણ આ દેશમા આ ભાવનાને ધર્મ જોડે યુ થવામા આવેલી હોવાથી, એકત્ર કુટુમ્બ નષ્ટ થયુ નહીં ઠકાણમા અત્યારે એકત્ર કુટુમ્બના વડીલના હક આ છે—સગીર બાળકોનો તે વાલી છે, તેમજ કુટુમ્બની મીલકતનો પણ વાલી છે, તે બધાના ભરણ-પોષણની વ્યવસ્થા કરે છે, તેમના લગ્નની યોજના કરે છે, અને દત્તક પુત્ર લે તથા આપે છે કૌટુમ્બિક મીલકતની તે સર્વ વ્યવસ્થા કરી શકે છે, તેવી મીલકત માટે દાવાઓ લડી શકે છે, અને કૌટુમ્બિક જરૂરીઆતો માટે દેવું કરી શકે છે, તથા મીલકત વેચી શકે છે

**એકત્ર કુટુમ્બના વડીલના હક**

( ૪ ) પહેલાના વખતમા એકત્ર કુટુમ્બમા બીજા ઘણા માણસોનો સમાવેશ થતો હતો, પરતુ હાલ એકત્ર કુટુમ્બ એટલે તે કુટુમ્બમા જન્મેલા મનુષ્યો, પરણેલી સ્ત્રીઓ અને દત્તવિધાથી ગણાએલા પુત્રો—જ્યારે પુત્રી પરણે ત્યારે તે જન્મ-કુટુમ્બમાથી નીકળી, જે કુટુમ્બમા પરણે તેમા દાખલ થાય છે—તેના પતિના કુટુમ્બમા ગણાય છે [2] તેજ પ્રમાણે દત્તવિધાનથી અપાએલા પુત્ર જે કુટુમ્બમા દત્તક અપાયેલ હોય તેમા દાખલ થાય છે, અને તેના મૂળ કુટુમ્બમાથી કમી થાય છે હીંદુ સમાજમા એકત્ર કુટુમ્બ એ સ્વાભાવિક અને સવસાધારણ સ્થિતિ છે. તેઓ મીલકતમા-વ્યવહારમા-ખાનેપીને-અને ધર્મમા એકત્ર હોય છે [3] જો તેઓ ફકત ખાનેપીને-અને ધર્મપૂજામા જુદા થાય

**એકત્ર કુટુમ્બની ઘટના**

(૧) Maines Ancient Hindu Law P 141 (૨) (1881) 1b Cal 642 616 કાર્તિકચદ્ર વિ શારદાસુદરી (૩) ( 1876 ) 1 Mad 69, 81 (P C) રઘુનદ વિ બ્રજકીશોર

તો તેથી એકત્ર કુટુમ્બ વિભક્ત થયું ગણાતું નથી; પણ જો તેઓ મીલકતમા જુદા પડે તો તે કુટુમ્બ વિભક્ત થયું ગણાય છે.[1]

(૫) અંગ્રેજોમા જેને "જોઇન્ટ ટેનન્સી" કહે છે તેને સમજવાનો યત્ન કરી, આપણા એકત્ર કુટુમ્બમા ને એમા શો ફેર છે, તે સમજવા યત્ન કરીશું.

જોઇન્ટ ટેનન્સી અને એકત્ર કુટુમ્બ

અંગ્રેજોને એકત્ર કુટુમ્બની ભાવના ઘણીજ દુર્ઘટ અને અગમ્ય લાગી, તેથી તે સમજવા માટે તેઓમા પ્રવર્તેલી 'જોઇન્ટ-ટેનન્સી' જોડે સરખાવી, સમજવા યત્ન કરવા લાગ્યા. પણ તે સરખામણી યોગ્ય નથી. જોઇન્ટ ટેનન્સી અને એકત્ર કુટુમ્બના થોડા ગુણો એકજ છે પણ સિદ્ધાતમાંજ ફેર છે. જોઇન્ટ ટેનન્સી, ખતથી અથવા વીલથી (વસીઅતનામાથી) થઇ શકે છે. જ્યારે એકત્ર કુટુમ્બ તો ફક્ત જન્મથી તથા લગ્ન સંબંધથીજ થઇ શકે. જોઇન્ટ ટેનન્સીમાં સર્વ મીલકત ઉપર સરખો ભાગ છે તથા તે ભાગ કાયમ છે. જ્યારે એકત્ર કુટુમ્બમા તો તેનાથી ઉલટુંજ છે. તેમાં તો જન્મ-દત્તવિધાન-મૃત્યુ તથા વૈરાગ્યથી દરેકના ભાગમા ફેરફાર થયા જ કરે છે. જોઇન્ટ ટેનન્સી તો બે અજાણ્યા પુરૂષો વચ્ચે થઇ શકે, જ્યારે એકત્ર કુટુમ્બ તો ઉપર દર્શાવ્યું તેમ ફક્ત જન્મ, લગ્ન અને દત્તવિધાનથીજ થઇ શકે છે. તેથી એ બે ભાવનાની સરખામણી કોઇ પણ રીતે યોગ્ય નથી, પણ તેમ કરવાથી ઘણી સમજફેર થાય છે. જોઇન્ટ ટેનન્સીમા સ્ત્રી તથા બાળકોને ભરણ પોષણ વગેરેનો કાંઇ હક નથી, જ્યારે એકત્ર કુટુમ્બમાં તે જન્મસિદ્ધ હક છે. એકત્ર કુટુમ્બને ઘણી વાર એક સંસ્થા ( Corporation ) તરીકે માનવામા આવે છે તે પણ ભૂલભરેલું છે. એકત્ર કુટુમ્બ

(૧) ( 1903 ) 31 Cal 262 (P. C.) ગણેશદત્ત વિ. જેવચ.

કાયમનુ છે તે અર્થમા સસ્થા ગણાય, બીજી રીતે નહીં[1] સસ્થા કાયદાથી થાય છે, તેમ એકત્ર કુટુમ્બ થતુ નથી પણ હીંદુ કાયદાથીજ બનેલુ છે[2] એકત્ર કુટુમ્બનો સભ્ય નોટીશ આપી જુદો થઇ શકે છે, તેમ સસ્થાનો સભ્ય થઇ શકતો નથી

**કર્તા અને ટ્રસ્ટી**

( ૬ ) ઘણી વાર કુટુમ્બના વડીલને ટ્રસ્ટી તરીકે કહેવામા આવે છે, પણ વાસ્તવિક રીતે તેમ નથી[3] પ્રીવી કાઉન્સીલના એક કેસમા જજમેન્ટ આપતી વખતે લોર્ડ લીન્ડલેએ એમ પણ કહ્યુ છે કે એકત્ર કુટુમ્બના વડીલને-એટલે કર્તાને-એકત્ર કુટુમ્બના એજન્ટ ગણી શકાય નહીં તેઓને એજન્ટનો અથવા ભાગીદારોનો કાયદો લાગુ પડતો નથી સાધારણ રીતે તે ટ્રસ્ટી જેવો છે

**પુત્ર અને કૌટુમ્બિક મીલકત**

( ૭ ) સાધારણ ભાષામા જે એકત્ર કુટુમ્બ કહેવાય છે, તે કાયદાની દૃષ્ટિએ થોડુ જુદુ છે આ એકત્ર કુટુમ્બમા તો એકત્ર કૌટુમ્બિક મીલકત જોઇએ, અને તેવી મીલકત પરત્વે, તેજ કુટુમ્બમા જન્મેલો અથવા દત્તક છોકરો હોવો જોઇએ અહીં પુત્ર એટલે પુત્ર-પૌત્ર-અને પ્રપૌત્ર ગર્ભમા પણ જે પુત્ર હોય તે હયાત ગણાય છે આ પરિસ્થિતિ આગળ બરોબર સમજાવીશુ

---

(૧) (1904) 28 Mad ?44-845 સોકનદ્વા વિ નોકસ (૨) (1901) 25 Mad 149-54 57 સુદર વિ નરસી (૩) ( 1902 ) 26 Mad 541-53 (p c) અન્નામલી વિ પુરગસા ( 39 ) All 437-47-48 (p c) સાહુરામ વિ ભૂપસીંગ

( ૮ ) એકત્ર કૌટુમ્બિક મીલકત ( ancestral property ) કોને કહેવાય તે પહેલા સમજવાને યત્ન કરવો જોઇએ આવી કૌટુમ્બિક મીલકતના અર્થ માટે સ્ત્રીઓએ ખાસ ધ્યાન આપવુ જોઇએ છે તેની તથા જાત-મીલકતના અર્થની ખબર નહીં હોવાથી ઘણી અજ્ઞાન સ્ત્રીઓ ઠગાય છે જે પુરૂષ પોતાના પિતા, દાદા અને દાદાના પિતા પાસેથી જે મીલકત મેળવે છે તે કૌટુમ્બિક મીલકત ગણાય છે.[૧] અને આવી કૌટુમ્બિક મીલકતમા તે પુરૂષના પુત્ર-પૌત્ર અને પ્રપૌત્રનો જન્મથીજ હક લાગે છે જ્યારથી તે પુત્ર-પૌત્ર અથવા પ્રપૌત્ર ગર્ભમા રહ્યો ત્યારથીજ તેના હક શરૂ થાય છે.[૨] તેમજ આવી મીલકતની મદદથી જે મીલકત મળવવામા આવે તે પણ કૌટુમ્બિક મીલકત ગણાય છે આવી મીલકત તે પુત્રને વારસાઇ હકથી મળેલી હોવી જોઇએ. પુત્ર એટલે પુત્ર-પૌત્ર અને પ્રપૌત્રજ સમજવુ. વીલની રૂએ અથવા બક્ષીસ તરીકે મળેલ હોય તો તે કૌટુમ્બિક મીલકત ગણાતી નથી-પણ સ્વતત્ર ( રીતે મેળવેલી ) ગણાય છે[૩] અને તેવી મીલકતમા તેવી રીતે મેળવનારના પુત્રને જન્મથી હક મળતો નથી આ પ્રમાણે એકજ ગ્રહસ્થ પાસે ત્રણ રીતે મળેલી મીલકત હોય પુત્ર તરીકે વારસામા, બક્ષીસ તરીકે અથવા વીલની રૂએ આપણે જોયુ તેમ પુત્ર તરીકે વારસામા મળેલુ હોય તો કૌટુમ્બિક ગણાય, બીજી બે રીતે હોય તો સ્વતત્ર ગણાય પરતુ

---

(૧) 35 Cal 1139 (p c) અતરસીંગ વિ ઠાકુરસીંગ 28 Mad 383 (p c) વેકટાનો કેસ ( 1917 ) Pat 356 શીવ્માનલી વિ ગગાધર (૨) 12 Bom 105 હેમત વિ ભીમાચાર્ય 8 Mad 89 મીનાક્ષી વીરાપા (૩) 10 Bom 528 51 78 જગમોહનદાસ વિ. મગનદાસ

જો વારસામાં મળેલી મીલકત પણ કોઇ સ્ત્રીને અથવા સ્ત્રીની મળે તો તે મીલકતની જાતમાં ફેર પડે છે. દાખલા તરીકે-કોઇ પણ પુત્ર ન હોય અને પુત્રીને જો મીલકત મળે તો તે કૌટુમ્બિક નહીં. તેમજ જો કોઇ સ્ત્રીની મીલકત કોઇને વારસામાં મળે તો તે પણ કૌટુમ્બિક 'નહી. તેજ પ્રમાણે જો કાકાની અથવા પિત્રાઇની અથવા ભાઇની મીલકત મળે તો તે પણ કૌટુમ્બિક નહીં. આ વસ્તુસ્થિતિ પણ સ્ત્રીઓએ ધ્યાનમાં રાખવી જેવી છે. તેજ પ્રમાણે જો દોહીત્ર તરીકે અર્થાત માતાના બાપ તરફથી મળે તો તે કૌટુમ્બિક ગણાય નહીં. આ પ્રમાણે બે જાતની મીલકત થઇ. સંસ્કૃત લેખકો તેને અપ્રતિબંધ અને સપ્રતિબંધ તરીકે ઓળખાવે છે. અપ્રતિબંધ

**અપ્રતિબંધ અને સપ્રતિબંધ મીલકત.**

એટલે પુત્રને જન્મથીજ તે મીલકતમાં હક મળે છે, જ્યારે સનાતબંધમાં તેવો હક પુત્રને મળતો નથી. અપ્રતિબંધ મીલકતમાં, મીલકતદારના હક બહુ થોડા છે, અને સપ્રતિબંધમા સ્વતંત્ર હક છે. અપ્રતિબંધ એટલે કૌટુમ્બિક મીલકતમાં પુત્રની વીધવાને ભરણ–પોષણનો હક રહે છે, જ્યારે સપ્રતિબંધમાં તેમ નથી. દાખલા તરીકેઃ—એક મીલકતદારને બે પુત્રો છે. તેની પાસે સપ્રતિબંધ એટલે સ્વતંત્ર મીલકત છે. એ બન્ને પુત્રોને પત્ની છે. તેમાંથી એક પુત્ર મૃત્યુ પામે છે. ત્યાર પછી મીલકતદાર પિતા મરણ પામે છે. હવે જો તે પુત્રની વીધવા તેના સસરાની મીલકતમાંથી ભરણ–પોષણ માગે તો મળે નહીં, કારણ મરનાર પુત્ર પરત્વે તે મીલકત સ્વતંત્ર હતી, તેથી તેનો જન્મથી હક લાગે નહીં, અને તેની વીધવાને તેના કરતાં વધુ હક મળે નહીં.[1] પરંતુ જો ઉપરના દાખ-

(1) *11 All. 194–198.* જનકી વિ નંદરામ.

લામા તે અપ્રતિબંધ અર્થાત કૌટુમ્બિક મીલકત હોત, તો તેમા મરનાર પુત્રનો જન્મથી હક હતો, અને તેથી તે ભરણ-પોષણ તે મીલકતમાથી માગી શકત[૧]

**કૌટુમ્બિક મદદથી મેળવેલી બીજી મીલકત**

(૯) કાટુમ્બિક મીલકતની મદદથી જે બીજી મીલકત મેળવવામા આવે, અને તેને લીધે મૂળ મીલકતમાં વધારો થાય તો તે બધી કાટુમ્બિક મીલકતજ ગણાય છે[૨] આ બધી મીલકતમા પુત્રનો હક તેના જન્મથી લાગે છે પુત્રના જન્મ પહેલા કે પછી મીલકતમા એવી રીતે વધારો થયો હોય તો તેથી પુત્રના જન્મ-હકમા ફેર પડતો નથી[૩] મૂળ કૌટુમ્બિક મીલકતની કેવી જાતની મદદ જોઇએ તે એક પ્રીવી કાઉન્સીલ કેસમા ઠરેલુ છે. સાધારણ નામનીજ મદદ હોય તો તે મદદથી મીલકત વધારી એમ કહેવાય નહીં, પણ સારી મદદ હોવી જોઇએ[૪]

**કૌટુમ્બિક મીલકત અને વિદ્યાભ્યાસ**

( ૧૦ ) કૌટુમ્બિક મીલકતની મદદથી વિદ્યાભ્યાસ કર્યો હોય તો તેના ઉપર પણ વિચિત્ર અસર થાય છે. પિતા પુત્રને વિદ્યાભ્યાસ કરાવવા બંધાએલો છે, એ નિયમે સર્વસાધારણ વિદ્યાભ્યાસ કરાવ્યો હોય તો ચાલે,[૫]

---

(૧) 22 Cal. 410-415 દેવીપ્રસાદ વિ ગુણવતી (૨) 17 A W N. 187 ગોર ચરણદાસ વિ બદ્રીનારાયણ. (૩) 10 Bom 528 જમમોહનદાસ વિ મંગલદાસ (૪) 10 M I A. 490-505 રામપ્રસાદ વિ શીવચરણ. (૫) 10 W R 122 ધનકુમારી 15 Bom 32 કૃષ્ણાજી વિ મોરો 1 Mad 252 (261) પોલીઅનનો કેસ 6 Pat 229 (241)

પરંતુ જો ખાસ ધંધાનો અથવા ખાસ વૈજ્ઞાનિક અભ્યાસ કેરાવ્યો હોય તો, અને જો તેવા વિદ્યાભ્યાસની મદદથી પુત્ર ધનપ્રાપ્તિ કરે તો તે ધન કૌટુમ્બિક મીલકત ગણાય છે. આ પ્રમાણે જો કોઇએ કૌટુમ્બિક મદદથી આઇ. સી. એસ. નો અભ્યાસ કર્યો હોય તો, તે આઇ. સી. એસ. ની કમાણી કૌટુમ્બિક મીલકત ગણાય, અને કૌટુમ્બિક મીલકતનો લ્હેણદાર આઇ. સી. એસ. ની કમાણીમાંથી વસુલ કરી શકે.[1] પરંતુ મીતાક્ષરા પ્રમાણે જો કોઇ ત્રાહીત પાસેથી મીલકત વેચાતી મેળવવામાં આવે તો તે કૌટુમ્બિક મીલકત ગણાતી નથી. જુઓ બલાકીનો કેસ (14 W. R. 34)[2]

**એકત્ર કુટુમ્બમાં સ્ત્રી સભ્ય થઇ શકે ?**

( ૧૧ ) એકત્ર કુટુમ્બમા કોઇ પણ સ્ત્રી સભ્ય થઇ શકે નહીં. તેવી મીલકતમાતી તેનો ભરણપોષણનો હક છે, અને તે પ્રમાણમા તેનું કૌટુમ્બિક મીલકતમા હિત છે, પરંતુ તેથી તે તે કુટુમ્બની સભ્ય થઇ શકતી નથી.[3]

**કૌટુમ્બીક મીલકત તથા સભ્ય ( Coparcener )ની વ્યાખ્યા.**

( ૧૨ ) હવે આપણે એકત્ર કૌટુમ્બીક મીલકતની વ્યાખ્યા કરી શકીશું. નીચે જણાવેલી જાતની મીલકતથી એકત્ર કૌટુમ્બીક મીલકત બની શકે છે:[4]

---

લક્ષ્મણ વિ. જમના (વકીલનો કેસ) 13 Bom. 534 (545) અહમદભાઇ વિ. કાસમભાઇ. 13 Bom L. R. 133 (137) દ્વારકા પ્રસાદ વિ. જમનાદાસ (૧) (1921) 48 I. A. p. 162=2 Lah. p. 40. ગોકળચંદનો કેસ ( I C. S. ). (૨) (1903) 31 Cal. 476. પન્નાબીબી વિ. રાધાકિસન. (૩) (1866) 11 M. I. A. 75-89. એપ્પુવીઅર વિ. રામાસુબા. (1903) 25 All. 407. (p c) 30 I. A. 165. પરીખ વિ. ખલક.

( ૧ ) એકત્ર કુટુમ્બના કોઇ પણ સભ્યે, પુત્ર તરીકે પોતાના પિતા-દાદા અને દાદાના પિતા પાસેથી વારસામા મેળવેલી મીલકત.

( ૨ ) કૌટુમ્બીક વડવાઇ મીલકતની મદદથી મેળવેલી મીલકત.[1]

( ૩ ) એકત્ર કુટુમ્બના સભ્યોએ મેળવેલી મીલકત.[2]

( ૪ ) એકત્ર વડવાઇ મીલકતની ગુંથણી ( nucleus ) ની મદદથી મેળવેલી મીલકત.

( ૫ ) સ્વતંત્ર રીતે મેળવેલી પણ કૌટુમ્બીક મીલકતમાં મેળવેલી મીલકત.

આવી બધી મીલકત કૌટુમ્બીક ગણાય; અને આવી મીલકતમાં જેનો હકહિસ્સો હોય તે કૌટુમ્બીક સભ્ય ( coparcener ) કહેવાય છે.

( ૧૩ ) મીતાક્ષરાના ( ગુજરાતમા પ્રવર્તતા ) કાયદા પ્રમાણે

**અવિભક્ત કૌટુમ્બીક હીત (undivided Coparcenery interest )**

અવિભક્ત કુટુમ્બનું તત્વ તે માલીકીની એકત્રતા. એવી મીલકતનું માલીકીપણું સર્વ સભ્યોમા છે-એકમાં નહીં. જ્યા સુધી તેનો કોઇ પણ સભ્ય એમ કહી શકે નહીં કે તે મીલકતમાં એનો અમુક ભાગ છે-અથવા તે મીલકતમાની અમુક મીલકત એની છે, ત્યાંસુધી તેનું હિત વધઘટ વાળું છે. બીજા સભ્યની મદદથી તેનું હિત વધે છે-અને કોઇના જન્મથી ઘટે છે.[3] જ્યારે વહેંચણ થાય, ત્યારેજ તેનો કેટલો હીસ્સો છે તે કહી શકાય. અને તેથીજ એવા સભ્યના હિતને

(૧) 6 Bom. 225. લક્ષ્મણ વિ જમના. 10 Bom. 11 (16) મહમદ વિ. હાદ. 10 Bom 528. જગમોહનદાસ વિ. મંગળદાસ. (૨) 28 Bom. L. R. page 637. હરિદાસ વિ. દેવકુંવરબાઇ ( 9 Bom 438. ચતુર્ભુજ વિ. ધરમસી. disapproved ). (૩) 1901 25 Mad. 149-54-56. સુદર્શન વિ નરસિંહ.

" અવિભક્ત એકત્ર કૌટુમ્બીક હિત " ( Joint & undivided coparcenery interest ) કહેવામા આવે છે દરેક સહ્યોગમા મીલકતના કબજાની તથા હિતની એકત્રતા છે, અને એકના મૃત્યુથી બીજાને વાગ્સાઇ હકથી નહી પણ હયાતી હકથી ( survivorship ) મીલકત મળે છે, એમ પ્રીવી કાઉન્સીલે પણ ઠરાવ્યુ છે[૧] એક દાખલો લઇએ

ધારો કે अ અને તેને બે પુત્રો ब અને क છે હવે એકત્ર કૌટુમ્બીક મીલકતમા પિતા-પુત્રનો સરખો હીસ્સો હોય છે તેમ अ ब क ના સરખા ભાગ પડે અને દરેકને ⅓ મળે પણ જો જુદા થવા પહેલા, ख જન્મે તો એનો ભાગ પણ અંદર ગણાય અને દરેકને ¼ મળે તેમ ધારો કે क ને ઘણા છોકરા છે તો क ની સાથે ग-घ-च નો क ના હિસ્સામા સરખો ભાગ છે[૨] હવે આ દાખલામા જો अ પાસે કૌટુમ્બીક મીલકત ન હોય પણ સ્વતંત્ર રીતે મેળવેલી હોય, તો ब क-ख નો જન્મહક લાગતો નથી अ તેવી સ્વતંત્ર મીલકતનો સ્વતંત્ર ઉપયોગ કરી શકે છે તેનુ દાન કરી શકે છે-તેમજ વીલથી બીજાને આપી શકે છે પરંતુ જો अ તેવો કાઇ ઉપયોગ ન કરે અને ब-क-ख ને વાગ્સાઇ હકથી મળે તો, તેમના હાથમા તે એકત્ર ગણાય અને ग-घ-च નો જન્મહક લાગે[૩]




(૧) (1863) 9 M I A 543-615 કતામા વિ શીવગગાના રાજા (૨) Mayne's Hindu Law 8 Edn § 2.0 (૩) 20 W R 189 રામનારાયણ વિ પરતમસીંગ 9 Bom 438 ( 450 ) ચતુર્ભુજ વિ ધરમસી આ કેસના અંગે જુઓ 28 Bom L. R. 637 હરિદાસ વિ દેવકુવરબાઇ

(૧૪) અત્યાર સુધી આપણે એકત્ર કાટુમ્બીક મીલકતની વાત કરી. હવે સ્વતંત્ર મીલકત કોને કહેવાય તે તપાસીએ. નીચે જણાવેલા પ્રકારથી મેળવેલી મિલકત સ્વતંત્ર ગણાય:—

**સ્વતત્ર મીલકત** (Self-acquired property).

(૧) પિતા-દાદા-અને દાદાના બાપ શિવાય બીજા કોઇ વડવા તરફથી વારસામા મળેલી મીલકત (પિતા-દાદા અને દાદાના બાપ તરફથી વારસામા મળેલી મીલકત કૌટુમ્બીક ગણાય છે. જુઓ પેરા ૧૨.)

(૨) તેજ પ્રમાણે બીજા કોઇ પિત્રાઈ તરફથી વારસામાં મળેલી મીલકત; અથવા કોઇ સ્ત્રીની મીલકત અથવા સ્ત્રીની મારફત મળેલી મીલકત.

(૩) બક્ષીસ (Gift) અથવા વીલની રૂએ મળેલી મીલકત.

(૪) એકત્ર મીલકતને નુકશાન પહોંચાડયા શિવાય મેળવેલી મીલકત.

(૫) એકત્ર કૌટુમ્બીક મીલકતની ખાસ મદદ શિવાય ખાસ મેળવેલી વૈજ્ઞાનીક અથવા ધંધાદારી (professional) વિદ્યાની મદદથી મેળવેલી મીલકત.

(૬) જે મીલકત ઉપર એકત્ર માલીકી હક ન ભોગવી શકાય એવી મીલકત.

નોધ—જો એકત્ર મીલકત સ્વતંત્ર મીલકત જોડે એવી રીતે મેળવવામાં આવી હોય કે જેથી બન્ને જુદી ન પડી શકે તો. તેવી રીતે મેળવાએલી મીલકત પ્રાથમીક સ્વતંત્ર ગણાય છે.

(૭) સરકાર તરફથી એકત્ર કુટુમ્બના કોઇ પણ સભ્યને આપવામા આવેલી મીલકત (grants).[૧]

(૧) (1863) 9 M. I. A 543 કતામા વિ શીવગગાના રાજા. (1898) 21 All 5, 25 I. A. 195 મહન્ત વિ સીતારામ

(૮) એકત્ર કુટુમ્બની મીલકત, પણ એકત્ર કુટુમ્બમાંથી ગએલી, અને કોઇ સભ્યે તે એકત્ર કુટુમ્બની મીલકતની કોઇ પણ મદદ શિવાય પાછી મેળવેલી મીલકત.

(૯) સ્વતંત્ર મીલકત, અને તેમાંથી ખરીદેલી મીલકત.[1]

(૧૦) વહેંચણમાં જે સભ્યને છોકરો ન હોય તે સભ્યને ભાગે આવેલી મીલકત.

(૧૧) જે એકત્ર કુટુમ્બમાં એકજ સભ્ય હોય અર્થાત બીજા કોઇ હોય નહીં તેમજ ભરણ-પોષણના હકવાળી કોઇ વીધવા પણ ન હોય, તો તેવા કુટુમ્બમાં તે સભ્યની તેવી મીલકત સ્વતંત્ર ગણાય.[2]

**બ્રીટીશ અને સ્વતંત્ર મીલકત.**

(૧૫) જ્યારથી બ્રીટીશ ન્યાયની અદાલતોની મારફત, આપણા હીન્દુ-કાયદા ઉપર ચુકાદા અપાવા મંડાયા ત્યારથી સંકુચિત ભાવના દૂર થઇ છે. શરૂઆતમાં જો થોડી પણ મદદ એકત્ર મીલકતમાંથી મળી હોય, તો તરતજ તેવી રીતે મળેલી મીલકત એકત્ર ગણવામાં આવતી હતી.[3] પણ જેમ વખત જતો ગયો, તેમ આપણા શાસ્ત્રો અને ટીકાઓ ઉપર ઉદાર ભાવનાઓ મુકાતી ગઇ અને સંકુચિતપણું દૂર થયું.[4] એકત્ર

---

(૧) (1890) 15 Bom. 32 કૃષ્ણાજી વિ. મોરો. (૨) ( 1917 ) 31 Bom. 373. 34 I. A. 107. બચુ વિ. માનકોરબાઇ. (૩) 2. M. H. C. R 56. 7. M. H. C. R. p. 47. 6 B. H. C. R. (A. C.) p. 1. (૪) 9 M, I. A. 96. નાના વિ. હરીપંથ 1 mad. 252 (P. C.) પુલીઅમનો કેસ 29 All. 244 (P. C.) લાલ વિ. કનૈયાલાલ. 40 All. 159 (P. C) સુરજ વિ. રતનલાલ. 6 W. R. 71 10 W. R. 287. 20 W. R. 137. 7 C. W. N. 688. 10

કુટુમ્બની મીલકતની મદદથી આઇ. સી. એસ જેવી ખાસ પરીક્ષાનો અભ્યાસ કર્યો હોય, અને પછી આઇ. સી. એસની કમાણી કેવી કહેવાય તે સવાલ પ્રીવી કાઉન્સીલ પાસે આવી ગયો છે. અને તેમાં એમ ઠરેલું છે તે કમાણી એકત્ર કૌટુમ્બીક મીલકત ગણવી.[1] આ ઠરાવમા પાછલા બધા કેસો ચર્ચવામા આવેલા છે.

(૧૬) કૌટુમ્બીક મીલકતને કોઇ પણ રીતે હેરાન કર્યા સિવાય જે મીલકત મેળવવામા આવે તે સ્વતંત્રજ ગણાય.[2] જે પુત્રે વિમો ઉતરાવ્યો હોય અને વીમાના પ્રીમીઅમના પૈસા સ્વતંત્ર અને ખાનગી મીલકતમાથી આપ્યા હોય તો તે વીમાની પોલીસી ખાનગી ગણાય છે.[3] જે કુટુમ્બમાથી કોઇ સભ્યને કુટુમ્બને શોભે એવી સર્વ સાધારણ વિદ્યા આપવામાં આવી હોય તો, અને તેવી વિદ્યાને પ્રતાપે જે કમાણી થાય તે સ્વતંત્ર ગણાય. પણ આઇ. સી. એસ. અથવા એવી ખાસ વૈજ્ઞાનીક ( professional ) વિદ્યાભ્યાસ કરાવવામા આવ્યો હોય અને એવી વૈજ્ઞાનીક વિદ્યાને પ્રતાપે જે કમાણી થાય તે કૌટુમ્બીક મીલકત ગણાય છે.[4] તેવીજ

---

Mad 251 સુભધા વિ. સૂરયા. 26 Mad. 389. મનચામ વિ. ગમાક્ષી 27 Mad 228. ટોટમપુડીનો કેસ 6 Bom. 225 લક્ષ્મણ વિ. જમના. 10 Bom 528 જગમોહન વિ મંગળદાસ. 24 Bom. 547 હનમંત વિ. ભ્રુબાઇ. 11 Bom. L. R 66 છબીલદાસ વિ. રામદાસ 28 Bom L. R. 637 હરિદાસ વિ. દેવકુંવરબાઇ (૧) 2 Lah. 51 (p c.) ગોકળચંદ વિ. હકમચંદ. 45 Cal. 666 (p c) મેયારામ વિ. રેવાચંદ. (૨) (1903) 27 Mad. 228 ટોટમપુડીનો કેસ. 28 Mad ૩૮૬ શામસુંદર વિ. ગંગા. (૩) 29 Mad 121. રાજમ્મા વિ રામકૃષ્ણ. (૪) (1918) 45 I. A. 41=45 Cal 666. મેધારામ વિ. રેવાચંદ (1831) 21 Knapp. 60, લક્ષ્મણ વિ. મુધાર 6 Bom. 225 લક્ષ્મણ

રીતે એકત્ર કુટુમ્બની મીલકત કોઇ પણ કારણસર ખોવાએલ અને કોઇ સભ્યે પોતાને ખરચે તે પાછી મેળવેલી હોય તો તે મીલકત સ્વતંત્ર ગણાય છે. આમાં પણ ભેદ છે. જો આવી રીતે પિતાએ પાછી મેળવી હોય તો તેની સ્વતંત્રજ ગણાય. જો જંગમ મીલકત હોય અને બીજા સભ્યે મેળવી હોય તો સ્વતંત્ર ગણાય; પણ જો સ્થાવર હોય અને બીજા સભ્યે મેળવી હોય તો તેને ચતુર્થાંશજ સ્વતંત્ર તરીકે મલે અને બીજા ત્રણ ભાગ બધા સભ્યો વચ્ચે સરખા ભાગે વહેંચી લેવામાં આવે.[1] સ્વતંત્ર મીલકતની મદદથી જો મીલકત મેળવવામાં આવે તો તે સર્વ રીતે સ્વતંત્ર ગણાવ.[2] જો સ્વતંત્ર મીલકત સાથે મઝીઆરી અથવા કોટુમ્બીક મીલકત ભેલવવામાં આવી હોય તે મીલકતના સંબંધના નીચે દર્શાવેલા કેસો ખાસ ધ્યાન પૂર્વક વાંચવા જેવા છે.[3]

---

વિ. જમનાબાઇ. 1 Mad. 252 4 I. A. 109 પૌલીઅમનો કેસ (1864) 2 Mad H. C. 56. ચાલાકાન્ડાનો કેસ 7 Mad H. C 47 (વકીલ) દુર્ગાસુલાનો કેસ. 4 Mad 330 બુલાકમ વિ સ્વોર્ન 6 Bom H. C. A. C. 1 મંછા વિ. નરોત્તમ 10 W. R. 122 ધનુકધર વિ. ગણુપત. 10 Bom. 548 જગમોહન વિ મંગળદાસ. 15 Bom. 32 કૃષ્ણાજી વિ. મોરો 20 All 435 લક્ષ્મણ વિ. દેવીપ્રસાદ 32 All 305 દુર્ગાદત વિ. ગણેશદત્ત. 40 All 159 P. C. સુરજનારાયણ વિ. રતનલાલ 28 Mad 396 શામસુંદર વિ. ગંગા 29 Mad 121 રાજમ્મા વિ. રામકૃષ્ણ. (૧) 34 Bom. 106 બાળાબા વિ. ત્રંબક. 10 Bom' 528 જગમોહનદાસ વિ. મંગળદાસ. 5 Mad H.C. 150 વિસલાચ્છી વિ, અન્નાસ્વામી 3 Cal. 508. શામનારાયણ વિ. રઘુબરદયાલ. 4 Mad 250. નારગાન્તી વિ. વેંકટાચલાવતી. (૨) 19 W R. 228. 29 Cal. 433 p. c. પાર્વતી વિ જગદીષચંદ્ર. (૩) 35 Cal 1039 p. c. અતરસીંગ વિ. ઠાકરસીંગ 11 Bom. L R. 606 છબીલદાસ વિ. રામદાસ 29 All 244 (p. c.) લાલબહાદુર વિ. કનૈયાલાલ.

**માતામહ તરફથી મળેલી મીલકત.**

( ૧૭ ) મઝીઆરી અથવા કૌટુમ્બીક મીલકત કોને કહેવાય તે આપણે જોઇ ગયા. તેમજ સ્વતંત્ર મીલકત કોને કહેવાય તે પણ આપણે તપાસ્યું. આ બન્ને બાબતોમાં ખાસ કરીને પિતા–દાદા અને દાદાના બાપની મીલકતના સંબંધમાંજ આપણે વિચાર કર્યો છે. હવે માતામહ ( માના બાપ ) ની મીલકતના સબધમા વિચાર કરવા જેવું છે. આ વિષયમા હજી નિર્ણયાત્મક પરીણામ આવ્યું નથી. વંકયામા વિ. વેંકટાના કેસમાં[1] બે ભાઇઓ એકત્ર હતા અને તે વખતે તેમને પોતાના માના બાપની મીલકતનો વારસો મળ્યો હતો. આ સંજોગોમાં પ્રીવી કાઉન્સીલે એમ ઠરાવ્યું છે કે તે મીલકત એ બે ભાઇઓના હાથમા એકત્ર અને મઝીઆરી ગણાય. આ પ્રીવી કાઉન્સીલના ચુકાદા ઉપરથી આપણી કોરટોમા મતફેર થયો છે. મદ્રાસ હાઇકોર્ટ એમ સમજે છે કે આવી મીલકત એકત્ર અને કૌટુમ્બીક ગણાય અને તેથી એવી રીતે મેળવનાર સભ્યને પુત્ર હોય તો તેનો જન્મહક લાગે છે.[2] અલ્લાહબાદ હાઇકોર્ટનું એમ માનવું છે કે પ્રીવીકાઉન્સીલ પાસે જે સવાલ હતો, તેના ઉપરથી તો એમજ જણાય છે કે એ ભાઇઓ

**મામા તરફથી મળે તે વડવાઇ ખરી કે નહીં !**

વચ્ચેજ મઝીઆરી પણ પુત્રનો હક ન લાગે.[3] તેજ પ્રમાણે પટણા હાઇકોર્ટનું માનવું છે, અને તે કોર્ટ પ્રમાણે પણ પુત્રનો હક લાગે નહીં[4]. પરંતુ મામા વડવા

---

(૧) (1902) 25 Mad 678 29 I. A. 156. (૨) 27 Mad. 300 કરૂપ્પાઇ. 27 Mad 382 બ્યથીનાથા વિ. ગોગીબા. 6 Mad. 16=9 I. A. 128–143 મુટ્યા વિ. શીવગીરીના જમીનદાર (3) (1907) 2 All. 667. જમનાપ્રસાદ વિ. રામપ્રતાપ. (૪) (1918) 3 Pat. L. J. 168. બીશ્વનાથ વિ. ગંગાધર

(ancester) ગણાય નહીં અને તેથી જે મામાની મીલકત મળે તે વડવાઇ કાટુમ્બીક ( ancestral ) મીલકત ગણાય નહીં [૧]

**પિત્રાઇ અથવા સ્ત્રી મારફતની મીલકત**

( ૧૮ ) જો કોઇને તેના પિત્રાઇ તરફથી અથવા બ્હેન અથવા બીજી કોઇ સ્ત્રીના મારફતે મીલકત મળે તો તે વડવાઇ મીલકત ગણાય નહીં, અને તેમા મેળવનાર સખ્સના પુત્રનો જન્મથી હક લાગે નહીં આવી રીતે મેળવેલી મીલકત પોતાની સ્વતંત્ર ગણાય છે [૨] જ્યારે વહેચણ થાય અને કાટુમ્બીક મીલકતમાથી ભાગ મળે ત્યારે, તેવી મીલકત તેના પુત્ર પ્રત્યે વડવાઇ કૌટુમ્બીક ગણાય છે, પરંતુ બીજા પ્રત્યે તે સ્વતંત્ર ગણાય છે તેની મીલકતમા પુત્રનો જન્મહક લાગે છે, [૩] પણ તેના ભાઇઓ વિગેરે બીજા સગાઓ પ્રત્યે તે સ્વતંત્ર મીલકત ગણાય, [૪] અર્થાત તે સખ્સના મૃત્યુ બાદ તે મીલકત તેના ભાઇઓને હયાતી હકથી ( by right of survivorship ) મળે નહીં

**પિત્રાઇ વડના તરફથી બક્ષીસમા તથા વીલમાં મળેલી મીલકત**

( ૧૯ ) હવે પિત્રાઇ વડવા તરફથી જો કોઇને બક્ષીસથી અથવા વીલની રૂએ મીલકત મળે તો તે વડવાઇ કૌટુમ્બીક મીલકત ગણાય કે સ્વતંત્ર તે પણ વિચારવા જોગ છે મુબાઇ અને અલ્હાબાદ હાઇકોર્ટના અભિપ્રાય પ્રમાણે, જો બક્ષીસ લેખમા અથવા વીલમા કાઇ ખાસ વિરૂધ ન હોય તો તે મીલકત સ્વતંત્ર

ગણાય અને તેવી રીતે મળેલી મીલકતમા તેના પુત્ર ( એટલે પુત્ર-પૌત્ર અને પ્રપૌત્રનો ) જન્મહક લાગે નહીં[1] તેવીજ રીતે પુત્રના લગ્ન સમયે પિતા તરફથી બક્ષીસમા મળેલી મીલકત તેની સ્વતંત્ર છે[2] જો વડવાઇ કૌટુમ્બીક મીલકતની મદદથી બીજી મીલકત મેળવવામા આવી હોય તો, તે મીલકત પણ મઝીઆરી ગણાય છે[3]

**મઝીઆરી મીલકતમા પિતા પુત્રના હકનો પ્રકાર**

( ૨૦ ) જે મઝીઆરી અથવા કૌટુમ્બીક મીલકત જણાવી છે, તેમા પુત્ર(પુત્ર-પૌત્ર તથા પ્રપૌત્ર)નો જન્મહક લાગે છે,તે આપણે જણાવ્યુ છે તે હક જન્મથી હોવાથી,તે પિતાને લીધે અથવા પિતાની મારફત લાગતો નથી એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે આ સિદ્ધાતને લીધે જો પિતા પોતાના પુત્રની વતી શરતી લખી આપે તો પણ તે શરતી પુત્રને બંધનકર્તા નથી[4] પરંતુ જો અમુક ખાસ સજોગો વચ્ચે કૌટુમ્બીક મીલકત વેચવી પડે તો તે હક છે

**Legal necessity અને મર્યાદીત બક્ષીસ**

આવા સજોગો વચ્ચે ઉભી થયેલી જરૂરીઆતને ખાસ જરૂરીઆત ( Legal necessity ) કહેવામા આવે છે તે આગળ સમજાવવામા આવશે પિતાને કૌટુમ્બીક જગમ મીલકતમાથી મર્યાદીત બક્ષીસ આપવાનો અધિકાર પણ છે શ્રાદ્ધ વગેરે જરૂરીઆતના પ્રસગોએ તથા શાસ્ત્રમા જણાવેલા પ્રસગોએ તથા કુટુમ્બને

---

(૧) 10 Bom 528 579 જગમોહનદાસ વિ મગળદાસ 29 All 354 પરશોતમ વિ જાનકી (૨) 6 W R. 71-72 મદન વિ રામ 12 Cal W. N 103 અધરચદ્ર વિ નવીનચદ્ર (૩) 18 Mad 73 કૃષ્ણા વિ ગોપાળા 10 Cal. 1017 ધર્મી વિ નશીબ 11 Mad 246 રામન્ના વિ વેકટા (૪) (1907) 9 Bom L. R 595 આનદરાવ વિ વસતરાવ (p o) 6 Bom L R 925

જરૂરીઆત હોય ત્યારે અને સંકટ સમયે પિતા મઝીઆરી મીલકત માંથી પોતાના પુત્રની સંમતિ શિવાય ઉપયોગ કરી શકે છે[૧] તેજ પ્રમાણે શાસ્ત્રોક્ત પવિત્ર કારણો માટે પણ સ્થાવર મીલકતમાંથી પિતાને મર્યાદીત બક્ષીસ આપવાનો અધિકાર છે[૨] આવી રીતે મર્યાદીત બક્ષીસ આપી શકે પરંતુ વીલ તો નજ કરી શકે[૩] સગીર ઉંમરના પુત્રના હકને નુકશાન કરીને અથવા તેનું કોઇ પણ અહિત કરીને પિતા પોતાની પત્નિને બક્ષીસ આપી શકે નહી[૪]

**'લીગલ નેસેસીટી'નો અર્થ**

(૨૧) આપણે ઉપર 'ખાસ જરૂરીઆત' (Legal necessity) શબ્દ વાપરી ગયા તેનો અર્થ જાણવાની ખાસ આવશ્યકતા છે જ્યારે કુટુમ્બને એવી ખાસ અડચણ અથવા અગવડતા આવી પડી હોય, અને જ્યારે તેવી અડચણને લીધે ખર્ચ માટે વધુ પૈસાની જોગવાઇ કરવી પડે એમ હોય ત્યારે મઝીઆરી મીલકત વેચવી પડે, અથવા તેની જામીનગીરી ઉપર દેવું કરવું પડે છે આવી અડચણ કાયદાની દૃષ્ટિએ મર્યાદીત હોય તો, તેવી જરૂરીઆતને 'લીગલ નેસેસીટી' કહેવામાં આવે છે ખાસ કરીને દાખલા તરીકે નીચેની જરૂરીઆતને એવી ખાસ જરૂરીઆત તરીકે ગણવામાં આવે છે

---

(૧) મીતાક્ષરા પ્ર ૧ વિ ૧ પેરા ૨૭ 5 Bom 48-7 I A 181 લક્ષ્મણ વિ રામચંદ્ર 31 All 359 નંદરામ વિ મંગળ 31 Bom 373-34 I A 107 બચુ વિ માનકોરબાઇ 45 Mad 489=49 I A 168 રામાલીંગા વિ નારાયણ 30 Mad 153 કામાક્ષી વિ ચક્રપાણી 24 Bom 547 હનમતાપ્પા વિ જીવાબાઇ 5 Pat L J મધુસુદન વિ રામજી (૨) 8 All 76 રઘુનાથ વિ ગોવીંદ 42 Mad 440 રામાલીંગા વિ શીવાચી 43 All 560 શ્રી ઠાકુરજી વિ નંદા જુઓ વેસ્ટ બુલર પાન ૨૦૬ (૩) 42 All 461 લાલા વિ મહાદેવજી (૪) 16 Mad 84 રમાક વિ સુબન્ના

(૧) પિતાનું દેવું. આવું દેવું કાયદા વિરૂદ્ધનુ અથવા અનીતિ માટે થએલુ ન હોવુ જોઇએ.

(૨) સરકારી મહેસુલ.

(૩) કુટુમ્બના સભ્યોનુ તથા તેમનાં પત્નીઓ અને છોકરાઓ માટે ભરણ પોષણ

(૪) સભ્યોના તથા તેમની પુત્રીઓના લગ્નનું ખર્ચ.

(૫) શ્રાદ્ધ વિગેરેનું ખર્ચ.

(૬) મઝીઆરી મીલકતના રક્ષણ તથા તે પાછી મેળવવા વકીલ –કોર્ટ વિ–નુ ખર્ચ.

(૭) કોઇ પણ સભ્ય સામે ફોજદારી પગલાં લેવામા આવ્યા હોય તો, તેના બચાવના ખર્ચના.

પલાનીપ્પા વિ શ્રીમક (૪૦ મદ્રાસ પાન ૭૦૯) ના કેસમા પ્રીવી કાઉન્સીલે (લૉર્ડ એટકીન્સને) એમ કહ્યું છે કે 'લીગલ નેસેસીટી' અને લાભ (benefit) એ બે શબ્દો બહુ વિશાળ અર્થવાળા છે. તે બન્નેનો અર્થ એકજ નથી.[૧] બન્ને સાથે હોઇ પણ શકે. દાખલા તરીકે જો સરકારી મહેસુલ ન ભર્યું હોય તો મીલકત જાય; પછી જો ભરે તો તે બચે. આમાં લીગલ નેસેસીટી અને લાભ બન્ને છે. આ બન્ને શબ્દ હીંદુ કાયદામા ખાસ સ્થાન ધરાવે છે. જેમ યાત્રા વિગેરેનું ખર્ચ ઘણાને નકામું લાગે પણ હિંદુ ભાવના પ્રમાણે તે યથાર્થ અને જરૂરીઆતનું ખર્ચ ગણાય.[૨] પણ જો બીજી મીલકતમાથી થઇ શકે એમ હોય તો વેચાણ

---

(૧) જુઓ 26 Bom. L. R. 198 Kondama Vs Kondasamy 26 Bom L. R. 500 (p. c.) શ્રીજનારાયણ વિ. મંગલાપ્રસાદ
(૨) 1 B. H C. R. (Ap.) 51 રામલાલ વિ. લક્ષ્મીચંદ. 6 M. I. A. 398 હનુમાનપ્રસાદ વિ. બાબી.

અથવા ગીરો નકામાં કહેવાય. તેમ જો ખાતે નાણાં લીધાથી ચાલે એમ હોય અને વેચાણ કર્યું હોય તો વેચાણ લીગલ નેસેસીટીમાં આવે નહીં અને ખોટું ઠરે.[1] નારદસ્મૃતિ પ્રમાણે પુત્ર (એટલે પુત્ર-પૌત્ર અને પ્રપૌત્ર) પોતાના પિતાનું દેવું ચુકવવા બંધાએલો છે. તે દેવું અનીતિનો માર્ગનું ન હોવું જોઇએ. જો દારૂ અથવા બીજી કોઇ પિશાચવૃત્તિ માટે દેવું કર્યું હોય તો પુત્ર બંધાએલો નથી.[2] તેમજ જે મીલકત એને પિતા તરફથી મળી હોય તેમાંથીજ તે આપવા બંધાએલો છે. જો દેવું આપવા માટે મીલકત ઓછી હોય તો પુત્ર પુરેપુરૂં દેવું આપવા બંધાએલો નથી[3] આનો સિદ્ધાંત એ છે કે જે પિતા કરવા બંધાએલો હતો તે પુત્ર (તે મીલકત-માંથી) કરવા બંધાએલો છે.[4] સરકારી મહેસુલ ન ભરી હોય તો આખી મીલકત જપ્ત થવાનો ભય રહે છે. તેને લીધે બધી મીલ-કતને પણ નુકશાન પહોંચે; તેથી આવી મહેસુલ ભરવી એ જરૂરી આતનો ખર્ચ કહેવાય છે અને મઝીઆરી મીલકત તેને માટે જોખમદાર કહેવાય છે. આથી જો કર્તા અથવા પિતા તેને માટે ખર્ચ કરે તો વ્યાજબી છે.[5] વિવાહ[6]-છોકરા[7] અથવા છોકરીના લગ્ન તે પણ જરૂરીઆતજ

(૧) 41 All. 571 (p. c) નઝીત વિ રઘુનાથ 41 All. 609 રામખલવતં વિ. રામનરેશ. (૨) 25 All. 67 ફકીરચંદ વિ. દયારામ 6 M. I. A. 393 હનુમાન વિ. બબુ 14 Bom L. R. 187 (p. c.) ગીરધારીલાલ વિ. કંતુલલાલ. (૩) 33 Mad. 308 સુબ્રામનીઆ વિ. ગોપાળ. 41 Bom. 347 નારો વિ પારાગોવડા. (૪) 16 Mad. 99 (104) નટાસચ્યામ વિ. પોન્નુસામી 5 Cal. L. J 80 (88) પ્યારીલાલ વિ. ચંદી 2 Lab. 263 રામરતન વિ. બસંત. (૫) 6 Cal 389 ચિત્રપુટ વિ. શીન્દા 25 All. 407 (415) (p. c.) ધોરીઝુલ્લા વિ. ખલકસીંગ (૬) 32 Bom. 81 સુંદરા વિ. શિવનારા-યણ 37 Mad. 273 (F. B.) ગોપાળ વિ. વેંકટ. (૭) 18 Bom. L R. 860 ગણપત વિ. તુલસી.

કહેવાય કારણુ તે સંસ્કાર ગણાય છે અને હિંદુ ભાવના પ્રમાણે જરૂરીઆત છે[1] અલ્હાબાદ કોર્ટના વિચાર પ્રમાણે દ્વીતીય લગ્ન જરૂરીઆતમા ગણાય નહીં.[2] પણ આવી જાતનો આ જમાનામા ફેર ગણવો એ યોગ્ય ગણાય નહીં એમ લાગે છે. જ્યા સુધી આપણી મુબાઇની કોર્ટ એ સિદ્ધાત સ્વીકારે નહીં ત્યા સુધી દ્વીતીય લગ્ન પણ જરૂરીઆતમાજ ગણાય મરણુ ક્રિયા[3]–શ્રાદ્ધ અને ગયાજીની યાત્રા[4] પણ જરૂરીઆતમાજ ગણાય છે. બનારસ (કાશીજી)ની યાત્રા જરૂરીઆતમા ગણાતી નથી. કારણુ ગયાજીમા પિતૃ–શ્રાદ્ધ કરવાની આવશ્યકતા છે, જ્યારે કાશીજીમા એવી ખાસ આવશ્યકતા નથી.[5] પંઢરપુર અથવા સીધપુરની યાત્રા જરૂરીઆતમા ગણાય કોઇ પણ મંદીરને બક્ષીસ આપવી એ જરૂરીઆતમા ગણાય નહીં, પણ મીલકતના પ્રમાણમા થોડીજ બક્ષીસ આપી હોય તો તે વ્યાજબી ખર્ચ ગણાય છે.[6] દરબાર કોરટે લડવુ એ સારૂં નથી પણ મીલકતની સાચવણી માટે જરૂરીઆતનું છે.[7] તેજ પ્રમાણે એનીગામ વિ માનસીંગ (34 All. 4. (8) ) ના કેસમા એમ ઠર્યું છે કે કુટુમ્બના કર્તા માટે અથવા પિતા માટે અથવા બીજા સબ્બના બચાવ માટે ખર્ચ કરવો તે જરૂરીઆતજ ગણાય પરંતુ જો અનિ-

(૧) 32 Bom 81 સુંદરાનો કેસ 32 All 575 બાગીરથી વિ. જેખુરામ (1922) 1 Pat 266 દેખોલાલ વિ નંદકીશોર 37 Mad 273 ગોપાળ વિ. વેંકટાનારસા 61 I C 278 (૨) 32 All 575 ભાગીરથી વિ જેખુરામ (૩) 1 All. 482 પુરણુ વિ જયનારાયણુ 16 W R. 52 ચમન વિ. ગણુપતલાલ 14 Bom 562 મહમદ વિ. રોમા (૪) 13 Bom L R 860 ગણુપત વિ તુલસીરામ 36 Cal 753 શ્રી મોહન વિ. બીજમોહાની. (૫) 1 W. R 252 હરમોહન એહ્રુ (૬) 22 Cal 506 રામકેવલ વિ. રામકીશોર 4 All 482 પુરણુ વિ જયનારાયણ (૭) 31 All 497 (506) p. c કરીમુદ્દીન વિ. ગોવીંદ.

શ્ચિત પરિણામવાળા ખટલામા જો પૈસા ખર્ચવામા આવે તો વ્યાજબી ગણાય નહીં.[1]

( ૨૨ ) હવે કુટુમ્બના ' લાભ ' માટે એટલે શું ? તે વિચારીએ. કૌટુમ્બીક મીલકતના રક્ષણ-સાચવણ અથવા સુધારણા માટે જે ખર્ચ કરવામા આવે તે ' લાભ ' માટે કહેવાય.

**લાભ**

તેજ પ્રમાણે ભરણપોષણ અથવા વિદ્યા-દાન અથવા સભ્યના ઉદ્ધારણા માટે જે ખર્ચ કરવામા આવે તે પણ 'લાભ' માટે કહેવાય. પટણાના ઘણા કેસોમા એમ ઠર્યું કે કુટુમ્બની મીલકત વધારવા જે ખર્ચ કરવો પડે તે લાભમા ગણાય[2] પરંતુ જો સટ્ટો કરવામા આવે તો સગીર સભ્યોને તેનુ નુકશાન બંધનકર્તા નથી.[3] પણ જો જમીનદારી પાછી મેળવવા, ગીરો ખત કરવું પડે તો અયોગ્ય નથી.[4]

( ૨૩ ) હવે એકત્ર કુટુમ્બની ઘટના વિચારીએ તેમા કોણ સભ્ય હોઇ શકે. નીચે જણાવેલા સભ્યોથી એકત્ર કુટુમ્બ બને છે.-(૧) એકજ વડવાથી ઉતરી આવેલા હોય અને જેઓ એક બીજાના સપિંડ હોય (૨) તેવીજ રીતના પિત્રાઇઓ. (૩) દત્તક લીધેલા (કુટુમ્બના સભ્યે) છોકરાઓ. (૪) મરદ સભ્યોની માતા-પત્નીઓ-વિધવાઓ અને કુંવારી છોકરીઓ.

**એકત્ર કુટુમ્બની ઘટના.**

---

( ૧ ) 4 All. 532 ઇદ્રકુંવર વિ. લાલાપ્રસાદ 12 W. R 187 ફૂલ વિ દેબીપ્રસાદ 18 W R 121. રૉયસુખન વિ. સ્ટુવર્ટ. ( ૨ ) Dr Gour's Hindu Code para 1160. Page 535 ( ૩ ) 41 Mad L. J 459 સુબ્રામનીયા વિ. ચિદમ્બરાં ( ૪ ) 42 All. 539 તુલારામ વિ તુલસીરામ.

સિદ્ધાંત પ્રમાણે તો એકત્ર કુટુમ્બમા ઘણા કુટુમ્બો હોય. પણ જેમ જેમ વધુ કુટુમ્બો થતા જાય તેમ તેમ નાના એકત્ર કુટુમ્બો થતા જાય છે[1] જો કે આવુ નાનુ કુટુમ્બ તેના અર્થ પ્રમાણે પુરેપુરં છે પણ મોટા એકત્ર કુટુમ્બનો તે એક ભાગ અથવા અગંજ ગણાય અને બધા એક બીજાના સપિંડો છે.[2] ઉપર જણાવેલા સુદર્શનના કેસમા (૨૫ મદ્રાસ ૧૪૯) ના. જસ્ટીમ ભાષ્યમ આયગરે એકત્ર કુટુમ્બ સારી રીતે સમજાવ્યું છે. એકત્ર કુટુમ્બ અને તેના સભ્યો વિષે આ વિભાગની શરૂઆતમાજ સમજાવ્યું છે. વહેંચણ વખતે પત્નીઓને ભાગ મળતો નથી પણ માતાને મળે છે. પત્નીઓ વહેંચણ માગી શકે નહીં. તેમજ કોઇ પણ સ્ત્રી વહેંચણ કરવાની ફરજ પાડી શકે નહીં.[3]

**અયોગ્ય સભ્યો.** (૨૪) જેઓ વારસા માટે અયોગ્ય ગણાયા છે, તે એકત્ર કુટુમ્બના સભ્ય થવા માટે પણ અયોગ્ય ગણાયા છે[4] પરંતુ એ અયોગ્યપણાનું કારણ જો દૂર થાય તો પાછળથી જન્મેલા પુત્રની માફક તેનો હક લાગે છે.[5] હવે જો કોઇ ધર્મ-ફેર થાય તો શું થાય તે વિચારીએ. સન. ૧૮૬૨ પછી જો કોઇ સભ્ય વટલાઇ જાય તો કોટુમ્બીક મીલકતમાથી એનો હક નષ્ટ થતો નથી પણ ત્યારથી તે જુદો ગણાય છે–એકત્ર કુટુમ્બ નષ્ટ થાય છે અને હયાતી હક લાગતો નથી.[6]

---

(૧) 25 Mad 149 સુદર્શન વિ નરસિંહલુ (૨) 32 Bom. 479 કરસનદાસ વિ ગંગાબાઇ (૩) 5 Cal 148. (P. C) સુરજબંસી વિ શીવપ્રસાદ 31 Cal 476 પન્ના વિ રાધાકીસન. મીતાક્ષરા. (40-ii-9) (૪) 8 Cal 149 રામ વિ. લાલજી 8 Cal. 919. રામસુંદર વિ. રામસાહી (૫) મીતાક્ષરા (2-X-6). (૬) 33 All. 356 (P. O.) ખુનીલાલ વિ. ગોવીંદ 40 Cal. 407 કુલડા વિ હરીપદ. 25 All. 546 ગોવીંદ વિ અબદુલ 9 M. I A. 195 અબ્રાહામનો કેસ

**એકત્ર કુટુમ્બની સાધારણ ભાવના તથા સ્થિતિ.**

( ૨૫ ) આપણે ઉપર કહી ગયા છીએ કે એકત્ર કુટુમ્બ ફકત હીંદુ ભાવનાથી ઉત્પન્ન થએલી છે. તે કોઇ પણ કરારનામા ( Contract )થી થાય નહીં[૧] હવે એકત્ર કુટુમ્બની સાધારણ ભાવના તથા સ્થિતિ વિચારીએ. (અ) તેઓ રસોડે-પૂજામા તથા મીલકતમા એકત્ર હોય છે. (બ) પ્રથમ દાર્શનીક એમ ગણાય છે કે હીંદુ કુટુમ્બ એકત્ર છે, જ્યા સુધી જુદુ સાબીત કરવામા ન આવે ત્યા સુધી એકત્ર મનાય.[૨] જે જુદું ગણાવે તેને માથે પુરાવાનો બોજો હોય છે ( ક ) અમુક મીલકત મઝીઆરી દેખાય તો જ્યા સુધી વહેચણ થઇ જુદી પડી છે એમ સાબીત ન થાય ત્યા સુધી મઝીઆરી ગણાય.[૩] ( ખ ) એકત્ર કુટુમ્બના સભ્યના હાથમા જે મીલકત હોય તે પ્રથમ દાર્શનીક મઝીઆરી ગણાય છે. (ગ) જ્યારે એક સભ્ય બીજાથી જુદો થાય છે ત્યારે એકત્ર કુટુમ્બ વિભક્ત થયું એમ મનાય છે. બીજા સભ્યો એકત્ર રહ્યા છે એમ પછી પ્રાથમીક મનાય નહીં. એ સ્થિતિ બીજી વસ્તુસ્થિતિની માફક સાબીત કરવી પડે.[૪]

---

( ૧ ) 25 Mad. 149 સુદર્શ વિ નરસિંહ મુરુ. 35 I C. 635 મોતી વિ ભગવાન. ( ૨ ) 12 M. I. A 523 નીલક્સ્નો વિ. બીરચંદ્ર 9 M. I. A 66=4 M. I. A. 137 42 All 368=47 I. A. 57 નાગેશરસીંગ વિ ગણેશ. 31 Cal 262=31 I A. 10 અમ્રેશદત્ત વિ. નેવાય ( ૩ ) 11 M. I. A. 369 ચેહા વિ મીથનલાલ 22 Cal 85=21 I A. 131 મીતકુંવર વિ. મહાદેવ See Evidence Act Sec 109. ( ૪ ) (1903) 30 Cal 725. બાલાબક્ષ વિ. રૂકમાબાઈ 30 I. A. 130 (1923) 4 Lah=50 I A. 192 જરી વિ. બનવારીલાલ. 41 All. 361. is doubtful authority.

જો કુટુમ્બ એકત્ર હોય તો અને તેથી તેની પાસે મીલકત હોવીજ જોઇએ, અને હોય તે મઝીઆરી છે એમ માનવાનુ કારણ નથી.[૧] પણ જો એમ સાબીત થાય કે અમુક એકત્ર કુટુમ્બ પાસે મઝીઆરી મીલકત છે તો પછી તેની પાસે જેટલી મીલકત હોય તેટલી બધી મઝીઆરીજ ગણાય. આ સંજોગોમા જો કોઇ પણ સભ્ય એમ કહે કે અમુક ( ભાગ ) મીલકત તેની પોતાની સ્વતંત્ર છે તો તે સભ્યના ઉપર પુરાવાનો બોજો રહે છે. કેવી રીતે અને કેવા સંજોગોમાં તે મીલકત તેણે મેળવેલી અને તે કેવી રીતે સ્વતંત્ર તરીકે મનાવા માગે છે એ બધું સાબીત કરવુ જોઇએ; પ્રાથમીક દષ્ટિ તેની વીરૂધ છે. ફક્ત તે મીલકત તે સભ્યના નામ ઉપર છે તે પુરાવો પુરતો નથી; તેમજ રીસીટ વગેરે બીજા કાગળો પણ તેના નામના હોય તે પણ પુરતો પુરાવો ગણાય નહીં[૨] પરંતુ જો બીજા સભ્યોએ પણ સ્વતંત્ર મીલકત મેળવી હોય, અને જે સભ્યના નામ ઉપર જે મીલકત હોય તે દુનીઆને એમ માનવા દીધી હોય કે તેની પોતાની સ્વતંત્ર છે તો પુરાવાનો બોજો તે સભ્યના માથા પરથી ઉતરી, જે સભ્યો એમ કહેતા માગતા હોય કે તે મઝીઆરી અથવા કૌટુમ્બીક છે તે સભ્યોના ઉપર પડે છે.[૩]

જો વીલમા પિતાએ એમ જણાવ્યું હોય કે અમુક મીલકત

---

( ૧ ) 8 Bom 154 મૂળજી વિ. ગોકળ 13 Bom 61 તુળસીદાસ વિ. પ્રેમજી. 13 Bom L. R. 133 દ્વારકાપ્રસાદ વિ. જમનાદાસ. 33 All. 677 રામકીસન વિ. ઢુંડામલ. ( ૨ ) ( 1873 ) 12 Beng. L R. P. C. 317 બોધસીંગ વિ ગણેશ. ( ૩ ) 3 M. I A. 229=6 M. I. A 53 5 Cal L R 477=6 I. A 233. બીશ્વેશ્વરલાલ વિ. લક્ષ્માસુર 18 All 176. ગજેંદ્ર વિ સરદારસીંગ. 35 Cal. 1039=35 I. A. 206. અત્તરસીંગ વિ. ઠાકુરસીંગ

સ્વતંત્ર છે તો તેથી સ્વતંત્ર થતી નથી અને પુરાવાના બોજાનો નિયમ ઉપર જણાવ્યો તેજ પ્રમાણે છે.[૧] દાખલો લઇએ. અને બે છોકરાઓ બ-ક છે. તે એકત્ર છે. તે અની પાસે વડવાઇ મઝીઆરી મીલકત છે. થોડા વખત પછી અ પોતાના નામ પર સ્થાવર મીલકત વેચાતી લે છે. પછી તે વીલ કરે છે અને એમ જણાવે છે કે પાછળથી લીધેલી અને પોતાના નામ પર છે તે સ્થાવર મીલકત સ્વતત્ર છે, અને પોતાના એક પુત્રને આપે છે. આ લખાણ પરથી એમ સાબીત નથી થતુ કે તે સ્વતંત્ર છે. જે કહે કે તે સ્વતંત્ર છે તેને સાબીત કરવું જોઇએ.[૨] જ્યારે એમ કબુલવામા આવ્યું હોય કે વહેચણ થઇ છે અથવા એમ સાબીત થયું હોય તો પછી જે એમ કહે કે હજી પણ એકત્ર તથા મઝીઆરી મીલકત છે, તેના માથે પુરાવાનો બોજો રહે છે.[૩] જો એમ સાબીત થાય કે થોડી વહેચણી થઇ છે તો એમજ મનાય કે બધી પૂરેપૂરી વહેચણ થઇ છે[૪] એક ગ્રહસ્થને પુત્ર અને પ્રપૌત્ર છે તે ગ્રહસ્થ પાસે મીલકત છે. તેણે બક્ષીસ ખતપત્રથી તે મીલકત પ્રપૌત્રને આપી અને તેના પુત્રે તેના ઉપર સાક્ષી તરીકે સહી કરી. તે ખતમા એમ જણાવ્યું હતું કે તે મીલકત એની સ્વતત્ર છે. કોરટે એમ ઠરાવ્યું કે પુત્રે સાક્ષી તરીકે સહી કરેલી હોવાથી, પુત્રે તે મીલકત તેની સ્વતંત્ર સ્વીકારી અને બક્ષીસ ખરી ઠરાવી[૫]

પરંતુ જો પ્રાથમીક એમ બતાવવામા આવે કે અમુક કુટુમ્બના સભ્યો જુદા રહેતા હતા, જુદા ખાતા હતા અને જુદી

---

(૧) 27 Mad 228 ટાટમપુડીનો કેસ. 28 Bom. L. R 910 (P. C.) લક્ષ્મીચંદ વિ. મુસામત (૨) (1907) 29 All 244=34 I. A. 67 લાલબહાદુર વિ. કનેયાલાલ. (૩) 25 Bom. 367 વિનાયક વિ. દત્તુ. (૪) 32 Mad. 391 વૈદ્યનાથ વિ એમા. (૫) (1908) 32 Bom. 512 કલ્યાણજી વિ. બેઝનજી.

પાઠ-પૂજા રાખતા હતા તો પછી કુટુમ્બ એકત્ર હતુ એમ પ્રાથમીક મનાય નહીં. આવા સંજોગોમાં જુદુ માનવું જોઇએ અને જે એકત્ર છે એમ કહે તેના ઉપર પુરાવાનો બોજો નાંખવો જોઇએ.[૧] હવે એમ નકકી થએલું છે કે જો એકત્ર કુટુમ્બનો કોઇ સભ્ય સ્વતંત્ર રીતે, મઝીઆરી મીલકતની મદદ શિવાય અથવા તેને નુકશાન પહોચાડ્યા શિવાય મીલકત મેળવે તો તે મીલકત તેની આપ કમાઇની સ્વતંત્ર ગણાય છે.[૨] પરંતુ જો બે સભ્યો પોતાના એકત્રીત પ્રયાસથી કોઇ મીલકત મેળવે—જો કે તે મેળવવા માટે કોઇ પણ મઝીઆરી મીલકતની મદદ લીધી નહોય તો પણ તેવી મીલકત મઝીઆરી ગણાય છે.[૩] તે બે સભ્યો વચ્ચેજ મઝીઆરી ગણાય એમ પણ નહીં.[૪] તેમજ જો મીલકત જુદી મેળવી હોય પણ મઝીઆરી તરીકે ગણે તો મઝીઆરીજ ગણાય.[૫] પરંતુ જો સ્વતંત્ર રીતે મીલકત મેળવવામાં આવી હોય અને તેને મઝીઆરી ગણાવવી હોય તો જે મઝીઆરી ગણાવવા માગતો હોય તેના ઉપર પુરાવાનો બોજો રહે છે.[૬]

**મઝીઆરી મીલકતનો કર્તા.**

(૨૬) મઝીઆરી વેપારી પેઢી શિવાય, મઝીઆરી મીલકતની વ્યવસ્થા સાધારણ રીતે પિતા કરે; તેના અભાવે સૌથી વડીલ મરદ સભ્ય કરે. તેના અભાવે અથવા જો તેઓ અશક્ત હોય તો પછી બીજો વડીલ વ્યવસ્થા કરે. તેને કર્તા

(૧) 30 Cal. 231-255 (p. c.) રામપ્રસાદ વિ. લખપતી. (૨) 6 Bom. 225 લક્ષ્મણ વિ. જમના 20 All. 435 લક્ષ્મણ વિ. દેબીપ્રસાદ 15 Bom. 32 કૃષ્ણાજી વિ. મોરો. 4 Mad. 330 બુલોગમ વિ. સ્વોનમિ. (૩) 28 Bom. L. R. 637 હરિદાસ વિ. દેવકુંવરબાઇ. (૪) 25 Mad. 144 સુદર્શન વિ. નરસી 10 Bom. L. R. 175 લાલદાસ વિ. મોતી. (૫) (1896) B. P. J. 503 રઘુનાથ વિ. મહાદેવ. 15 Bom. 32 કૃષ્ણાજી વિ. મોરો. (૬) (1895) B.

કહેવામા આવે છે. કર્તાની ગેરહાજરી દરમ્યાન અથવા તેની અશક્તિ દરમ્યાન, બીજો કોઇ સભ્ય-બીજાની ' પરવાનગીથી-કામકાજ કરી શકે. સ્વાભાવીક રીતે, અને જ્યારે સગીર ઉમરના પુત્રો હોય ત્યારે તો ખાસ કરીને પિતાજ કર્તા હોય છે.[1] પરંતુ વડીલ સભ્ય પોતાના કર્તા તરીકેનો ભાર પોતાથી નાના સભ્ય ઉપર નાખી શકે છે[2] પિતાના કારભારમા પુત્રથી વચ્ચે પડાય નહી. પિતાની મરજી વિરૂદ્ધ પુત્રથી ગમે તે મઝીઆરા ઘરમા રહેવાય નહી, અને જો તેમ કરે તો પિતા કોર્ટ મારફતે તેને ખાલી કરાવી શકે છે.[3] જો પુત્રને પિતાનો કારભાર ગમતો ન હોય તો વહેચણુ માગી લઇ જુદા થવુ જોઇએ કર્તા તરીકે તેનો આવક અને ખર્ચ પર હક છે. જ્યા સુધી આવકના પ્રમાણુમા ખર્ચ કરે ત્યા સુધી કોઇનાથી બોલાય નહી. તે કરકસર કરવા બધાએલો નથી જો બીજાને એમ લાગતુ હોય કે તે બહુ ખર્ચ કરે છે તો વહેચણુ માગી લઇ જુદા થવુ જોઇએ[4] પરંતુ જો તે બીજા સભ્યોનો ભાગ વાપરી નાખે અથવા કુટુમ્બની જરૂરીઆત બહારનુ ખર્ચ કરે તો તે ભરી આપવા બધાએલો છે.[5] કુટુમ્બની જરૂરીઆત કઇ કહેવાય તે આ વિભાગના પેરા ૨૧ મા દર્શાવેલુ છે.

---

P J 308 ધરમ વિ અબા 2 A L J 223 જનકીનાથ વિ જાનકીનાથ 18 Cal 341 ( p c ) મદન વિ ખાર્મોદાકુંવર

(૧) (1879) 5 Cal. 148 ( p c. ) સુરજબસકુવર વિ શિવપ્રસાદ 32 Mad. 167 ચદાવરોગા વિ શુન્માગમ (૨) 29 Cal 797 સુહિત વિ રગલાલ (૩) (1875) 1 All 77 બળદેવદાસ વિ રામલાલ. (૪) 13 Cal W N 309 ભવાની વિ જગન્નાથ. (૫) 5 Bom L R. 347 અમયચંદ્ર વિ પ્યારીમોહન (2) (1922) 1 Pat 171 ધનકધારી વિ રામબીહીચ

(૨૭) કર્તાને નીચે જણાવેલા અધિકાર હોય છેઃ—

**પિતા અથવા કર્તાના અધિકાર.**

(अ) મઝીઆરી મીલકતનો કબજો એની પાસે રહે[૧]

(ब) તેને યોગ્ય લાગે તે પ્રમાણે તેની આવકનો ખર્ચ કરે.[૨]

(क) તેની વ્યવસ્થાનો તે જવાબદાર નથી. તેની નિષ્કાળજી અથવા ગેરવ્યવસ્થાને લીધે થએલું નુકશાન તે ભરપાઇ કરવા બધાએલો નથી[૩]

(ख) પરંતુ જો તે દગો રમે, અને પૈસા ખાઇ જાય, અથવા કૌટુમ્બીક ખાસ જરૂરીઆત શિવાય ખર્ચ કરે તો તેને માટે જવાબદાર છે.[૪]

(ग) પોતાના અથવા કૌટુમ્બીક લાભ માટે, અથવા કૌટુમ્બીક ખાસ જરૂરીઆત માટે તે દેવું કરી શકે છે, તથા માલકત વેચી અથવા ગીરો મૂકી શકે છે.[૫] (જુઓ 26 Bom. L R. page 500 (P. C.) શ્રીજનારાયણ વિ. મંગળાપ્રસાદ.)

---

(૧) 1 All. 77 બળદેવ વિ. શામલાલ 4 Cal. 723 જલીદર વિ. રામલાલ. 32 Cal 1119 ધરમદાસ વિ. અમુલ્યધન. 8 Bom. L. R. 99 ભીખુ વિ. બટુ. 19 All 428 શ્રીરામ વિ. શ્રીગોપાળ 27 Mad 198 રામનાથન વિ. મુણુગોપ્પા. 32 Mad 167 ધંડાવરમા વિ શનમુગ્રામ. (૨) 17 Bom. 271 દામોદર વિ. ઉત્તમરામ. 28 Bom. 201 નારાયણ વિ. નાથજી. 32 Mad 271 બાળકૃષ્ણ વિ. મુથુસામી. (૩) 11 Cal 684 (P. C) શકમોય વિ. મનોહરી. 22 Mad. 470 (P. C.) શેતુચરલાનો કેસ. 13 C. W. N. ભવાની વિ. જગન્નાથ. 43 Cal. 459 પરમેશ્વર વિ. ગોવીંદ. 28 Bom. 201 નારાયણ વિ. નાથાજી. (૪) જુઓ ઉપર ૧-૨-૩ માં જણાવેલા. (૫) 9 C. W. N. 879 દ્વારકાનાથ વિ. બંગશી. 34 Cal. 184 મહેશ્વર વિ. કિશનસીંગ.

( ઘ ) કોરટના દાવામાં તે કુટુમ્બના પ્રતિનીધી તરીકે વર્તી શકે છે. ( જુઓ 28 Bom. L. R. 711 મહીગલખા વિ. આલખા ) કોન્ટ્રેક્ટ કરી શકે છે; ફારગતી આપી શકે છે; રીસીટ આપી શકે છે; દેવું કબુલ કરી શકે છે ( can acknowledge debt ); લવાદી ઉપર જઇ શકે અથવા કોઇ દાવાનો નીકાલ લાવી શકે. અને તે શિવાય એને યોગ્ય લાગે તે કરી શકે છે.[1]

( ઙ ) સગીર ઉમરના સભ્યોનો તે વાલી છે.[2] કુટુમ્બના વડીલ તરીકે કર્તાની મીલકત સંભાળવાની ફરજ છે. તેમાંથી તે પગાર લઇ શકે નહીં, તેમ પોતાના ભાગ કરતા મહેનતાણા બદલ કાંઇ પણ વધુ લઇ શકે નહી. પરંતુ જો એના ઉપર જોખમદારીનું કામ હોય તો બધા સભ્યોની સંમતિથી તે કાંઇ પણ મહેનતાણું લઇ શકે.[3] જે કુટુમ્બમા બે ત્રણ કર્તા હોવાનો રીવાજ હોય તેમા એકના મૃત્યુ બાદ તેનો પુત્ર કર્તા થાય છે. જો કુટુમ્બ પાસે ટ્રસ્ટના પૈસા હોય તો કર્તા તે સંભાળવા બંધાએલો છે.[4] બીજા સભ્યો વારાફરતી કર્તા થઇ શકે નહીં.[5] મઝીઆરી મીલકતના જો શેર હોય તો તે કર્તાના નામ પર રહે, અને તેના મરણ બાદ બીજો જે કર્તા થાય તે પોતાના નામ પર ચડાવી શકે.[6] કર્તા હીસાબના

( ૧ ) 33 All. 272 ( P. C. ) કિશન વિ. હરનારાયણ. 37 Bom. 340 બાળજી વિ. કેશવજી. 1 Pat. L. J. 468 ગીરવર વિ. મકબનેસા. 35 All.428 કુબેર વિ. રામદાસી. 12 Bom. L R. 621 રામદાસ વિ. છબીલદાસ. 5 Bom. L. R. 95·બાલાજી વિ નાના. ( ૨ ) 6 M. I. A. 393 હનુમાન પંડે 25 All. 407 (p. c) ધારીગુલ્લા વિ. ખડકસીંગ (૩) 18 Mad. 73 કૃષ્ણા વિ. રાજાગોપાળ. (૪) 32 Mad 167 થંડા વિરાન મગામ ( ૫ ) 19 All. 428 શ્રી રમણ વિ. શ્રી ગોપાળ 27 Mad. 198 રામનાથ વિ. મરૂગપ્પા 32 Mad. 167 જુઓ (૩). (૬) 41 All. 619 પ્યારીલાલ વિ. મીઠ.

ચોપડા રાખવા બંધાએલો નથી; જેમ એક એજન્ટ હીસાબ આપવા બંધાએલો છે તેમ તે આપવા બંધાએલો નથી. તે મુનીમ નથી પણ કર્તા છે.[૧] પરંતુ જો તે દગો રમે તો જોખમદાર છે. અને એવી રીતે જે પૈસા ખાઇ ગયો હોય તે ભરપાઇ કરી આપવા પડે.[૨] જો કર્તાના દગાથી બીજા સભ્યો એ લાભ મેળવ્યો હોય તો વાંધો લઇ શકે નહી. કોઇ પણ સભ્ય થોડી મીલકતનો હીસાબ માંગી શકે નહીં જો તેને જુદા થવા માટે હીસાબ માંગવો હોય તો બધી મીલકતનો પૂરો હીસાબ માગવો જોઇએ.[૩]

પરંતુ જો કર્તાએ બરોબર હીસાબ આપવા કબુલ્યું હોય તો પછી તે હિંદુ-લૉમાથી નીકળી સાધારણ કાયદા નીચે આવે છે અને કરાર પ્રમાણે તે હીસાબ આપવા બંધાએલો છે.[૪] કર્તા દેવું કરી શકે છે, અને બીજા સભ્યોને તેમના ભાગ પુરતું તે દેવું બંધનકર્તા છે.[૫] પરંતુ જો કર્તાએ કોઇ પણ લોન પોતાના નામ ઉપર લીધી હોય તો તે કુટુમ્બ માટે લીધી છે એમ પ્રાથમીક મનાય નહીં[૬] અથવા તે તેના અધિકાર પરત્વે લીધી છે એમ

(૧) 41 Bom 179 રામનાથ વિ. ગોતમ (૨) 27 Mad 273 બાળકૃષ્ણ વિ મથુસાળ 11 Cal 684 ( p. c ) શકમૉય વિ. મનોહરી 22 Mad 475 ( p c ) રામભદ્ર વિ વીરભદ્ર 44 Mad. 656 ( p c ) અરૂમીલી વિ અરૂમીલી 45 Mad. 281 રામીરેડી વિ. ગંગીરેડી 28 Bom. 300 સોમ વિ ડાહુ 43 Cal. 459 પરમેશ્વર વિ. ગોવીંદ 28 Bom. 101 નારાયણ વિ. રાજારામ 35 Mad 271 બાળકૃષ્ણ વિ. મથુસામી (૩) 22 W. R. 202 નવદાસી વિ. લક્ષ્મુ. (૪) 13 W. R. ( F. B. ) 76 રંગુ વિ. કાશીનાથ (૫) 22 Mad 166 શેશા વિ. વરદા. 20 Cal 18 અઘોરનાથ વિ. ગરીશ 29 Cal. 583 બળદેવ વિ. મહરકઅલી (૬) 5 Cal. 321 શંકર વિ. ગૌરીપ્રસાદ.

પણ પ્રાથમીક મનાય નહી [૧] તેમજ કુટુમ્બની જરૂરીઆત માટે લીધી છે એમ પણ મનાય નહી [૨] ઉપરના સંજોગોમા જો વાદી બધા સભ્યો પર જોખમદારી મૂકવા માગતો હોય તો પુરાવાનો બોજો એના શીર પર છે [૩] જો કુટુમ્બની જરૂરીઆત માટે કર્તાએ પ્રોમીસરી નોટ લખી આપી હોય તો બધા સભ્યોને પ્રતિવાદી બનાવી શકાય [૪] કુટુમ્બની વેપારી પેઢીમા તો બધા જોખમદાર ઘણા ભાગે રહે છે [૫] કર્તા નવો ધંધો શરૂ કરી શકે નહી અને જો તેને તેમ કરવુ હોય તો બીજા ઉમ્મર લાયક સભ્યોની પરવાનગી લેવી જોઇએ ( 45 Mad 128 ટામીરેડી વિ ગંગીરેડી ) કર્તા દેવુ કબુલી શકે છે પણ જો તે મુદત બહાર થયુ હોય તો તે કુટુમ્બના તરફથી કબુલી શકે નહીં તે કબુલીઆત પોતાનેજ બંધનકર્તા છે અને એ કુટુમ્બને નહીં. ( 25 Mad 220 (F B) નારાયણ વિ વેંકટ રમણ ) પરંતુ જો કર્તા પિતા હોય તો તેના પુત્રો એવી કબુલાતથી પણ બંધાય છે કારણ પુત્રો પિતાનુ દેવુ ચુકવવા બંધાએલા છે [૬] એકત્ર કુટુમ્બે દાવો માંડવો પડે અથવા તેની સામે દાવો માંડવામા આવે તો કર્તાનુ ત્યા કયુ સ્થાન છે તે વિચારીએ જ્યારે કુટુમ્બ તરફથી કર્તાને વ્યવસ્થાનો અધિકાર છે જ્યારે દેવુ કરી શકે—દેવુ કબુલી શકે—લવાદી ઉપર જઇ શકે

(૧) 34 All 135 ગણપત વિ મુનીલાલ (૨) 18 Bom 520 શેઠ વિ નારાયણ 21 Bom 808 કૃષ્ણા વિ વાસુદેવ (૩) 34 All 135 ગણપત વિ મુનીલાલ 18 Bom 520 શેઠ વિ નારાયણ 21 Bom 808 કૃષ્ણા વિ વાસુદેવ 7 Bom L R 172 નારાણ વિ પો અજન્ટ (૪) 39 Mad 915 કૃષ્ણા વિ નાગામની (૫) 34 Bom રઘુનાથ વિ મુળાભાઇ બે. જુઓ 39 All 437 P C સાહુરામ વિ ભુપસીંગ કુટુમ્બના લાભ માટે જુઓ 40 Mad 709 (P C) પાલાનૈલપા વિ ઓમય (૬) 35 All 207 પ્રુથીપ વિ કુંદન

તો પછી તેને દાવો માંડવાનો પણ અધિકાર હોવો જોઇએ.[1] આ સિદ્ધાન્ત ઉપર પ્રીવી કાઉન્સીલે એમ ઠરાવ્યું છે કે કર્તા કુટુમ્બ તરફથી દાવો માંડી શકે.[2] તથા જો એકલા કર્તા સામે (કુટુમ્બના બદલે) દાવો લાવ્યો હોય તો બરોબર છે. પરંતુ પ્રતિવાદી એમ કરી શકે કે જે સભ્યો સામે એણે કોન્ટ્રેક્ટ કર્યો હતો, તેટલા સભ્યોને તો કોર્ટના રેકર્ડ ઉપર લાવવા જોઇએ.[3] જો પ્રતિવાદી વાંધો ન લે, તો હુકમનામુ કુટુમ્બને બંધનકર્તા છે; અને બીજા સભ્યો એમ વાંધો ઉઠાવી શકે નહીં કે તેઓ પક્ષકાર નહોતા.[4] પરંતુ (27 Bom. L R. 1122) શ્રી નિવાસ બાલમુકુન્દના કેસ ઉપરથી એમ લાગે છે કે જ્યારે કુટુમ્બ ઉપર દાવો માંડવામાં આવ્યો હોય ત્યારે બધાજ સભ્યોને પ્રતિવાદીમાં દાખલ કરવા જોઇએ. કારણ એમ જણાય છે તે કરારનામાથી એકત્ર નથી માટે કોન્ટ્રેક્ટ એક્ટ અને સીવીલ પ્રોસીજર કોડ લાગુ પડે નહીં. સગવડતાની ખાતર મુંબાઇમાં એવી પ્રથા પડી ગઇ છે કે કર્તા બીજા સભ્યોને પક્ષકાર બનાવેજ છે.[5] પરંતુ (જ્યારે કુટુમ્બ વાદી હોય ત્યારે) જો તેમ ન કરે તો પક્ષકારના અભાવે દાવો ખોટો ઠરાવી શકાય નહીં. મુંબાઇ હાઇકોર્ટમાં એવા ઘણા કેસો આવી ગયા છે કે જેમાં બીજા સભ્યોને પક્ષકાર (જ્યારે કુટુમ્બ વાદી હોય ત્યારે) ન બના-

(૧) જુઓ 26 Bom L. R. 1200 નારાયણ વિ. સગુણ. (૨) 14 Bom. L. R. 21 ગોપાળ નારાયણ વિ કુંરોમદી. 5 Mad 169. (F B.) ચિનપા વિ. ગુરુનાથમ. 20 Bom. 155 દિનકર વિ. અપાજી. 35 All. 207 દલીપ વિ. કુંદનલાલ. 33 All.272 (P C) શીરાનપ્રસાદ વિ. હરનારાયણ. (૩) 36 All. 383 (P. C.) શીવશંકર વિ જદો. (૪) 5 Cal. L R. 477 (P. C.) બીસેસર વિ. લક્ષ્મેશ્વરસીંગ. (૫) 30 Bom 477 કાશીનાથ વિ. ચીમનાજી. પરંતુ જુઓ 26 Bom. L. R 497 નામદેવ વિ. વિષ્ણુ. (૬) જુઓ 28 Bom. L. R. 711 અલીવહપ્પા વિ. આદપ્પા

બ્યા હોય તોપણ દાવો ચાલી શકે એમ ઠરાવ્યુ છે ખામદાર જસ્ટીસ કાગાએ એક કેસમા (ત્રીકમદાસ હેમચદ વિ. ઝીવ કુ.) એમ જણાવ્યુ હતુ કે પ્રીવીકાઉન્શીલના જજમેન્ટ પછી એવો વાધે ઉઠાવવો એ કોઇ રીતે સલાહકારક નથી

**નવા વાદી અને મુદતનો બાધ**

પ્રીવીકાઉન્સીલના વિચાર પ્રમાણે પિતા અને બીજા કર્તા વચ્ચે ફેર નથી બન્નેના હક આ બાબતમા સરખા છે[1] પરતુ જો નવા વાદી ઉમેરવાનો પ્રસગ આવે અને એમ કરવાથી જો મુદતનો વાધો આવે એમ હોય તો આખો દાવો મુદત બહારનો ગણવામા આવે અને તે કારણસર દાવો કહાડી નખાય[2] પરતુ (27 Bom L R 1122) રામપ્રસાદ વિ શ્રીનીવાસના કેસ ઉપરથી એમ લાગે છે કે એમ થાય નહીં

**પિતાનો વધુ અધિકાર**

(૨૮) પિતાને દેવુ કરવાનો તથા મીલકત વેચવાનો અને ગીરો મૂકવાનો વધારાનો હક છે તેણે જે પહેલા દેવુ કર્યું હોય તે ભરપાઇ કરવા સ્થાવર મીલકત પર બોજો કરી શકે છે પણ તે દેવુ કાયદા વિરૂદ્ધનુ અથવા અનિતિનુ ન હોવુ જોઇએ જુનુ દેવુ એટલે પહેલા જે દેવુ કર્યું હોય તે, અને નવા દેવાને સબધ ન હોવો જોઇએ હવે અનિતિનુ અથવા બીનકાયદેસરનુ દેવુ કોને ગણાય તે વિચારીએ (૧) દારૂ માટે (૨) પિશાચ વૃતિ માટે (૩) જુગાર માટે (૪) દડ ભરવા માટે (૫) ટોલ ભરવા માટે (૬) જામીન માટે અને (૭, અવ્યવહારીક[3]

**કર્તાની નાદારી**

---

(૧) 5 Cal 148 (P C) સુર્યબસી વિ શીવપ્રસાદ જુઓ 26 Bom L R 497 નામદેવ વિ વિષ્ણુ (૨) 7 Bom 217 કાળીદ સ ૧વ નાથુ 32 Mad 284 સેશન વિ વીરા 1 Pat L J 468 ગીરવર વિ મકબુનીસા (૩) 39 Cal 862 છકારી વિ ગગા

તો પછી તેને દાવો માંડવાનો પણ અધિકાર હોવો જોઇએ[1] આ સિદ્ધાન્ત ઉપર પ્રીવી કાઉન્સીલે એમ ઠરાવ્યું છે કે કર્તા કુટુમ્બ તરફથી દાવો માંડી શકે[2] તથા જો એકલા કર્તા સામે (કુટુમ્બના બદલે) દાવો લાવ્યો હોય તો બરોબર છે પરંતુ પ્રતિવાદી એમ કરી શકે કે જે સભ્યો સામે એણે કોન્ટ્રેક્ટ કર્યો હતો, તેટલા સભ્યોને તો કોર્ટના રેકર્ડ ઉપર લાવવા જોઇએ[3] જો પ્રતિવાદી વાંધો ન લે, તો હુકમનામુ કુટુમ્બને બંધનકર્તા છે અને બીજા સભ્યો એમ વાંધો ઉઠાવી શકે નહીં કે તેઓ પક્ષકાર નહોતા[4] પરંતુ (27 Bom L R 1122) શ્રી નિવાસ બાલમુકુન્દના કેસ ઉપરથી એમ લાગે છે કે જ્યારે કુટુમ્બ ઉપર દાવો માંડવામાં આવ્યો હોય ત્યારે બધાજ સભ્યોને પ્રતિવાદીમાં દાખલ કરવા જોઇએ કારણ એમ જણાય છે તે કરારનામાથી એકત્ર નથી માટે કોન્ટ્રેક્ટ એકટ અને સીવીલ પ્રોસીજર કોડ લાગુ પડે નહીં સગવડતાની ખાતર મુંબાઇમાં એવી પ્રથા પડી ગઇ છે કે કર્તા બીજા સભ્યોને પક્ષકાર બનાવેજ છે[5] પરંતુ (જ્યારે કુટુમ્બ વાદી હોય ત્યારે) જો તેમ ન કરે તો પક્ષકારના અભાવે દાવો ખોટો ઠરાવી શકાય નહીં મુંબાઇ હાઇકોર્ટમાં એવા ઘણા કેસો આવી ગયા છે કે જેમાં બીજા સભ્યોને પક્ષકાર (જ્યારે કુટુમ્બ વાદી હોય ત્યારે) ન બના

(૧) જુઓ 26 Bom L R 1200 નારાયણ વિ. સગુણ (૨) 14 Bom L R 21 ગોપાળ નારાયણ વિ કુડોમટી 5 Mad 169 (F B) ચિનપા વિ ગુરૂનાથમ 20 Bom 155 દિનકર વિ અપાજી 35 All 207 દલીપ વિ કુંદનલાલ 33 All 272 (P C) હીરાનપ્રસાદ વિ હરનારાયણ (૩) 36 All 383 (P C) શીવશંકર વિ જદો. (૪) 5 Cal L R 477 (P C) બીસેસર વિ લક્ષ્મેશ્વરસીંગ (૫) 30 Bom 477 કાશીનાથ વિ ચીમનાજી પરંતુ જુઓ 26 Bom. L R 497 નામદેવ વિ વિષ્ણુ (૬) જુઆ 28 Bom L R 711 અહીવઢપ્પા વિ માહપ્પા

વ્યા હોય તોપણ દાવો ચાલી શકે એમ ઠરાવ્યુ છે. નામદાર જસ્ટીસ કાંગાએ એક કેસમાં (ત્રીકમદાસ હેમચંદ વિ. ગ્રીસ કું.) એમ જણાવ્યું હતું કે પ્રીવીકાઉન્શીલના જજમેન્ટ પછી એવો વાંધો ઉઠાવવો એ કોઇ રીતે સંતોષકારક નથી.

**નવા વાદી અને મુદતનો બાધ.** પ્રીવીકાઉન્સીલના વિચાર પ્રમાણે પિતા અને બીજા કર્ત્તા વચ્ચે ફેર નથી. બન્નેના હક આ બાબતમા સરખા છે.[1] પરંતુ જો નવા વાદી ઉમેરવાનો પ્રસંગ આવે અને એમ કરવાથી જો મુદતનો વાધો આવે એમ હોય તો આખો દાવો મુદત બહારનો ગણવામાં આવે અને તે કારણસર દાવો કહાડી નંખાય[2] પરંતુ (27 Bom. L.R. 1122) રામપ્રસાદ વિ. શ્રીનીવાસના કેસ ઉપરથી એમ લાગે છે કે એમ થાય નહીં.

**પિતાનો વધુ અધિકાર.** (૨૮) પિતાને દેવું કરવાનો તથા મીલકત વેચવાનો અને ગીરો મૂકવાનો વધારાનો હક છે. તેણે જે પહેલા દેવું કર્યું હોય તે ભરપાઇ કરવા સ્થાવર મીલકત પર બોજો કરી શકે છે. પણ તે દેવું કાયદા વિરૂદ્ધનું અથવા અનિતિનું ન હોવું જોઇએ. જુનું દેવું એટલે પહેલાં જે દેવું કર્યું હોય તે, અને નવા દેવાને સંબંધ ન હોવો જાઇએ. હવે અનિતિનું અથવા બીનકાયદેસરનું દેવું કોને ગણાય તે વિચારીએ (૧) દારૂ માટે (૨) પિશાચ વૃતિ માટે. (૩) જુગાર માટે

**કર્ત્તાની નાદારી.** (૪) દંડ ભરવા માટે (૫) ટોલ ભરવા માટે (૬) જામીન માટે અને (૭) અવ્યવહારીક[3]

---

(૧) 5 Cal 148 (P. C.) સુર્યબંસી વિ. શીવપ્રસાદ. જુઓ 26 Bom. L. R 497 નામદેવ વિ વિષ્ણુ (૨) 7 Bom. 217 કાળીદાસ વિ. નાથુ 32 Mad 284 સેશન વિ. વીરા 1 Pat L. J. 468 ગીરવર વિ. મકસુનીસા. (૩) 39 Cal. 862 છકવારી વિ. ગંગા

દેવું કરવામા આવે તો અનિતિનું ગણાય.[1] હવે જો કર્ત્તા નાદાર થાય તો શી સ્થિતિ થાય ? ઉપર જણાવેલા પિતાના ખાસ હકને લીધે, નાદાર પિતાના રીસીવરને ( મુંબાઇમાં ઑફીશીઅલ એસાઇનીને) પણ તેજ પ્રમાણે હક મળે છે.[2] નાદાર માણસની બધી મીલકત રીસીવરના હાથમા જાય, તેની સાથે હિંદુ નાદાર પિતાના હક પણ રીસીવરને મળે. નાદાર પિતાનું મૃત્યું થાય તો પણ હયાતી હકથી બધી મીલકત છોકરાને જાય નહીં. પણ રીસીવર પાસેજ રહે.[3] પણ હવે આ માન્યતામાં ફેર પડશે. ( જુઓ 27 Bom. L. R. 135 (P. C.) સતનારાયણ વિ. બિહારી). પિતાના વધુ હક માટે વધારે જાણવું હોય તો નીચે જણાવેલા કેસોમાં વિદ્વાન જજોના જજમેન્ટ વાંચો.[4] પિતાનું પોતાનુંજ દેવું અને એકત્ર કુટુમ્બને બંધનકર્ત્તા નહીં એવું દેવું કોને કહેવાય તે માટે

**સતનારાયણ વિ બિહારીલાલ 27 Bom L. R. page 135 (138) P. C.**

---

(૧) 32 Bom. 348 દરબાર વિ. ખચર 39 Cal 862. 20 Cal 328 ખલીઆલ વિ ગોવીંદ. 31 Mad 161 કાનેવર વિ. કૃષ્ણા 39 Cal. 862. 43 Bom. 612 હનમંત વિ. ગણેશ. 44 Mad. 214 ચંકડાનો કેસ. (૨) 46 Mad. 54 મદ્રાસના ઓ. એસાઇની વિ. રામચંદ 3 Lahore 329. બીહારી વિ. સતનારાયણ. 44 All. 316 બાવનદાસ વિ. ચીન. પણ જુઓ 27 Bom. L R. 135 (P. C.) સતનારાયણ વિ. બિહારીલાલ (૩) 7 Bom. 438. ફકીરચંદ વિ. મોતીચંદ. 44 All 316. બાંવન વિ. ચીની. (૪) 19 Mad 74 રંગાપાનો કેસ. 5 Cal 148 (P. C.) સુરજબંશ વિ. શીવપ્રસાદ. 13 Cal. 21 (P. C.) નાનોમી વિ. મદન. 39 All. 437 (448) (P. C.) શાહુરામ વિ. શુપસીંગ 33 Bom. 264 સુબય્યા વિ. નાગપ્પા. 39 All. 500 (P. C.) નારાયણ વિ. સનીમ. 40 Cal. 342 બીશ્વનાથ વિ. જગદીપનારાયણ. 31

**જુનુ દેવું**

નીચેના કેસો જુવો [1] જુનુ દેવુ કોને કહેવું એ સવાલ છે. દાખલો લઇએ ૧૯૦૦ ની સાલમા પિતાએ એક હજાર રૂપીઆનું દેવું કર્યું. લ્હેણુદાર માગ્યા કરતો હતો, પિતા પાસે પુરતા પૈસા ન્હોતા, તેથી ૧૯૧૦ મા એનું ઘર ગીરો લખી આપ્યુ, ૧૯૦૦ ની સાલનું દેવુ જુનુ દેવું (antecedent debt) ગણાય આવુ જુનું દેવુ આપવા કરેલુ ગીરો પુત્રોને બંધનકર્તા છે ( શાહુરામ વિ ભુપસીગ ) પરતુ શાહુરામના કેસ પછી બ્રીજનારાયણ વિ. મગળપ્રસાદનો કેસ ( 28 Cal W. N 253=41 All 285) ખાસ મનન કરવા જેવો છે. ગીરો આપવા વખતેજ જે દેવુ કર્યું હોય તે એન્ટીસીડન્ટ દેવામા ગણાય નહીં પહેલાનું જુનુ દેવું હતુ તે તપાસ કરવાનો તથા તેના પુરાવાનો બોજો પૈસા આપનાર ધણીના ઉપર છે ( 31 All 176–198–ચદ્રદેવ વિ. માતાપ્રસાદ ) અને જો તે દેવું અનિતિનું અથવા પિશાચ કાર્ય માટેનું હોય તો પછી તે પુત્રે સાબીત કરવાનું છે. (34 All 292-બળવંતસીંગ વિ કલેન્સી ) જો એવું ગીરો જુના દેવા માટે ન હોય તો પિતાના ભાગ પુરતુંજ બંધનકર્તા છે.

જે સિદ્ધાત છે કે પુત્ર પિતાનું દેવું આપવા બધાએલો છે,[3] તે

All 176 (F B) ચંદ્રદેવ વિ માતાપ્રસાદ. ( 1921 ) Pat 245 (F B.) મથુરા વિ રાજકુમાર 42 Mad. 711 ( F. B ) 42 Cal. 1058 બીઘા વિ ભૂપનારાયણ

( ૧ ) 39 All 437 શાહુરામ વિ ભુપસીંગ 41 All. 285 બ્રીજનારાયણ વિ મંગળ 44 Bom 341 પાડુરગ વિ ભગવાનદાસ'

( ૨ ) 28 Bom. L R 1082 દયાનંદ વિ દાજી જુઓ 27 Bom L R 1451 ઠીસોજી વિ વામનરાવ 26 Bom L R 1200 નારાયણ વિ સગુણાબાઇ=માતુશ્રીના દેવા માટે પણ પુત્રો જોખમદાર છે જુઓ 27 Bom L R માધવરાવ વિ. અમ્માબાઇ

કાટુમ્બીક જરૂરીઆત માટે, (અથવા બીજા સભ્યોની સમતિથી), પોતાનો ભાગ વેચી શકે અથવા ગીરો મુકી શકે, પરંતુ તે પૈસા લઇનેજ કરી શકે. ( only for Valuable consideration )[1]

(ह) જેમ સભ્યોની વધઘટ થાય તેમ તેના ભાગની પણ વધઘટ થાય[2]

(अ) મા જણાવ્યા પ્રમાણે વહેંચણ માગી શકાય પણ જો સભ્ય સગીર હોય તો તેને લાભકારક છે એમ બતાડયા શિવાય વહેંચણ મળે નહીં[3] અને વહેંચણ ફક્ત પિતા પાસેજ મંગાય, દાદા પાસે મંગાય નહીં. એટલે જો પિતા અને દાદા હયાત હોય તો પુત્રથી વહેંચણ મંગાય નહીં[4] (ग) મા દર્શાવ્યા પ્રમાણે કોઇ સભ્યનો લ્હેણદાર તે સભ્યના ભાગ ઉપર ટાચ લાવી શકે. પરંતુ ફક્ત ટાચ લગાડયાથી લ્હેણદારને કાંઇ મળતું નથી. જો ટાચ લગાડયા પછી પણ તેનું વેચાણ થયા પહેલા, તે સભ્ય મરી જાય તો હયાતી હક ( Survivorship ) થી તે સભ્યનો ભાગ બીજા સભ્યોને મળે, અને ટાચ લગાડનાર લહેણદારને કાંઇ મળે નહીં પણ જો ટાચ લગાડયા પછી તે ભાગ વેચાઇ જાય, તો પછી

---

(૧) 5 Bom 48 ( p. c ) લક્ષ્મણ વિ રામચંદ્ર 15 All. 389 ( p c ) બાળગોવિંદ વિ. નારાયણ 19 Cal 101 જમના વિ ગંગા. 16 All 369 હીરોર વિ ગણપત. 44 Bom 341, પાંડુરંગ વિ ભગવાનદાસ. (૨) 17 Mad 316 સુબ્રામન્યા વિ. શીવા (૩) મનુસ્મૃતિ–IX-III. 8 Cal 537. દામોદર વિ સેનાબત્તી. 13 Bom 99. મહાદેવ વિ. લક્ષ્મણ. 29 All. 373 ભોળાનાથ વિ. ઘાસીરામ. (૪) 1 M. H. C. R 77.

હયાતી હક લાગે નહીં[1] ખરીદનારના હક્ક માટે જુઓ 28 Bom L R 765 ભાઈ લક્ષ્મણ કેમ પૈસા લઈને-અર્થાત (for valuable consideration) તે પોતાનો ભાગ વેચી શકે અથવા ગીરો મૂકી શકે[2] એ કુટુમ્બની ખાસ જરૂરીઆત ન હોય અથવા તે ખાસ લાભ ન હોય તો પણ જો બીજા મબ્યોની સમ્મતિથી વેચાણ અથવા ગીરો થયા હોય તો બરોબર છે[3] (Valuable consideration) કોને કહેવાય તે કોન્ટ્રેક્ટ એક્ટ અથવા એવા કાયદાના આધારે નક્કી કરવાનુ છે નોકરી પણ તેનો બદલો ગણી શકાય છે[4]

**કર્તા અને દગો**

(૩૦) કોઈપણ કર્તા બીજા મબ્યોની સામે દગો રમીને, પોતાનો હક બજાવી શકતો નથી કોઈપણ દેવની મૂર્તિને ભેટ આપવાના બહાને, પિતા પોતાના પુત્ર સામે દગો રમી શકે નહી[5]

**કૌટુમ્બીક ધધા દારી પેઢી**

(૩૧) ઘણા કુટુમ્બોના પેઢી દર પેઢીથી ધધો ચાલ્યો આવેલો હોય છે આવા ધધાને કૌટુમ્બીક ધધાની પેઢી કહેવામા આવે છે આવી પેઢીને કોન્ટ્રેક્ટ એક્ટ લાગુ પડતો નથી અને કોન્ટ્રેક્ટ એક્ટ લાગુ નહીં પડવાથી, તેને

---

(૧) 44 Bom 316 પરશુરામ વિ ભગવાનદાસ તે સિવાય આવા કિસ્સાના પ્રસગે પક્ષકારોની વચ્ચે ઉભા થતા સવાલ માટે જુઓ 26 Bom L R 497 નામદેવ વિ વિષ્ણુ તથા 26 Bom L R 464 ગગાબીસણ વિ વલ્લભદાસ (૨) 43 Bom 472 પાડુ વિ ગોના (૩) 19 M & J 62 નાદેસા વિ રાઠાઈ 35 All 543 સુંદરલાલ વિ. રજલાલ 12 A L J 52 ઠાકુર વિ સીતલા (૪) 31 All 507 હાલીશકર વિ નવાબસીંગ (૫) 8 All 76 રઘુનાથ વિ ગોવિંદ

લગતો સીવીલ પ્રોસીજર કોડ (ઓર્ડર ૩૦) પણ લાગુ પડતો નથી. હિંદુ ભાવના પ્રમાણે રીવાજથી પડી ગએલા ધારાધોરણ એને લાગુ પડે છે. એવા ધારાધોરણ સાધારણ રીતે નીચે પ્રમાણે છેઃ—.

(अ) આવો ધંધો એકત્ર કુટુમ્બનેજ (વારસાઇ અથવા હયાતી હકથી) મળે. આવી કૌટુમ્બીક ભાગીદારી એક સભ્યના મૃત્યુથી બંધ થતી નથી. બીજી જાતની વ્યાપારી ભાગીદારી ભાગીદારના મૃત્યુથી, કોન્ટ્રેક્ટ એક્ટ પ્રમાણે પૂરી થાય છે. તેમ જો એક સભ્ય વહેંચણ માગી જુદો થાય તો પાછળના હીસાબ માગી શકે નહીં[૧] બીજી વ્યાપારી ભાગીદારીમાં પાછળનો બધો હીસાબ માંગી શકાય; એટલુંજ નહીં પણ જો એ એક ભાગીદાર ભાગીદારી મીલકતમાંથી અરડા તરડી કરતો હોય તો રીસીવર પણ નીમાવી શકાય.

(ब) કૌટુમ્બીક પેઢીમાં કોઇપણ સભ્ય કર્તા અથવા એજન્ટ તરીકે નીમાઇ શકાય.[૨]

(क) આવો કર્તા અથવા એજન્ટ પેઢીનું કામકાજ ચલાવી શકે; અને તેના વહીવટ દરમ્યાન પેઢીના કામ માટે દેવું કરી શકે. ઉધાર ધંધો પણ કરી શકે.[૩] પણ જો કોઇ કર્તા સટ્ટાનો અથવા એવો બીજો પેઢીના ધંધા બહારનો ધંધો કરે તો પેઢી જોખમદાર રહેતી નથી.[૪]

(૧) 23 Bom. 144 ગણપત વિ અન્ના. 34 Bom. 72. રઘુનાથ વિ. મુંબાઇ બેંક. 22 Bom. 1767 રામ વિ ફુલીબાઈ. (૨) 6 Cal 815. રામસીલક વિ રામલાલ. (૩) 1 Cal 470 જોહુરા વિ. ગોપાળ. 3 Cal. 738. જોહોરીરા વિ. નિત્યાનંદ. 20 Cal. 453. શીવપ્રસાદ વિ. સાહેબલાલ. (૪) 3 Bom L. R. 144 મેંકલાજી વિ. મનીકચંદ.

(ख) પાછળનો હિસાબ આપવા બંધાએલો નથી.[1]

(ग) આવી કૌટુમ્બીક પેઢીમા બધા સભ્યો-મોટા અથવા સગીર[2] પોતાના ભાગ પુરતા જોખમદાર છે; આમાં જરૂરીઆત માટે દેવું કરવામાં આવ્યું હતું કે નહીં તે સવાલ ઉભો થતો નથી; તેમજ પૈસા આપનાર ધણીએ જરૂરીઆત માટે દેવુ કરવામા આવે છે કે નહીં તે તપાસ ન કરી હોય તો પણ વાંધો આવતો નથી;[3] કુટુમ્બને દગો દેવા માટે પણ જો દેવું કરવામા આવ્યું હોય તો પણ આમા લ્હેણદાર વસુલ કરી શકે.[4] આ સંજોગોમાં (કુટુમ્બના ઉપર) કર્તાની સામે દાવો લાવી શકાય અથવા કુટુમ્બના તરફથી એકલો કર્તા દાવો માંડી શકે અને બીજા સભ્યોને પક્ષકાર બનાવવાની જરૂર રહેતી નથી[5] પણ જો ધંધાની બહાર દગો કર્યો હોય તો કુટુમ્બ જોખમદાર નથી.[6] ઉપર દર્શાવેલા બધા નિયમો નીચે જણાવેલી સ્થિતિમાં પણ લાગુ પડે છે. આવી પેઢી વડવાઇ કૌટુમ્બીક હોવ-અથવા કુટુમ્બે નવા

---

(૧) 25 Bom 206 સકરા વિ. મગનલાલ. 34 Bom. 72 રઘુનાથ વિ. મુંબાઇ બેંક. 22 Mad 167. (૨) 26 Bom. 319 લક્ષ્મણ વિ. શિવપ્રકાશ 1 Cal 470. જોહુરા વિ શ્રોગેપલ. 3 Cal. 738 5 Cal. 792 બીમલા વિ. મોહન. 6 Cal 815. —રામસીલક વિ. રામલાલ. 20 Cal. 453. શિવપ્રસાદ વિ. સાહેબલાલ— (૩) Gour's Hindu Code para 1350 page 613 (૪) (1893) P. R. 59 મૂળચંદ વિ સાધુસીંગ. (૫) 26 Cal 319. લક્ષ્મણ વિ. શિવપ્રકાશ. 29 All 311 રામરાથી વિ. કૃષ્ણપ્રસાદ 28 All 264 જુગલકિશોર વિ. તુલસીરામ 23 Bom L R. 711. ગરીવલપ્પા વિ માલપ્પા. (૬) 6 C W.N. 429. મોરીસન વિ વરેરો.ઇ.ક.

સભ્યોની સંમતિથી કુટુમ્બના પૈસાથી નવી ઉભી કરેલી હોય—અથવા કુટુમ્બની સાથે કોઇ બહારના ભાગીદાર હોય મર ફક્ત એટલોજ રહે છે કે જો વડવાઈ ધંધો ન હોય તો સગીરો પોતાના ભાગ પુરતા પણ—ખાસ જરૂરીઆતના અથવા કુટુમ્બના અભાવે—જોખમદાર રહેતા નથી

જો કુટુમ્બના કેટલક સભ્યોએજ એ ધંધો શરૂ કર્યો હોય તો ઉપર દર્શાવેલા નિયમો લાગુ પડતા નથી

( ૩૨ ) કર્તા બીજો નવો ધંધો શરૂ કરી શકે નહીં જો તેને તેમ કરવુ હોય તો બધા મોટા સભ્યોની સંમતિ મેળવવી જોઇએ[૧] આ સંજોગોમા પણ સગીર સભ્યોની જોખમદારી રહે છે[૨] જો એકત્ર કુટુમ્બ ન હોય અથવા, બહારના માણસો જોડે જો ભાગીદારી કરી હોય તો પેરા ૩૧ મા જણાવેલા નિયમો લાગુ પડતા નથી[૩] અલબત્ત થોડા સભ્યો એક એકત્ર કુટુમ્બની ભાગીદારી શરૂ કરી, બીજા સભ્યોને તેના હક–હીસ્સા અથવા જોખમદારી સમજવી–ભાગીદારીમા જોડી, કૌટુમ્બીક પેઢી બનાવી શકે છે[૪] પરંતુ જો આવો નવો ધંધો વડવાઇ ધંધામાથી ઉત્પન્ન થયો હોય તો પેરા ૩૧ મા જણાવેલા બધા નિયમો લાગુ પડે છે[૫] જો થોડા સભ્યો બીજાને ભાગમા લઇ ધંધો કરે તો એક બાજુ સભ્યો અને બીજી બાજુ બહારના વચ્ચે સાધારણ ભાગીદારીના નિયમો લાગુ

(૧) 15 mad 281 રામીરેડી વિ રંગીરેડી 37 m L J અબદુલ વિ રહેમાન 42 M L J રાઉગુલી વિ રંગારે ? (૨) 39 I A 108 સન્યાસી વિ કૃષ્ણધન (૩) 28 mad 344 સોખાનધા વિ સોખાનધા 3 Bom L R 144 મેકલચંદ વિ માણેકચંદ (૪) 9 Bom. L R 274 હાજી ગુરમહમદ વિ મેકલચંદ 14 Bom 189 હારૂન અહમદનો કેસ (૫) 23 C W N 500 કૃષ્ણનાયન વિ સન્યાસી

પડે[1] ફક્ત જો કુટુમ્બ અથવા કુટુમ્બનાજ સભ્યો વડવાઓનો કૌટુમ્બીક ધધો ચાલુ રાખે તોજ ( અને કૌટુમ્બીક મીલકતથીજ ) પેરા ૬૧ મા જણાવેલા નિયમો લાગુ પડે છે.[2] આવી કૌટુમ્બીક પેઢીને નાદાર ઠરાવી શકાય પણ તેના સગીર સભ્યોને નાદાર ઠરાવાય નહીં[3]

( ૩૩ ) આપણે એકત્ર યાને અવિભક્ત કુટુમ્બની બધી હકીકત જાણી છે. પરંતુ હયાતી હક તથા કૌટુમ્બીક ઉપર બોજો વિગેરે બે ત્રણ બાબત ઉપર થોડો જુદો વિચાર કરીશુ

**હયાતી હક.**

( ૩૪ ) હયાતી હક કોને કહેવાય અને તે ક્યારે લાગુ પડે? એક કુટુમ્બમા એક સભ્યના મરણથી તેનો ભાગ તેના વારસોને મળતો નથી; પણ જે બીજા સભ્યો હયાત હોય તેમને હયાતી હક ( survivorship ) થી મળે છે જો કુટુમ્બ જુદુ થયું હોય તો તે મરણ પામેલા સભ્યોને ભાગ તેના વારસોને મળે વારસો કોણ હોય છે તે આપણે "વારસા" ના પ્રકરણમા જોઈશુ. જો એકત્ર કુટુમ્બમા તે સભ્ય છોકરો મુકીને મરણ પામ્યો હોય તો તે છોકરો તેના બાપનુ સ્થાન ભોગવે છે, અને તે કુટુમ્બનો સભ્ય ગણાય છે. આ સ્થિતિમા તેનો હક હયાતી-હકથી બીજા સભ્યોને મળે નહીં પણ તેની શાખા ચાલુ રહી ગણાય; અને વહેંચણ વખતે તેને ભાગ મળે[4] નીચે જણાવેલા સંજોગોમા હયાતી હકથી બીજા સભ્યોને કાંઈ મળે નહીં —

(૧) 27 Bom 157 વાડીલાલ વિ ફુલચંદ (૨) 30 M. L. J. 241, રામનાથ વિ. ચેગાપા. 41 Mad. 454 ગગાપા વિ વેંકટ (૩) 42 Cal. 225 સન્યાસી વિ. અસુતોષ (૪) 9 M I A. 543 કતામાનચીઆર વિ શીવગંગાના રાજા

(ञ) જો સભ્યે પોતાનો હક વેચ્યો હોય અથવા ગીરો મુક્યો હોય.[1]

(च) જ્યારે મૈયત સભ્યના ભાગ ઉપર તેની હયાતીમાં બજવણી થઇ ટાંચ લાગી હોય. ફક્ત તેના ભાગ સામે હુકમનામું મેળવ્યું હોય તો ચાલે નહીં. હુકમનામું મેળવ્યા પછી ટાંચ લગાડયા પહેલાં જો તે મરણ પામ્યો હોય તો હયાતી હકથી તેનો ભાગ બીજા સભ્યોને મળે.

(क) જો સભ્ય નાદાર થયો હોય અને તેનો રીસીવર અથવા ઓફીસીઅલ એસાઇની નીમાયો હોય.[2]

આપણે જે अ માં જણાવ્યું તે મૈયત સભ્યનો ભાગ બીજાને જતો નથી પણ ખરું જોતાં વહેંચણ વખતે તેનો ભાગ માંગવાનો હક છે. જે શરૂઆતમાં આપણે જણાવ્યું છે કે ભાગની વધઘટ થયા કરે છે અને જ્યાં સુધી વહેંચણ થાય નહીં ત્યાં સુધી કોનો ભાગ કેટલો છે તે જણાય નહીં તેનું કારણ આ છે.

(૩૫) કોણ કોણ કૌટુમ્બીક મીલકત પર બોજો કરી શકે?

**કૌટુમ્બીક મીલકત પર બોજો.**

(अ) જે પુખ્ત ઉમરના સભ્યો હોય તે બધા એકત્રીત થઇને કરી શકે.[3]

(ब) કર્તા (ઉપર જણાવેલા સંજોગોમાં).

---

(૧) આવા વેચાણદારના હક માટે જુઓ. 28 Bom. L. R. 765 બાલુ લક્ષ્મણ વિ. બુધા મંગા. (૨) 7 Bom. 438 ફકીરચંદ વિ. મોતીચંદ. બીજા કેસો માટે જુઓ. પેરા ૨૮ માં કર્તાની નાદારી અને તેની નીચે જણાવેલા કેસો. (૩) 2 Beng. L. R. 90 મહાવીર વિ. રમ્યાદ.

(क) પિતા (જંગમ મીલકતની થોડી ઘણી તે બક્ષીસ પણ કરી શકે; તેમજ જો ઘણી મોટી સ્થાવર મીલકત હોય તો થોડી તેની મીલકતની પણ બક્ષીસ કરી શકે. કેટલી હદ સુધી કરી શકે તે આપણે ઉપર જણાવી ગયા છીએ.) આ બક્ષીસની વાત થઇ. તેમ તે બન્ને-સ્થાવર અને જંગમ મીલકત પોતાના દેવા પેટે વેચી શકે અથવા ગીરો મૂકી શકે. તેમજ કુટુમ્બની ખાસ જરૂરીઆત તથા લાભ માટે પણ એમ કરી શકે. આ શિવાય પિતાને કર્તા કરતા બીજા વધુ હક્ક નથી.[1]

(ख) એકલો હયાત સભ્ય બધી મીલકત પણ વેચી શકે. કારણ તેને બંધનમા રાખનાર કોઇજ હયાત નથી. તે તે બધી મીલકત ગીરો મૂકી શકે—વેચી શકે—બક્ષીસમા આપી શકે.[2] આ બધું કર્યા પછી જો તેને પુત્ર અવતરે તો તે કાઇ કરી શકે નહીં કારણ તે હયાત નહોતો. પણ તે પુત્રની હયાતી પછી કાઇજ કહી શકે નહીં અને ઉપર જણાવેલા બધા બંધનો તેને લાગુ પડી જાય છે. તે ઘણા ભાગે વીલ કરી શકે નહી કારણ કે વેચાણ, ગીરો, બક્ષીસ, દાન વિગેરે જ્યારથી કરે ત્યારથી લાગુ પડે; પણ વીલ તો મરણના વખતથી લાગુ પડે; પણ જો છેક મરણ સુધી પુત્ર ન હોય તો વીલ પણ કરી શકે. અને જો વહેલા વીલ કર્યું હોય, અને મરણ પહેલા પુત્ર અવતરે તો તે વીલ રદ બાતલ થાય અથવા

(૧) 13 Mad 51, ચિનમા વિ. વેરૂમલ. 16 Mad. 84 રમાક્કલ વિ. સુબન્ના 22 Bom 825 બાલા વિ. બાલાજી. 26 Bom 163. ગરેઘી વિ. લક્ષ્માવા. (૨) 6 M. I. A. 309. નાગાલુચમી. 3 Bom. H. C. A C 6 નરોત્તમ.

દત્તક લે, અથવા પુત્ર ગર્ભમા હોય તોપણ વીલ રદ થાય.[1] અલ્હાબાદમા એક એવો સવાલ ઉભો થયો હતો કે, પિતા એકલોજ હયાત સભ્ય છે એકલોજ હોવાથી મીલકત સ્વતંત્ર ગણીને તેણે વીલ કર્યુ. પછી પુત્ર થયો; પણ પિતાના મરણ પહેલા પુત્ર મરી ગયો અને પિતા જ્યારે મરણ પામ્યો ત્યારે એકલોજ મરણ પામ્યો. તેના પિત્રાઇઓ એવી દલીલ લાવ્યા કે પુત્રના જન્મથીજ વીલ રદ થયુ અને તે મીલકત પિત્રાઇઓને મળવી જોઇએ કોર્ટે એમ ઠરાવ્યું કે વીલ તો મરણના દીવસથીજ અમલમા આવે છે. તે વખતે તે એકલોજ હતો તેથી વીલ બરોબર છે અને વીલ પ્રમાણે મીલકત જશે પિત્રાઇઓને મળશે નહીં પુત્રના જન્મથીજ વીલ રદ થાય નહીં.

**અવિભક્ત સભ્ય અને તેનો ભાગ**

( ૩૨ ) પેરા ૩૫ મા આપણે કૌટુમ્બીક મીલકતના સબંધમા જાણ્યું. હવે એક સભ્યના અવિભક્ત ભાગ સબંધી વિચાર કરીએ દરેક સભ્ય કિંમતના બદલામા ( Valuable consideration ) પોતાના ભાગ ઉપર બોજો કરી શકે છે,[2] પણ તે બક્ષીસ આપી શકે નહીં અને વીલ કરી

(1) (1921) 2 Lah 69 પરમાનંદ વિ શિવચરણ 12 Bom 105 હનમંત વિ ભીમાચાર્ય 8 mad 89 મીનાક્ષી વિ વીરપ્પા 26 Bom L R 532 જમનાદાસ વિ ગોરધન 26 Bom L R 910 (p c) લક્ષ્મીચંદ વિ મુસામત (૨) 21 Bom L R. 2 8 પાડુ વિ ગોમા 25 Mad 690 ચૈયાગરી 42 Mad 174 નજુંડા વિ. કાનાગરાજુ 44 Bom 341 પાંડુરંગ વિ ભગવાનદાસ 5 Cal 148 સુરજબસી વિ શિવપ્રસાદ 15 All 339 બાળગોવીંદ વિ નારાયણ

**અવિભકત ભાગના ખરીદનારના હક**

શકે નહીં[૧] હવે જ્યારે કિમતના બદલામા બોજો કરી શકે તો પછી વેચાણ અથવા ગીરો લેનારના હક વિચારીએ એવા સભ્યના ભાગ ઉપર ફક્ત જો હુકમનામુ મેળવ્યુ હોય તો ચાલે નહીં તેની હયાતીમાજ તેના ભાગ ઉપર ટાચ લાવવી જોઇએ અને તેનુ વેચાણ કરાવવુ જોઇએ[૨] જો ટાચ લગાડી ન હોય તો તેના મરણ બાદ વેચાણ થાય નહીં[૩] જો તેની હયાતીમા ટાચ લાગી ન હોય તો હયાતી હકથી બીજા સભ્યોને તેનો ભાગ જાય[૪] હવે જે આવી રીતે વેચાણ સે, તે કુટુમ્બની મીનકતનો કબજો માગી શકે નહીં—કારણ કે કોઇ સભ્યનો અમુક ચોક્કસ ભાગ હોતોજ નથી[૫] આવા ખરીદનારને તો વહેચણી કરવા કહેવાનો હક મળે છે[૬] તેણે તો વહેચણ માટે બધા સભ્યાને પક્ષકાર બનાવી દાવો માડવો જોઇએ ને સભ્યના ભાગ પુરતોજ દાવો લવાય નહીં પણ આખી કૌટુમ્બીક મીલકતની વહેચણ માટે દાવો માડવો જોઇએ[૭] જો આવો દાવો લાવવામા આવે તો કોર્ટ

(૧) 11 Mad 246 રમણ વિ વેકટ 27 Mad 162 શેટના વિ પુલીકટ 19 Bom 803 કલુ વિ બાલસુ 28 Bom L R 532 જમનાદાસ વિ ગોરધન 28 Bom L R 910 (f c) લક્ષ્મીચદ વિ. મુસાભાઇ (૨) 3 Cal 195 (p c) દીનદયાળ વિ જગદીપ 39 Mad. 831 સરકાર વિ રજાસામી (૩) 5 Cal 148 23 All 106 વિઠલદાસ વિ નદકીશોર (૪) 5 Cal 148 14 Cal 157=17 I A. 194 માધોપ્રસાદ વિ મહેરબાનસીંગ (૫) 43 Bom 472 પાડુ વિ ગોમા 10 Bom 363 પાટીલ વિ હકમચદ (૬) 3 Cal, 198 દીનદયાળ 10 Cal 620 હરદી વિ. રૂદપ્રકાશ 2 Pat 386 મેદની પ્રસાદ વિ નદ 28 Bom L R 765 ભાઉ લક્ષ્મણ વિ બુધા (૭) 29 Mad 244 ચેતુમલાઇ (1920) 1 Lah 134 બીજલાલ વિ. દુર્ગા (1923) 2 Pat 386 મેદની વિ નદકેશ્વર 23 Bom 184 મુરારાવ વિ સીતારામ. 46 Bom 925 ઈરાપ્પા વિ કૃષ્ણા

અને ત્યાંસુધી ખરીદનારે જે મીલકત લીધી હોય તે વહેંચણુમાં અપાવે છે. (ધુલાભાઇ વિ. લાલા ધુલા 46 Bom. 28). જે સભ્યોનો હક વેચાણમાં લીધો હોય તેની હયાતીમાંજ આવો દાવો લાવવો જોઇએ. એમ બંધન નથી[1] મરણ પછી પણ દાવો લવાય. ખરીદનારને તે સભ્યનો જે ભાગ વેચાણને દીવસે હોય તેજ મળે.[2] જો ત્યાર પછી તે સભ્યનો ભાગ વધ્યો હોય તો ખરીદનારને લાભ થાય નહીં. વેચાણ પછી અને દાવાના દીવસ સુધી જે ઉત્પન્ન થયું હોય તે ખરીદનારને મળે નહીં.[3] જો વેચનાર સભ્ય, વેચાણ ખત પુરૂં થતા પહેલા મરી જાય તો પણ ખરીદનાર તે વેચાણ પુરૂં કરાવી શકે[4] પરંતુ જો વેચાણ પહેલા કૌટુમ્બીક મીલકત ઉપર કાયદેસરનો બોજો થયો હોય તો ખરીદનાર તેના જોખમે લે છે. એવો બોજો પહેલો અને પછી ખરીદનારનો હક.[5] જે સભ્યે પોતાનો હક વેચ્યો હોય, તેનો હક કુટુમ્બમાં એજ પ્રમાણે રહે છે. જો વહેંચણુ થાય તો અગર ખરીદનાર વહેંચણુ કરાવે તોજ તેના હકમાં ફેર પડે છે.

( ૪૭ ) જો એકત્ર કુટુમ્બના સભ્યો સગીર હોય તો તેની માતાને કર્તાના બધા અધિકાર મળે છે. જો માતા કર્તા તરિકે કોઇ મીલકત ઘનામમાં ( કુટુમ્બને ) મળી હોય—અને તેનો વહીવટ કુટુમ્બના હસ્તક હોય અને વહીવટદારને તેના ઉપર બોજો કરવાનો હક અધિકાર હોય નહીં-તો સ્ત્રીઓ પણ આવી ઘનામી મીલકતની વહીવટદાર બની શકે છે. પણ જો તેવી વહીવટદાર સ્ત્રી કુટુમ્બની છોકરી હોય તો પરણ્યા પછી તે વહીવટદાર તરીકે રહી શકે નહીં. કારણ તે પારકા કુટુમ્બમાં દાખલ થાય છે.[6]

(૧) 25 mad 690 અયાગરી (૨) 35 Mad. 47 ચિન્નુ વિ. કાલીમુટ્ટ. 41 Bom 347 નારો વિ પરાગડા. (૩) 39 Mad 265 બાબીલીના મહારાજ વિ વેંકટારમણ. (૪) 44 Bom. 967 ભગવાન વિ. કૃષ્ણાજી. (૫) 28 Bom 201 નારણ વિ નાથાજી. (૬) 28 Bom. L. R. 463 રણછોડ વિ. બાઇ જયતિ.

## [ ૪ ]

### વહેંચણ.

*વહેંચણ અને પૂર્વનો સમય.*

હાલના વખતમાં વહેંચણની ભાવના બધા સમજે છે; પણ આદ્ય સ્થિતિમા પણ વહેંચણ થતી હતી કે કેમ તે જાણી, વચ્ચેના સમયનો વિચાર કરીએ તો ઠીક. વહેંચણની ભાવના નવા જમાનાની છે. પૂર્વે વહેંચણ કોઇ સમજતુંજ નહોતું. પહેલાના વખતમા કુટુમ્બના દરેક સભ્યો જે મેળવતા, તે બધું કુટુમ્બનુંજ થતું. મિતાક્ષરામા પહેલાનો આ દેશ જણાવેલો છે, અને તે પ્રમાણે "હજારો પેઢી પછી પણ પિત્રાઇઓ વચ્ચે વહેંચવું નહીં."[1] જેમ જેમ વખત ગયો, તેમ તેમ કુટુમ્બો બહુ બહોળાં થતાં ગયા, અને જેમ જાનમાલનો ભય જતો ગયો

(૧) મિતાક્ષરા. I-IV-26.

તેમ વહેંચણની ભાવના ઉદ્દભુત થતી ગઇ. પહેલા જંગમ મીલકતની જ વહેંચણ થાય એમ થયુ, પણ વિભક્ત થએલા પિત્રાઇઓનો સ્થાવર મીલકત પરનો હક તો અવિભક્તજ રહ્યો[1] ત્યાર પછીના સમયમા સ્વતંત્ર રીતે મેળવેલી મીલકત અને તેના પર થોડા સ્વતંત્ર હકનો સ્વીકાર થયો બૃહસ્પતી એમ કહે છે કે જેણે સ્વતંત્ર રીતે જે મીલકત મેળવી હોય, તે તે મીલકતમાથી બેવડો ભાગ લે હજી મલબારમા વહેંચણ થતી નથી, જો કોઇએ સ્વતંત્ર મીલકત મેળવી હોય તો તે રાખી શકે[2] મનુ મહારાજે વહેંચણના સબંધમા એમ કહ્યુ છે કે જ્યેષ્ઠ પુત્ર ૨૦ મો ભાગ લે, વચલા પુત્રો ૧૦ મો ભાગ લે, અને કનિષ્ટ પાચમો ભાગ લે[3] તેમજ હાલમા કેટલીક મીલકત-જાગીર-રાજ વગેરે છે જેની વહેંચણ થઇ શકતી નથી, તેના સબધમા પણ મનુ મહારાજ ઉલ્લેખ કરી કહે છે કે બધીજ મીલકત પાટવી-પુત્રે લેવી, અને તેના રક્ષણ નીચે બીજાઓએ રહેવુ આ નિયમને ( rule of primogeniture ) કહે છે ત્યાર પછી યાજ્ઞવલ્કયે એમ કહ્યુ છે કે જો દુનિઆ કોઇપણ નિયમને ધિક્કારતી હોય તો તે કરવુ નહીં, અને તે બોધને પરિણામે સરખા ભાગે વહેંચણની ભાવના પ્રતિપાદીત થઇ હોય એમ લાગે છે[4] ત્યાર પછીના સમયમા વહેંચણનો સવાલ પિતાનાજ હાથમા હતો. એની મરજીમા આવે તો વહેંચણ થાય, નહીં તો નહીં. ત્યાર પછી એમ ઠર્યું કે જે પિતા કરી શકે, તે પુત્ર કરી શકે, અને તે વિચાર પ્રમાણે પુત્રને વહેંચણ માગવાનો હક મલ્યો થોડો વખત, આવા પુત્રના હક ઉપર એવી માન્યતા હતી કે, જો માતાને સતાન ન થાય એમ હોય, અને પિતા દુષ્ટાચરણમા પડી ગયો હોય, તો પુત્ર વહેંચણ માગી શકે પણ આ સિદ્ધાત ઉપર આપણી કોર્ટોએ

(૧) મિતા I-I-31, 32 30 (૨) 32 Mad 352 (F. B) (૩) Manu IX-112 (૪) મિતાક્ષરા I-IV-7.

જુદા જુદા અર્થ કરી, વ્હેચણની ભાવનાને આજની સ્થિતિએ પહોચાડી છે

( ૨ ) હવે વહેચણ એટલે શુ તે સમજીએ

વહેચણ એટલે શુ ?

(अ) એકત્ર અને અવિભકત કુટુમ્બના સભ્યોની વિચારપૂર્વક જુદા અને વિભકત થવાની માગણી આવી માગણી એક સભ્ય પણ કરી શકે

(ब) અદ્વિતીય અથવા જુદા થવાની માગણી કુટુમ્બને વિભકત બનાવે છે[૧] આવી માગણી કુટુમ્બ પ્રયેજ થવી જોઇએ

(क) વહેચણ એટને દરેકના ભાગ નક્કી કરી, જુદા જુદા કરી, આખી મીલકત તે પ્રમાણે જુદી કરી, લઇ લેવી—એમ નહીં પણ દરેકના ભાગ નક્કી કરવાથી પણ વહેચણ થઇ ગણાય છે—મીલકતના ભાગ પાડવાથી જુદા પડે તો ચાને અથવા મીલકતના ભાગ જુદા કરી નાખ્યા હોય તો સવાલજ રહેતો નથી[૨] એક વાર જ્યા તે ભાગ નક્કી કર્યા અને જુદા છે એમ અદર અદર ઠરાવ્યુ, કે એકત્ર કુટુમ્બ નષ્ટ થાય છે, તેઓ ત્યાર પછી ભેગા રહે તો પણ એકત્ર ગણાય નહીં ત્યાર પછી જો કોઇ સભ્યનુ મૃત્યુ થાય તો તેનો ભાગ તેના વારસોને જાય

---

(૧) 39 All 496 ( p c ) કવાલનાની વિ પ્રભુ 35 All. 80 (p c) સુરજ નારાયણ વિ ઇકબલ નારાયણ 11 M I. A 75 અપ્પુવીઅર વિ રામા 43 Cal 1031 (p c) ગીરજા વિ સદાશીવ

(૨) 11 M I A 75. અપુવીઅર વિ રામા 30 Cal 231 (p. c.) રામપ્રસાદ વિ લખપતી 43 All 193 શીવદર વિ બાલકરણ

પણ હયાતી હકથી (by right of survivorship) બીજા સભ્યોને જાય નહીં.[1] જો વહેંચણ થવા માટે દાવો માંડવામાં આવે તો (ય) માં

**વહેંચણ માટે દાવો માંડયામાં આવે તો?**

જણાવ્યા પ્રમાણે માંગણી કરી કહેવાય, અને દાવો માંડયો તે દીવસથી કુટુમ્બ જુદું ગણાય છે.[2] પરંતુ નવા ચુકાદા પ્રમાણે જે સભ્ય જુદો થવા માંગતો હોય તેજ જુદો થાય છે. બીજા સભ્યો જુદા થતા નથી. જો બીજા સભ્યો જુદા થવા ન માગતા હોય તો આખા કુટુમ્બની એકત્રતા તુટતી નથી.[3] જુદા થવાનો મૂળ અને મુખ્ય આધાર વિચાર પર છે. એકવાર ચોક્કસ નિર્ણયાત્મકપણે જુદા થવાનું જણાવવું જોઇએ. એક વખત એમ માનવામા આવતું હતું કે જ્યાં સુધી દરેકના ભાગ જુદા પાડી, દરેકને આપ્યા ન હોય ત્યાં સુધી વહેંચણ થઇ ગણાય નહીં, અને કુટુમ્બ વિભકત ગણાય નહીં. પણ હવે એ માન્યતા ગઇ છે; અને જે જુના કેસોમાં એ પ્રમાણે ઠરાવ્યું છે તે હવે ગ્રાહ્ય નથી.[4] સભ્યોનું કોઇ પણ

---

(૧) 30 Cal. 738 (p. c.) બાળકૃષ્ણ વિ. રામનારાયણ. (૨) 4 Cal. 434 (p. c.) સોમનારાયણ વિ. ગીરીશ, 43 Cal 1031 (p c.) ગીરજા વિ. સદાશીવ. (૨) 45 Mad. 489 (p c.) સમાલીંગા વિ. નારાયણ. 35 All. 80 (p c.) સુરજ વિ. ઇકબાલ. 39 All 496 (p. c.) કવાલ વિ. બુધસીંગ. પણ કયારે આવા સંજોગોમાં વિભકત નથી થવાતું તેને માટે જુઓ: 4 Cal. 434 (૩) (1926) Bom. L. R. 1446. આપન્ના વિ. પરવ (૪) 25 Mad 149. 1 All. 437. 12 W. R. 510. 9 W. R. 61. are all overruled by 43 Cal. 1031 (p. c.) ગીરજા વિ. સદાશીવ.

વર્તન, આચાર અથવા વિચાર એમ દર્શાવે કે તે જુદા થવા માગે છે—અને તે બધાને કહ્યું છે—અથવા જુદો થયો છે એમ પોતે માને છે અથવા તે પ્રમાણે વર્તે છે, તો પણ તે કુટુમ્બને વિભકત કરવાને બસ છે. મીલકતના જુદા જુદા ભાગ ન પાડયા હોય તો પણ ચાલે.[૧] આ ઉપરથી એમ જણાય છે કે જુદા થવાના વિચારે, દરેક સભ્યના ભાગ દર્શાવવામાં આવે ( અને તે વખતે જો મીલકતના તે પ્રમાણે ભાગ પાડી બધાને જુદા આપવામાં ન આવે તો પણ, ) કે તરતજ કુટુમ્બની એકત્રતા તૂટે છે અને તે વિભકત થાય છે.[૨] જ્યારે વહેંચણુ માટે દાવો માંડવામાં આવે, અને વાદી પોતાનો થોડો કેસ સાબીત નહી કરી શકવાથી જો તે કહાડી નાંખવામાં આવે, તો પણ તે દાવાના દીવસથી કુટુમ્બ વિભકતજ ગણાય.[૩] પરંતુ જો વાદી તે પોતાનો કેસ પાછો ખેંચી લે તો કુટુમ્બ વિભકત થયું ગણાય નહીં; કારણુ કે તેમ કરવાથી તે પોતાનો વિચાર પાછો ખેંચી લે છે.[૪] આવી રીતે દાવો માડવાથી, આખું કુટુમ્બ વિભકત થાય છે, કે જે સભ્યે દાવો માંડયો હોય તેજ વિભકત થાય છે, તે સવાલ ઉભો થાય છે. સાધારણ

(૧) 21 W. R. 214 (p. c.) દુર્ગાપ્રસાદ વિ. કુંદન (૨) 11 M. I. A, 75. અપ્પુવિઅર વિ. રામા. 21 W. R 214 (p. c.) 30 Cal. 213 (p. c) 35 All. 80 (p. c) 43 Cal. 1031 (p. c.) 24 Cal. 339. 35 Mad. 339. (૩) 39 All 496 (p. c.) કેવળ વિ. બુધસીંગ. (૪) 32 All. 415 કેદારનાથ વિ. રતનસીંગ. 52 I. A. 83 પહાની અમ્માલ વિ. નથુ 33 M L. I. 759. પાલા-માઈમલ વિ. મુદુવેંકટા ચેલા.

રીતે આખુ કુટુમ્બજ વિભકત થાય છે.[1] પણ જો એક સભ્યે પોતાનો ભાગ લીધા પછી દાવો માંડયો હોય તો તે સભ્યજ જુદો ગણાય.[2] દાવો મંડાય તેજ દીવસથી કુટુમ્બ જુદુ થતું ગણાય છે.[3] તેથી દાવા પછી જો કોઇ સભ્યનો જન્મ થાય તો તેનાથી વાદીના

સગીર વાદી હોય તો? ભાગમા ફેર પડે નહીં.[4] હવે જો દાવો માંડનાર સગીર ઉમરનો હોય તો શો ફેર ? એક અભિપ્રાય પ્રમાણે જ્યાં સુધી કોર્ટ ચુકાદો ન આપે ત્યા સુધી કુટુમ્બ વિભકત થાય નહીં.[5] બીજા મત પ્રમાણે દાવાના દીવસથીજ વિભક્ત થાય.[6] વાદી સગીર હોય તેથી બીજા ઉમરલાયક સભ્યો વચ્ચે ફેર પડે નહીં.[7]

લવાદ.

જો લવાદ નીમાયો હોય, અને લવાદે પોતાનો ચુકાદો આપ્યો હોય, તો કુટુંબ વિભક્ત થાય છે. જો ચુકાદા પ્રમાણે હુકમનામું ન થયું હોય તો પણ હરકત નહીં.[8]

---

(૧) 41 All. 207 રૂપણરામ વિ. સુભકરણ. (૨) 41 All. 361. પુરષોત્તમ વિ. જગન્નાથ. (૩) 30 Cal. 725 બાલાબક્ષ વિ. રૂકમાબાઇ. 37 Bom. 64 (p. c.) બાબાજી વિ દત્તુ. 41 All. 361 પુરૂષોત્તમ વિ. જગન્નાથ. 33 M. L J. 759 પાલાની આમલ વ. મુકુ (૪) 37 Bom 307 જગુ વિ. બાલુ. (૫) 41 Mad. 442 ચલીનં વિ. સુબમા. 42 All 461 ( F. B. ) લાલતા વિ. મહાદેવ (૬) 4 Pat. L. J. 381 કૃષ્ણ વિ. નંદેશ્વર (૭) 31 All. 412. પાર્વતી વિ. નાહાલસીંગ 35 All. 126 ભગવતીનો કેસ. 33 Mad. L. J. 746. કામીપેલાનો કેસ. (૮) 18 Cal. 414 નેવાસ વિ. આલમ. 11 Bom. L. R. 20 લાલદાસ વિ. લાલા 33 Bom. 401. ભામરાવ વિ. રાધાબાળ 33 Mad. 246. કુરી વિ. જડપત્રી.

(૨) કુટુમ્બ વિભક્ત થયું છે કે નહીં તે સવાલની ઉપયોગિતા નીચેના સંજોગોમાં ખાસ જણાય છે;

**વિભક્તના સવાલની ઉપયોગિતા.**

જુદો થએલો સભ્ય, વહેંચણમાં આવેલી મિલકતને જુદી ગણી શકે. પ્ર. ૩ માં જણાવ્યા પ્રમાણે જો તેને પુત્ર હોત તો તે વડીલોપાર્જીત કૌટુમ્બીક મીલકત ગણાય. પણ જો તેમ ન હોય તો, તે સભ્ય તે મીલક્તનો ગમે તે ઉપયોગ કરી શકે. બક્ષીસમાં, દાનમાં અથવા વેચાણમા આપી શકે, તેમજ તેનું વીલ કરી શકે. પોતાની પત્ની અથવા માતાને પણ આપી શકે. બીજો સવાલ તે સભ્યના મૃત્યુ પછી ઉભો થાય છે. તેના મરણ બાદ, વહેંચણમા આવેલી મીલકત તેના વારસોને વારસાઇ હકથી મળે છે. હયાતી હકથી તેના બીજા સભ્યોને મળે નહીં પુત્ર ન હોય તો પત્નીને અને પછી પુત્રીને મળે. ત્રીજો સવાલ વહેંચણ વખતે ઉભો થાય છે. માતા તથા દાદી વહેચણ માગી શકે નહીં, પણ જો વહેંચણ થાય તો માતાને પુત્રના જેટલોજ અને દાદીને પૌત્રના જેટલોજ ભાગ મળે. અને ચોથો સવાલ ફરી એકત્રતા માટે છે. જો વિભક્ત થયા હોય તોજ ફરી-એકત્રતા થાય;

**વહેંચણ અને સ્ત્રીઓ.**

(૩) ઘણી વાર સભ્યોની સવડતાની ખાતર કૌટુમ્બીક વ્યવસ્થા કરવામા આવે છે. તે વ્યવસ્થા પ્રમાણે દરેક સભ્યોને અમુક ભાગ વપરાશ વગેરે માટે સ્વતંત્ર રીતે આપવામા આવે છે; આથી વહેંચણ થઇ કહેવાતી નથી. આવી વ્યવસ્થાનો અર્થ જુદા થવું છે એમ થાય નહીં. આ સિદ્ધાત એકલા હિંદુ-ઓ ઉપરથી નથી, પણ સર્વ સાધારણ સિદ્ધાંત ઉપરથી રચા-

**કૌટુમ્બીક વ્યવસ્થા અને વહેંચણ.**

એલો છે.[૧] આવી વ્યવસ્થા તેના વાલી-વારસોને પણ બંધનકર્તા છે.[૨] કૌટુમ્બીક વ્યવસ્થામાં દરેકના ભાગનું નક્કીપણું થતું નથી; પરંતુ જો ભાગનું નક્કીપણું થાય અને પછી જો બધા એકઠા રહે તો તે ચોક્કસ વહેંચણ થઇ ગણાય.[૩] જો વહેંચણ થઇ હોય અને વહેંચણે ખતમાં એમ જણાવ્યું હોય કે છોકરાઓ ખરાબ રીતે વર્તશે તો વહેંચણ રદ કરવામાં આવશે, તો પણ તે વહેંચણ કાયમ રહે. વહેંચણ રદ કરવાની કલમ કાયદાવિરૂદ્ધની ગણાય. તે ફક્ત ધમકીના રૂપમાંજ ગણાય.[૪]

**ફારગતી.**

ઘણીવાર ફારગતી લખાવી લેવામાં આવે છે; અને આવી ફારગતી ઘણીવાર વ્યવસ્થાના રૂપમાંજ ગણાય છે.[૫]

**કૌટુમ્બીક વ્યવસ્થા ક્યારે રદ થાય.**

(૪) કૌટુમ્બીક વ્યવસ્થા નીચે જણાવેલા સંજોગોમાં રદ થઇ શકે છે.[૬] (અ) ફોજદારી ગુન્હો થાય તેવી ધમકી અથવા દગો રમવામાં આવ્યાં હોય તો (બ) ઉંધી રીતે સમજાવવામાં આવ્યું હોય તો (ક) અથવા ગેરવાજબી દબાણ અથવા

(૧) 2 Chancery 294 5 Queen's Bench 449. 32 Ch. D. 266. 9 O. L. J. 19 કમાલ વિ. નરેન્દ્ર. (1926) 28 Bom. L R. 910. 20 Cal. 373 મેન્દ્ર વિ. ટ્રોય. 32 All. 415 કેદાર વિ. રતન. 33 All. 356. ખુનીલાલ વિ. ગોવિંદ. ( ૨ ) 20 Bom. 450. આનંદરાવ. 12 Bom. L. R. 621. રામદાસ. ( ૩ ) 35 All. 41 (P o.) રઘુવીર વિ મોતી. 7 A. L. J. 975. જવાલાપ્રસાદ વિ. જાનકી. (૪) 35 All. 337 (p. o) બ્રીજરાય વિ. શીવ. (૫) 23 Bom. 146 સદાશીવ વિ. ત્રંબક. 6 Mad. 71 અપ્પા વિ. રંગા. (૬) 10 Cal. L. J. 503 સત્યકુમાર. 40 All. 619 લક્ષ્મી વિ. દુર્ગા. 22 C.W.N. 363 કૃષ્ણ વિ. હેમન્ત.

સીદ્દગ્સ. (ख) અથવા સામસામી ગેરસમજ અને ભૂલ. (ग) કાંઇ પણ બદલો આપવામા ન આવ્યો હોય તો (घ) જો બીલકુલ ગેરવાજબી હોય અને કોર્ટને એમ લાગે કે અન્યાયજ કરવામા આવ્યો છે એમ હોય તો (च) જો કોઇથી પણ ભૂલમા હા પડાઇ હોય તો (छ) ખરા દીલથી ( bonafide ) ન કરવામા આવી હોય તો અથવા (ज) કોઇ પણ તકરાર શિવાય અથવા કારણ શિવાય વ્યવસ્થા થઇ હોય તો

આપણે (ग) મા બદલાની વાત કરી સામસામી છુટછાટના અથવા બીજા વચન અપાયા હોય તો તે પણ બદલો ગણાય[1] અદર અદરની તકરારની પતાવટ કરવા ખાતર પણ જે થયુ હોય તે બદલો ગણાય[2]

**વહેચણ ખત**

(૫) વહેચણુ કરવા માટે વહેચણુ ખતની ખાસ જરૂરીઆત નથી,[3] પરતુ જો તેવુ ખત બનાવવામા આવ્યુ હોય તો, અને તે ખતથી કોઇ સ્થાવર મીલકત ( રૂ ૧૦૦) ની કીંમત ઉપરની ) ઉપર હક પેદા કરવામા અથવા નષ્ટ કરવામા આવ્યો હોય તો, અથવા તેવી મીલકત સબધી કાઇ વહેચણ કરવામા આવી હોય તો, તે કાયદા પ્રમાણે રજીસ્ટર કરાવવુ જોઇએ જો વહેચણ થઇ ગના પછી, તેવા ખતથી ફક્ત તેનો ઉલ્લેખ કરવામા આવ્યો હોય અને તે ખતથી વહેચણ ન થતી હોય અને તેથી કોઇને હક અપાતો ન હોય તો, નોધણીમા નોધાવવાની જરૂર રહેતી

(૧) 29 Bom 428 મહમદ વિ બેચેહર 31 Bom 271 અશીખ વિ અબદુલ્લા 33 All 356 ચુનીલાલ વિ ગોવીંદ (૨) 8 C L J 458 9 C L J 19 (૩) 31 All 412 પાર્વતી વિ નીહાલસીંગ 25 Cal. 210 ખાનેરસા વિ મહોરક 34 Mad 72 લચુમા વિ જગામલ

નથી.[1] પરંતુ આવા ખતના લખાણથી એમ જણાવે કે "આ ખતના લખાણ પ્રમાણે દરેક પક્ષકારે વર્તવું" તો તે નોંધાવવું જોઇએ[2] જો નોંધણીમાં નોંધાવવાની જરૂર હોય, અને ન નોંધાવ્યું હોય તો શી અસર થાય તેને માટે જુઓ રજીસ્ટ્રેશન એકટની કલમ ૪૯. જો કે આવું નહીં નોંધાએલું ખત પુરાવામાં દાખલ થઇ શકે નહીં પરંતુ તે બીજા કામ માટે પુરાવામાં દાખલ થઇ શકે છે. જો સવાલ એમ હોય કે પક્ષકારો અમુક વખતે એકત્ર હતા અથવા વિભક્ત હતા, અને તે તેવા ખતથી સાબીત થઇ શકતું હોય તો તેટલા પુરતું પુરાવામાં દાખલ કરાવી શકાય.[3]

(૬) નીચે જણાવેલા ગ્રહસ્થો વહેંચણ માંગી શકેઃ—

**વહેંચણ કોણ માંગી શકે?**

(૧) પુખ્ત ઉમરના સભ્યો અને જેઓ વારસાઇ હકને પાત્ર છે તે. (નોંધ કેટલાક સભ્યો વારસાઇ હકને લાયક હોતા નથી. જુઓ આનો સબ પેરા ૯ તથા પેરા ૩૧ ક.

(૨) જો સગીર સભ્યોના લાભાર્થ હોય, તો તેઓ પણ વહેંચણ માગી શકે.

(૩) કોઇ સભ્યના ભાગનો ખરીદનાર[4].

---

(૧) 5 Bom. 232. સખારામ વિ. મદન. (૨) 9 Bom 50. અમરસી વિ. દયાળ. 2 Bom L R. 800. રામચંદ્ર વિ દીનકર. (૩) 41 Bom 466. છોટાલાલ વિ. મહાકોર આ સિવાય રીપોર્ટ નથી થયા એવા બીજા કેસોમાં પણ ઠર્યું છે. (૪) 19 Bom. 99. મહાદેવ વિ. લક્ષ્મણ. 29 All 373 ભોળાનાથ વિ. ઘાસીરામ. પણ જો આવા સંજોગોનો ફક્ત ભયજ હોય અને એવું બન્યું ન હોય તો કોર્ટ વહેંચણ અપાવે નહીં. 31 Bom 373 બચુ વિ. માનકોર (p. o.)

જો સગીર ઉમરનો સભ્ય વહેંચણ માંગે, તો કોર્ટ બધા સંજોગોનો વિચાર કરે છે; તેને અથવા તેના મીલકતને લાભ થાય એમ હોય, અથવા જો પિતા ગેરવ્યવસ્થા કરતો હોય, તો અપાવે.[1]

**વહેંચણ વખતે કોનો હક ?**

( ૭ ) દરેક સભ્યને વહેંચણ વખતે પોતાનો ભાગ મળે.[2] આ વખતે માતા અને દાદીને પણ કેટલાક સંજોગોમાં ભાગનો હક છે. વહેંચણ માગે તે વખતે જે મીલકત હોય તેનીજ વહેંચણ થાય.[3]

**ગુજરાતમાં વહેંચણ માંગવાનો પુત્રનો સંકુચિત હક.**

( ૮ ) આપણે પેરા ૬ (૧) માં જે જણાવ્યું તેને અપવાદ છે. જો પિતા હયાત હોય અને જો તે તેના પિતા સાથે સંયુક્ત હોય, અથવા તે તેના બીજા ભાઇઓ વિગેરે સાથે સંયુક્ત હોય, તો તે તેના પિતાની હયાતીમાં અથવા તેના પિતાની તેવી સંયુક્ત સ્થિતિમાં વહેંચણ માંગી શકે નહીં.[4] બીજી હાઇકોર્ટનો આ અભિપ્રાય મિતાક્ષરામાં[5] જણાવ્યા પ્રમાણે છે. જો પિતા વિભક્ત હોય તો પુત્ર તેના પાસે

( ૧ ) 23 Bom. L. R. 777. ધુલાબાઇ વિ. લાલા. 43 Bom. 472. પેનોન વિ. ગોના. 23 Bom. 73 વામન વિ. વાસુદેવ. 44 Bom. 621 ત્રંબક વિ. પાંડુરંગ. ( ૨ ) 10 All. 272 સર્વજ વિ. દેવરાજ. ( ૩ ) 10 Bom. 521 જગમોહન વિ. મંગળદાસ 28 Bom. 201 નારાયણ વિ. નાથાજી 45 Mad. 281 તામીરેશી વિ ગંગેરેશ 46 Mad. 47 રામાસ્વામી વિ. સુબ્રમન્યા. ( ૪ ) 6 All. 510 (p. c.) રાય બીશનચંદ 16 Bom. 26 અપ્પાજી વિ. રામચંદ્ર 7 Bom. L. R. 232 દવાબાઇ વિ. વાડીલાલ 46 Bom. 435 ભુપાલ વિ. તાવાનેપ્પા. ( ૫ ) I–V–3.

વહેંચણ માગી શકે; ફકત દાદા પાસે અથવા સંયુકત કાકા પાસે ન માગી શકે. પરતુ પિતા, તેના પુત્રોની સંમતિ શિવાય, વડીલોપાર્જીત મીલકતની વહેંચણ કરી શકે છે.[૧] પરંતુ પિતા વીલથી વહેંચણ કરી શકે નહીં.[૨] સગીર પુત્રો હોય તો પણ પિતા પોતાની હયાતીમા વહેંચણ કરી શકે.[૩]

**વારસાઇ સક વગરના અપાત્ર સભ્યો**

( ૯ ) આપણે પેરા ૫ (૧) માં જણાવ્યું છે કે કેટલાકને વારસાઇ હક હોતો નથી. તેવા સભ્યો કયા? જે મૂગો બહેરો–અને આધળો હોય;[૪] જેને અંગ અથવા લીંગ ન હોય; જે મૂર્ખોજ જન્મ્યો હોય; જે નપુસક હોય અથવા જેને પગ અથવા નાક અથવા જીભ ન હોય; અથવા જેને પતનો રોગ થયો હોય; અથવા ન મટે એવો ભયંકર રોગ થયો હોય ( ભલે તે જન્મથીજ ન હોય )[૫] તેવા સભ્યને વારસાઇ હક હોતો નથી અને તેથી વહેંચણ માગવાનો હક રહેતો નથી.[૬]

---

( ૧ ) 23 Mad 16 27 Mad. 577 ( F. B. ) 29 Mad. 1 રૂપલા વિ. લક્ષ્મી 23 Bom 636 ગણપતરાવ વિ. ગોપાળરાવ 30 Cal. 738 બાળક્રીશનદાસ વિ. રામ 40 Cal 966 કેદારનાથ વિ. જયનારાયણ. (૨) 35 All. 337 બ્રીજરાજ વિ શીવદાન. (૩) (1926) Bom L R. 47 બાપુ વિ. શંકર (૪) 1 Bom. 177 મોરારજી વિ.પાર્વતી તથા પા પ૩૭ ઉપર ઉમા વિ. બાઉ. 29 Bom, L R 69 (૫) 26 Bom L R. 269 પ્રતાપગવરી વિ. મૂળશંકર આ કેસમા જસ્ટીસ કાજીજીએ એમ ઠરાવ્યું છે પરંતુ જુઓ 29 Bom L. R 69 આ અપીલ કોર્ટનો ચુકાદો છે. જેમાં જસ્ટીસ સર લલ્લુભાઇએ એમજ ઠરાવ્યું છે કે, મુંગાપણું અથવા બહેરાપણું જન્મથીજ જોઇએ. (૬) 12 All. 530 સુરતી વિ. નારાયણ. 18 Cal. 711 વાનબી વિ. જગતપાલ. 26 Mad. 133 વેંકટા વિ. પુરૂષોત્તમ. 1 Bom 554 અનતા વિ રામા 19 Mad. 74 રંગાપા વિ. થાનો.

**દાસીપુત્ર અને વહેંચણ.**

(૧૦) દાસી અથવા (પર-સ્ત્રી) પુત્ર (illegitimate son) વહેંચણ માગી શકે ? બ્રાહ્મણ-ક્ષત્રી અને વૈશ્યના આવા પુત્રને વારસામા હક નથી, અને તેથી વહેંચણ માગવાનો હક નથી. પરંતુ જો તે ઘરમા સારી રીતે રહેતો હોય તો ભરણ પોષણ માગી શકે.[૧] શુદ્રના દાસીપુત્રને પણ તેના પિતા પાસે વહેંચણ માગવાનો અધિકાર નથી, પરંતુ તેના મરણ બાદ તેના ભાઇઓ પાસે વહેચણ માગી શકે.[૨]

**દત્તકપુત્ર અને વહેંચણ.**

(૧૧) દત્તક પુત્રનો હક્ક આરસ પુત્રના જેટલોજ છે.[૩] પરંતુ જો દત્તક લેવાયા પછી પુત્ર જન્મે તો દત્તક પુત્રના ભાગમા ફેર પડે છે. આ નિયમ પણ ત્રણ ઉચ્ચ વર્ણમાજ છે. શુદ્રમા એવા બે ભાઇઓ સરખા ભાગેજ વહેંચી લે છે. જો કોઇ મૈયત સભ્યની વીધવા દત્તક લે (વહેચણ થઇ ગયા પછી) તો તેના (દત્તક) પિતાને તેના ભાગમા જે મીલકત મળવી જોઇએ, તે મીલકત તેના કાકાઓ પાસેથી માગી શકે.[૪] કેવા સંજોગોમા દત્તક લેવાય તે દત્તકના પ્રકરણમા વિચારીશું.

**ગેરહાજર સભ્ય.**

(૧૨) જે સભ્ય વહેચણ વખતે ગેરહાજર હોય છે તેના હક સગીર ઉમરના અથવા અયોગ્ય સભ્યના જેવા હોય છે.[૫]

---

(૧) 22 All.191 (p. c) રોશન વિ બળવંત (૨) 1 Bom 110 સધી વિ. ગોવીંદ 4 Bom 37 સદુ વિ બૈઝા 48 Cal. 643 રજનીનાથ વિ. નિતિચંદ્ર (૩) 40 Bom. 270 (p c) નગીનદાસ વિ. બચુ 43 Bom. 778 (p c) પ્રતાપ વિ અગરસીંગ. (૪) 9 Mad 64 કૃષ્ણ વિ. સામી. (૫) Sir Thomas Strange's Hindu Law Vol. I p. 201. vol. II p 341. 9 Mad 64 (F. B) કૃષ્ણા વિ. સામી

(૧૩) હિંદુ-લૉ પ્રમાણે જ્યારથી પુત્ર ગર્ભમા હોય ત્યારથી તે હયાત ગણાય છે. જ્યારે વહેંચણ થાય

**વહેંચણ વખતે ગર્ભમાં રહેલા પુત્રનો હક.**

ત્યારે કોઇ પુત્ર ગર્ભમા હોય, અને તેનો ભાગ ગણવામા આવ્યો ન હોય તો, તે તેના જન્મ પછી વહેંચણ રદ કરાવી, નવી વહેંચણ માગી શકે છે.[1] પરતુ વહેંચણ વખતે જો તે ગર્ભમા પણ ન હોય તો તેને એવો હક નથી. મિતાક્ષરા,

**તે વખતે ગર્ભમાં પણ ન હોય અને પછી જન્મેલાનો હક.**

મયુખ અને સ્મૃતિચંદ્રિકા પ્રમાણે આવી રીતે પાછળથી જન્મેલો પુત્ર પોતાના જુદા થએલા ભાઇઓ પ્રત્યે હક બજાવી શકતો નથી. જો પિતાએ તેનો પોતાનો ભાગ રાખ્યો હોય તો, આવો પુત્ર વારસાઇ હકથી બધો ભાગ લે છે. પછી તેવા ભાગમાં જુદા થએલા પુત્રોનો કાંઇ હક રહેતો નથી. એટલુંજ નહીં પણ જો પિતા પાસે સ્વતંત્ર આપકમાઇની મીલકત (વહેંચણ પહેલા અથવા પછી) હોય તો તે પણ તેવો પુત્ર લે છે; જુદા થએલાને તેમાથી પણ કાંઇ મળે નહીં.[2] ગણપત વિ. ગોપાળરાવના કેસથી એમ ઠર્યું છે કે જો પિતાને ચાર પુત્રો હોય-વડીલોપાર્જીત મીલકતની વહેંચણ થાય અને ચાર પુત્રોમાથી બે પુત્રો જુદા રહે અને બીજા બે તથા પિતા એકઠા રહે-ત્યાર પછી એક પુત્રનો જન્મ થાય-તો તેવો પુત્ર તેના પિતા અને તેની સાથે સંયુકત રહેનાર બે પુત્રો સામે ફરી વહેચણ માગી શકે. જુદા રહેલા પુત્રો સામે તેનો હક રહેતો નથી. હવે જો

(૧) 33 Bom 267 શિવાજી વિ. વસંત 12 Bom. 105 હનમંત વિ ભીમાચાર્ય. (૨) (1908) 33 Bom. 267. 23 Bom.636 ગણપત વિ ગોપાળ. 22 Bom. 101 ફકીરાપ્પા વિ. યેલાપ્પા 32 Mad. 377 નાના વિ. રામચંદ્ર.

પિતાએ પોતાને માટે ભાગ ન રાખ્યો હોય તો ? તેવા સંજોગોમાં પાછળથી જન્મેલો પુત્ર પહેલાની વહેંચણુ માંગી શકે છે; આવી ફરી વહેંચણુ વખતે વહેંચણુ પછી કૌટુમ્બીક મીલકતથી જે નવી મીલકત થઇ હોય, તેની પણુ વહેંચણી થવી જોઇએ.[1]

( ૧૪ ) વહેંચણુ વખતે વિધવાઓના હક હોય છે. વારસાઇ હકથી કેટલાક સંજોગોમાં વિધવાને એમના સ્વર્ગસ્થ પતિની મીલકત મળે છે. જો એક કરતાં વધુ ( એકજ ધણીની ) વિધવા હોય તો તેમની અંદર અંદરના હક કૌટુમ્બીક સભ્યના જેવા હોય છે.[2] આમ હોવાથી તેઓ અંદર અંદર વહેંચણુ માગી શકે. આવી મીલકતમાં તેમનો હક જીંદગી પર્યંતનોજ હોવાથી[3] વહેંચણુ વખતે બીજા પિત્રાઇઓના અથવા ઉત્તર વારસોના હકને અથવા એમના હિતને નુકશાન ન થાય એ ખાસ ધ્યાનમા રાખવાનું હોય છે. બે ત્રણુ સવિધવાઓ (co-widows) વચ્ચે હયાતી હક હોય છે. વિધવાને તેના પતિ સામે વહેંચણુ માંગવાનો હક નથી, પણુ તેના વારસો સામેજ છે; પોતાની સવિધવા સામે પોતાનો જુદો હિસ્સો માંગી શકે. વિધવા સ્થાવર મીલકત ઉપરનો પોતાનો જીંદગી પર્યંતનો હક વેચી શકે છે અથવા ગીરો મૂકી શકે છે; કારણુ તેને સ્થાવર મીલકત ઉપર સંકુચિત હક છે. તે મીલકત ન વેચી શકે પણુ પોતાનો જીંદગી-હકજ વેચી શકે; અને તેની હયાતિ બાદ તેના

વિધવા.

(૧) 20 Mad. 75 ચંગામા વિ. મુનીસામી. (૨) 11 Mad 487 ભગવાન વિ. મેનાબાઇ. 1 Mad. 290 (p. c.) ગજાપથીનો કેસ. (૩) 12 All. 51 (p. c.) સુંદર વિ પાર્વતી. 33 All. 443 દુર્ગાદત્ત વિ. ગીતા. 34 All. 189. ચિત્રકુંવર વિ. ગૌરા. તથા ઉપર નં. ૨ માં જણાવેલા કેસો.

ભાગનુ હિત તેની બીજી સવિધવાઓને હયાતિ હકથી મળે.[1] કબજા હક્કથી પણ વિધવા વહેચણ માગી શકે એમ પ્રીવી કાઉન્સીલે ઠરાવ્યું છે.[2] જો પતિના મરણબાદ વિધવા અનિતિવાન જીંદગી ગાળતી હોય તો પણ તેને વહેચણીના હકની ના પડાય નહીં.[3] જો આવી સવિધવાઓ અંદર અંદર એવી રીતે વર્તતી હોય કે જેથી પાછળના ઉત્તરવારસોના હકને નુકશાન પહોચે તો તેવા હકદાર ઉત્તરવારસો તેવી ગેરવ્યવસ્થા અટકાવવા દાવો માંડી શકે[4] સવિધવાઓ વચ્ચે જે વહેચણ થાય છે તેથી હયાતિ-હક નષ્ટ થતો નથી. સાધારણ રીતે એકત્ર સભ્યો વચ્ચેના વહેંચણથી હયાતિ-હક નષ્ટ થઇ, વારસાઇ હક ઉદ્દભવે છે, તેમ સવિધવાઓ વચ્ચેની વહેંચણમા નથી.[5] વિધવાઓને આવી રીતે મળેલી જંગમ મીલકત ઉપર સ્વતંત્ર અને પૂર્ણ અધિકાર હોય છે.

**સ્ત્રીઓને વહેંચણમાં ભાગ મળે છે.**

(૧૫) વહેચણ વખતે કેટલીક સ્ત્રીઓ ભાગ માંગી શકે છે. પત્ની વહેંચણ માગી શકે નહીં,[1] પરંતુ જો તેના પતિ અને પુત્રો વચ્ચે વહેંચણ થાય તો તેને તેના પુત્રના જેટલો (તેના સ્વતંત્ર સ્ત્રીધન સાથે) ભાગ મળે અને

(૧) 31 Bom 360 હરિ વિ. વીઠલ 1 Mad 290 ગજપથીનો કેસ. (૨) 12 All 51 સુંદર વિ. પાર્વતી (૩) 24 Mad. 441 આ કેસમા જે એમ ઠરાવ્યું છે કે વીધવાઓ વચ્ચે હયાતી હક નથી તે બરોબર નથી. જુઓ ૧ મ. ટાંકેલા કેસો (4) 31 Cal 214 દુર્ગાનાથ વિ. ચિંતામણી 9 Cal. 580 જાનકીનાથ વિ. મથુરા 12 Cal 209 બીપીન વિ. લાલમોહન. (૪) 22 C W. N 846 શ્યામદાસ વિ રાધિકા. 33 All. 443 દુર્ગાદત્ત વિ. ગીતા. (૧) 31 Cal. 476 પુનાબીબી વિ રાધાકીસન.

તેવી રીતે ભાગમાં મળેલી મીલકત ઉપર તેનો સ્વતંત્ર હક છે. તેના પતિનો પણ પછી હક રહેલો નથી.[1] પત્નીનો

**પત્ની.**

આવો સરખો ભાગ પાડતી વખતે તેનું સ્વતંત્ર સ્ત્રીધન ગણવામાં આવે છે, અને તેવું સ્ત્રીધન ગણતાં સરખો ભાગ થવો જોઇએ; અર્થાત પુત્રના જેટલા સરખા ભાગમાંથી જેટલું સ્ત્રીધન હોય તેટલું

**કુંવારી પુત્રી.**

બાદ કરવામાં આવે છે.[2] કુંવારી પુત્રીઓને પુત્રનો ચોથો ભાગ મળે છે. જો પિતા જાતે વડીલોપાર્જીત મીલકતની વહેંચણ કરે, તો પણ ઉપર જણાવેલા નિયમો લાગુ પડે છે. પરંતુ આવી રીતે પત્નીને ભાગમાં મળેલી મીલકત સ્ત્રીધન કહેવાય નહીં. પુત્રના પ્રમાણમાં જો ભાગ પડે તો 'પુત્રભાવ' વહેંચણ કહેવાય; પત્નીના પ્રમાણમાં ભાગ પડે તો 'પત્નીભાવ' વહેંચણ કહેવાય. કેટલાક શુદ્ર કુટુમ્બોમાં 'પત્નીભાવ' વહેંચણનો રીવાજ છે.[3] હવે આપણે વિધવા માતાનો કેસ જોઇએ. તે પણ જ્યાં સુધી તેના પુત્રો

**વિધવા માતા.**

સંયુક્ત રહેવા માંગતા હોય ત્યાં સુધી વહેંચણ કરવાનું કહી શકે નહીં. પણ જો તેઓ વહેંચણ કરે તો, વિધવા માતાને તેના પુત્રના જેટલોજ હિસ્સો (વડીલોપાર્જીત મીલકતમાંથી) મળે; પરંતુ તેમાથી તેના સ્ત્રીધન જેટલી મીલકત બાદ કરવામાં આવે છે.[4] જો કોઇ સભ્યે તેનો ભાગ વેચી દીધો હોય તો, અને તેવા ખરીદનારે જો દાવો માંડી વહેંચણ

---

(૧) 32 Cal. 234 દુલાર વિ. દ્વારકાનાથ 31 Bom 54 જયરામ વિ. નાથુ. (૨) 31 Bom. 54 જયરામ વિ. નાથુ. 44 Mad 740 પાલાનીયપ્પા. (૪) 17 Bom. 271 દામોદર વિ. ઉત્તમરામ 31 31 Cal. 262 અલેરાદત વિ. જેવાચ.

માગી હોય, તો પણ વિધવા માતાને ભાગ મળે.[૧] સાવકી વિધવા માતાના પણ એજ પ્રમાણે હક છે.[૨] જો એક કરતા વધુ માતા હોય અને દરેકને પુત્રો હોય તો, જેટલા પુત્રો હોય તેટલા ભાગ પાડી નાખવામા આવે છે. પછી સગા ભાઈઓનો ભાગ એકઠો કરી-તેમની માતાને ગણી-ફરી તેમના વચ્ચે ભાગ પાડવામાં આવે. દાખલોઃ—બે વિધવા છે. દરેકને ત્રણ ત્રણ છોકરા છે. તો પહેલા ૭ ભાગ પડે. ત્રણ સગા ભાઈઓ છે; માટે તેમાંથી ત્રણ ત્રણ ભાગ પડે. હવે એ ત્રણમાથી ચાર ભાગ પડી દરેક છોકરો અને તેની મા વહેંચી લે.[૩] દાદીનો હક પણ તેજ પ્રમાણે છે. જો પૌત્રો વચ્ચે વહેંચણ થાય તો તેનું સ્ત્રીધન બાદ કરતાં પૌત્ર જેટલો ભાગ મળે.[૪] જો તેના પુત્રો અને પૌત્રો વચ્ચે વહેંચણ થાય તો પુત્રના જેટલો ભાગ મળે. સ્ત્રીધન હંમેશા બાદ થાય.[૫] જો શુદ્રમાં તેના પુત્રો અને દાસીપુત્રો વચ્ચે વહેંચણ થાય તો પણ માતાને ભાગ મળે છે.[૬] સાવકી દાદીનો સગી દાદીના જેટલોજ હક છે.[૭] માતાનો હક ફક્ત વહેંચણ વખતેજ ઉદ્‌ભવે છે. વહેંચણ ન થાય તો એ કાંઈ કરી શકે નહીં. જો વહેંચણ માટે દાવો મંડાયો હોય તો જ્યારે છેલ્લું હુકમનામું થાય ત્યારેજ તેને મળે; જો પ્રાથમીક ( preliminary ) હુકમનામું થયા પછી, પણ છેલ્લું હુકમનામું થયાં પહેલાં

---

( ૧ ) 3 All. 88 બિલાસ વિ. દીનાનાથ 27 Cal 551 અમૃતલાલ વિ. માણેક. 27 Cal. 77 નગેન્દ્ર વિ. કુલકુમારી. ( ૨ ) 17 Bom. 271. દામોદર વિ. ઉત્તમરામ. 38 All. 83 હરનારાયણ વિ. બીશંભર. (૩) 13 Cal 39 ક્રીસ્તો વિ. અશુતોષ. (૪) 7 Cal 191 સૌભાગ્યસુંદરી વિ. બસુમતી. (૫) 8 Cal 649 બદ્રીરોય વિ. ભગવત 4 Pat. L. J. 38 કૃષ્ણલાલ વિ. નંદેશ્વર. (૬) 44 Bom. 166 મંછારામ વિ. દત્તુ. (૭) 39 Bom. 373 વીઠલ વિ. પ્રલ્હાદ.

તે મરી જાય તો તેનો હક નષ્ટ થાય છે અને તેના વાલીવારસો તે માગી શકે નહીં[1].

**વહેચણ ક્યારે ન થાય ?**

( ૧૬ ) જો કાયદેસરની કબુલાત હોય કે વહેચણ કરવી નહીં-જો કૌટુમ્બીક વ્યવસ્થા થએલી હોય-જો સભ્યો વિભકત અને જુદા થઇ ગયા હોય-અને જો પોતાના ભાગનો ત્યાગ કર્યો હોય-તો વહેચણ મંગાય નહીં મનુ મહારાજ વહેચણના હીમાયતી છે.[2] તેમ અત્યારનો જમાનો પણ વહેચણનો હીમાયતી છે તેથી જો કોઇ ઉમરલાયક પુત્ર તેના પિતા પાસે વહેચણ માગે તો ના કહેવાય નહીં[3] પરંતુ જો મીલકત રાજ અથવા જાગીર હોય, જેના રીવાજપ્રમાણે વહેચણ થઇ શકતી ન હોય, તો જુદી વાત છે[4] આપણા ગુજરાતમા જો કોઇએ એમ કબુલાત આપી હોય કે વહેચણ કરવી નહીં તો તેવી કબુલાત હિંદુ કાયદા વિરૂદ્ધની ગણાય છે[5] અને એવી કબુલાત હોવા છતા કોઇ વહેચણ માગી શકે અને કોર્ટ અપાવે પરંતુ વહેચણ કરતી વખતે ભાઇઓ વચ્ચે એવી કબુલાત થઇ શકે કે જો કોઇ પુત્ર વિના મરણ પામે તો હયાતી-હકથી તેના બીજા હયાત ભાઇઓને મળે અને તેની વિધવાને મળે નહીં આવી કબુલાત કાયદેસરની ગણાય છે[6]

**થોડી વહેંચણ**

( ૧૭ ) ઘણા ભાગે બધી મીલકતનીજ વહેચણ થાય, કોઇક વાર અને કેટલાક સંજોગોમા થોડી વહેચણ પણ થાય છે કયા તો થોડી મીલકત વહેચાય, અથવા થોડા સભ્યો જુદા થાય અને

---

(૧) 42 Bom 535 રાવજી વિ અનંત. (૨) Manu-IX-III. (૩) 39 All 496 (p c) કપલ વિ બુધસીંગ (૪) 41 Mad 296 (p. c) સેતુસ્વામી (૫) 7 Bom રામલિંગ વિ વિરૂપાક્ષી 36 Bom 53 પીરોજશા વિ મણીભાઇ ( ૬ ) 33 All 414 ભાવિ વિ નાથી

(ग) જ્યારે જે ભાગ વહેંચણમાં લેવાનો હોય નહીં, તે ભાગ સભ્યોના કબજામાં ન હોય.

(ङ) જ્યારે તેવો ભાગ બીજા કોઇ બહારના માણસ જોડે ભાગીદારીમાં હોય.

(च) જ્યારે પહેલાં કાંઇ વહેંચણ થઇ હોય અને તેવો ભાગ રહી ગયો હોય.

ત્યારે થોડી વહેંચણ થઇ શકે છે.[૧]

આપણે ઉપર જાણી ગયા છીએ તે પ્રમાણે કેટલાક સભ્યો જુદા થઇ શકે છે. અને બાકીના સંયુક્ત રહી શકે છે. પરંતુ જે જુદા થાય તેના ભાગ જાણવા માટે બધા સભ્યોના ભાગ જાણવા જોઇએ, અને તેટલા પુરતી આખા કુટુમ્બની માનસીક વહેંચણ થાય છે.[૨] આ કારણને લીધે એવું પ્રાથમીક અનુમાન થાય છે કે જો થોડી વહેંચણ સાબીત કરવામાં આવે તો આખી વહેંચણ થઇ છે એમ માનવું.[૩] પરંતુ આ અનુમાનજ ગણાય અને પુરાવાથી

---

(૧) 7 Bom. 227. હરી વિ. ગણુપત. 18 Bom. 614 ગૌરીશંકર વિ. આત્મારામ. 28 Bom. 597 પુરશોત્તમ વિ. આત્મારામ. 12 Cal. 566 હરીદાસ વિ. પ્રાણુનાથ. 14 Cal. 122 ન્નગેન્દ્ર વિ. ન્નગુબંધુ. 7 B. H. C. R. (A. C) 46 નાનાભાઇ વિ. નાથાભાઇ. 22 Bom. 922 બાલારામ વિ. રામચંદ્ર. 14 Cal. 835 પંચાનન વિ. શિવચંદ્ર. 37 Cal. 907. સરતચંદ્ર વિ. મહામંત—19 Mad 448 શેશાગીરિ વિ. રામા. 4 Bom. 482 જયરામ વિ. આત્મારામ. 28 Mad. 216. અબદુલ વિ બદ્રુદીન 23 Mad. 608 ક્રીસ્તાયા વિ. નરસી 1 Bom. L. R. 620 શીવમુતપ્પા વિ. વીરપ્પા. 2 L L J. 514. મોતીરામ વિ. કનૈયાલાલ. (૨) 14 Mad. L. J. 555. સીમાઅપ્પર વિ. વેંકટારમણ. 25 C W. N. 990 શશીભુષણ વિ. હરિ. (૩) 35 Bom. 293 આનંદીબાઇ વિ. હરી.

તે અનુમાન તોડી શકાય છે પરતુ બીજા સબ્બો સયુક્ત રહ્યા છે તે સાબીત તો કરવુજ જોઈએ [1]

(૧૯) (જ) વહેચણુ વખતે પિતાને અને પુત્રને સરખે ભાગે મળે છે ધારો કે પિતાને ત્રણ પુત્રો છે, તો વહેંચણ વખતે ચાર ભાગ પડે અને પિતા અને પુત્રો એક ભાગ એક ભાગ લે

(ચ) જો પુત્રને પણ પુત્ર હોય તો પૌત્રનો ભાગ પુત્રમા આવી જાય છે જો એમને પણ જુદા થવુ હોય તો એ શાખામા પછીથી વહેચણ થાય

(ક) જો કોઇ પુત્ર મરણ પામેલો હોય તો તેનો ભાગ તેના પુત્રો ( પૌત્ર, પ્રપૌત્ર ) લે અને જો પુત્ર ન હોય તો તેનો ભાગ હયાતિ હકથી તેના બીજા હયાત ભાઇઓને મળે જો વિધવા હોય તો ભરણ પોષણ માગી શકે. દાખલો —

( મ=મરણ પામેલા ) ક(હ) ( હ=હયાત )




( ૧ ) 30 Cal. 725 (p c) બાલાબક્ષ વિ રૂકમાબાઈ

આ દાખલામા કુટુમ્બનો મૂળ પુરૂષ ક છે. તેને છ છોકરા, એટલે છ શાખાઓ થય. તેમાથી ગ, ઘ, ઙ, ચ અને છ મરણ પામેલા છે અને એકલો ખ હયાત છે. ગ ને બે પુત્રો છે અને બન્ને હયાત છે. ઘ ને ત્રણ પુત્રો છે પણ બધા મરણ પામેલા છે ઙ ને હયાત પૌત્રો છે. ચ ને બે પૌત્રોમાથી એક હયાત છે અને તેને છોકરા છે અને છ ને હયાત પ્રપૌત્રો છે. હવે છ શાખાઓ હોવાથી સાત ભાગ પડે, કારણ કે પિતાને અને પુત્રોને સરખા ભાગ મળે[1] પરંતુ દરેક શાખાને ભાગનો હક છે કે કેમ તે વિચારીએ. ખ એકલોજ છે અને હયાત છે, તેથી તેની શાખાનો હક છે. ગ મરણ પામેલો છે પણ તેને બે પુત્રો હયાત છે, અને મૂળ પુરૂષના પૌત્રો હોવાથી તે શાખાનો પણ હક રહે છે. ઘ અને તેના ત્રણે પુત્રો મરણ પામેલા હોવાથી, તે શાખા નષ્ટ થાય છે, તેથી તે શાખાનો ભાગ હયાતિ–હકથી બીજાને જાય જો તેની વિધવા હોય તો ભરણ પોષણ માગી શકે. ઙ ની શાખામા ત્રણ પૌત્રો હયાત છે અને ત્રણ પેઢી સુધી હક પહોચે છે, તેથી તે શાખાનો હક છે. 'ચ' ને એક પૌત્ર હયાત છે તેથી તે શાખાનો હક રહે છે, પરંતુ તેમા પ્રપૌત્રોનો હક રહેતો નથી કારણ તેઓ મૂળ પુરૂષથી ચોથી પેઢીએ છે, તેઓ તેમના પિતા (ટ૨) પાસે ભાગ માગી શકે. છ ને બે પ્રપૌત્ર છે, તે ચોથી પેઢીએ હોવાથી તેમનો હક રહેતો નથી, તેથી તે શાખાનો હક નષ્ટ થાય છે. એનો ભાગ હયાતિ–હકથી બીજા સભ્યોને–શાખાઓનો હક જાય, તેથી સાતને બદલે પાચ ભાગ પડે અને દરેક ૧/૫ લે. હવે ધારો કે દરેક શાખા પણ જુદી થવા માગે છે ક ને ખ તો દરેક ૧/૫ લે ગની શાખામા બે ભાગ પડે તેથી ગ (૧) અને ગ (૨) દરેક ૧/૧૦ લે. ઙની શાખામા ત્રણ ભાગ પડે, દરેક ૧/૧૫ લે. ચની શાખામા ટ (૨) આખો ૧/૫

(૧) Bom 561. લક્ષ્મણ વિ રામચંદ્ર

ભાગ લે, અને પછી તેના પુત્રો સામે વહેંચણ કરતાં દરેક ૨૦ લે.

(૨૦) હવે પહેલા જો થોડી વહેંચણ થઇ ગઇ હોય અને પાછળથી બાકીના સભ્યો જોડે બીજી વારની વહેચણ થાય તો કઇ સ્થિતિ પ્રમાણે વહેચણ કરવી તે સવાલ ઉભો થાય છે. આપણા ગુજરાતમા "વ્યવહાર મયુખ" પ્રમાણે હિંદુ કાયદો છે તેના આધાર પ્રમાણે એમ ઠર્યું છે કે બીજી વારની વહેચણ વખતે જે સ્થિતિ હોય તે પ્રમાણે ભાગ વહેચાય.[1]

**થોડી વહેંચણ થઇ હોય તો?**

(૨૧) વહેચણ વખતે દત્તક પુત્રની શી સ્થિતિ છે તે વિચારીએ. સાધારણ રીતે દત્તક પુત્રના હક ઔરસ પુત્રના જેટલાજ છે. પણ જો દત્તક લીધા પછી ઔરસ પુત્ર થાય તો તેના હકમા ફેર પડે છે. દ્વિજોમા દત્તક પુત્રનો ભાગ ઔરસ પુત્રના ભાગના ચોથા હીસ્સા જેટલો હોય છે એટલે કે જો એક દત્તક પુત્ર હોય અને એક ઔરસ પુત્ર હોય તો પાચ ભાગ પડે, દત્તકને એક ભાગ મળે અને ઔરસને ચાર ભાગ મળે. પરંતુ શુદ્રોમા એમ નથી. તેઓ તો સરખા ભાગેજ વહેચી લે.[2] આ સિદ્ધાત વસિષ્ઠસ્મૃતિ અને દત્તકચંદ્રિકા ઉપરથી પ્રતિપાદિત થાય છે.

**દત્તકપુત્ર અને વહેંચણ**

(૨૨) આપણે પેરા ૧૯માં જોયું કે વહેચણ શી રીતે થાય છે. દરેક પુત્રની શાખા પ્રમાણે શાખાચીક (per stirpes) વહેચણ થાય છે. પૌત્રોનો ભાગ પુત્રમા ગણાય છે. પરંતુ બધા સભ્યો અંદર અંદર કબુલાત કરી શાખાચીક

**શાખાચીક વહેંચણ અને કબુલાત**

(૧) 39 Bom. 734 પ્રાણજીવનદાસ વિ. ઇચ્છારામ (૨) 44 Mad 656. અરૂમોલી.

વહેંચણનો નિયમ દૂર રાખી શકે છે. અર્થાત પૌત્રનો ભાગ ગણ્યા શિવાય પુત્રને ભાગ મળી શકે.[1] આવી આવી અંદરની કબુલાતથી ફક્ત કબુલાત કરનાર સમ્યોજ બંધાય છે એમ નથી પરંતુ તેમના પુત્રો—અર્થાત આખી શાખા—બંધાયછે.[2] આપણે પેરા ૧૯માં જે દાખલો લઇ વહેંચણની રીત સમજાવી છે તેમાં એમજ માન્યું છે કે બધા પુત્રો વહેંચણ વખતે જન્મેલાજ હતા.

**વહેંચણ પછી જન્મેલા પુત્રો**

એમ ધારો કે વહેંચણ થયા પછી બે જન્મયા. તે દાખલામાં "ક" નો ભાગ વહેંચણમાં રાખેલો છે, તેથી તે પાછળથી જન્મેલા પુત્રો ફરી વહેંચણ માગી શકે નહીં; અને વહેંચણ થએલી તે કાયમજ રહે; અને "ક" ના મરણ બાદ તેની મીલકત પાછળના બેજ છોકરાઓ લે; બીજાને તેમાંથી કાંઇ પણ મળે નહીં. "ક" ની સ્વતંત્ર મીલકત હોય, તે પણ પાછલના છોકરાનેજ મળે.[3] હવે જો "ક" એ પોતાના માટે ભાગ રાખ્યો ન હોય તો પાછળના છોકરાઓ પહેલાંની વહેંચણ રદ કરાવી પોતાના ભાઇઓ પાસે ફરી વહેંચણ માગી શકે.[4] તે દાખલા ઉપરથી એમ સમજાય છે કે પોતાના વડીલ સામેની વહેંચણમાં શાખાથીક ભાગ મળે જ્યારે પોતાના પુત્ર સાથેની વહેંચણમાં સરખો ભાગ મળે

(૨૩) વહેંચણની સાબીતી શી એ સંબંધમાં પણ વિચાર કરવા જેવો છે:

**વહેંચણની સાબીતી.**

(૧) 11 Bom. L R. 396. ઉમેદ વિ ખુશાલભાઇ. (૨) 35 All. 337 (p c.) બીજરાજસીંગ વિ. શીવદત્તસીંગ. (૩) 23 Bom. 636 ગણપત વિ. ગોપાળરાવ. (૪) 9 Mad. 64. કૃષ્ણા વિ. સામી. 20 Mad. 75.-ચેંગામા વિ. મુની 6 All 560 (p. c) બીરાન ચંદ વિ. અસ્માઇડા. 33 Bom. 267. શીવાજીરાવ વિ. વસંતરાવ.

(अ) જ્યારે વહેચણ કરી, દરેકના ભાગ દરેક સભ્યને સોપી દીધા હોય અને જ્યારે તેઓએ તેમનો સ્વતત્ર કબજો લીધો હોય, ત્યારે નિ સશય વહેચણ થઇ કહેવાય આવા આવા સંજોગોમા કાઇ શકા રહેતીજ નથી.

(ब) જો ઉપરના સંજોગોમાં સ્વતત્ર કબજો ન લીધો હોય, પણ, તેની ઉપજ ઉપર સ્વતંત્ર અધિકાર ગખ્યો હોય તો પણ વહેચણ પુરવાર થએલીજ ગણાય.

(क) તેજ પ્રમાણે જો 'કમાણી વહેચી લેવાની હોય તો અથવા તેની કબુલાત થઇ હોય તો પણ વહેંચણ થએલીજ કહેવાય

(ख) અત્યાર સુધી આપણે નિસંશય સજોગો જોયા હવે શકાશીલ સંજોગો વિચારીએ. તેવા સજોગો અપ્પુવિઅ.[1] વિરૂદ્ધ રામા સુબા અપ્પનના ' કેસમા પ્રીવી કાઉન્સીલે વિચાર્યા છે. જો સભ્યો વચ્ચે કરારનામું લખવામા આવ્યું હોય કે જેથી બધાના ભાગ ઠરાવવામા આવ્યા હોય અને બધા જુદા થાય છે એમ જણાવવામા આવ્યુ હોય તો ત્યારથી કુટુમ્બની સદ્દકાતા તૂટે છે. આવા લખાણ પછી સભ્યોની વર્તણુંક સાબીત કરવા બીજો મ્હોંડાનો પુરાવો દાખલ કરી શકાય નહીં

(ग) કરારનામુ થયુ હોય પણ ઉપર જણાવ્યા પ્રમાણે બરોબર ઉલ્લેખ ન હોય, અને સભ્યોનો વિચાર તેનાથી બરોબર પ્રદર્શીત ન થતો હોય તો સવાલ એ ઉભો થાય છે કે તે કરારનામાથી વહેચણ થઇ કહેવાય કે નહીં; તેને માટે તે લખાણમાથી જે અનુમાન થઇ શકે તેના ઉપર

---

(1) (1866) 11 M I A 75.

આધાર રહે છે તથા સભ્યોની પાછળની વર્તણુક ઉપર આધાર રહે છે.[1]

(ઘ) હવે જો બીલકુલ કાગળીઆં ન હોય તો શું ? આ વખતે સભ્યોની કેવળ વર્તણુક ઉપર આધાર રહે છે. જો તેઓની જમીનનું મહેસુલ જુદા જુદા સભ્યોના નામે ભરાતું હોય, જો તેની કમાણી વસુલ કરી જુદા જુદા સભ્યોના નામે જમા થતી હોય, બીજી ભાડે લીધેલી જમીનનું ભાડું જુદા જુદા સભ્યોના નામે ઉધરતું હોય, જો નવી લીધેલી મીલકત જુદે જુદે ભાગે લેવાઇ હોય અને જો કોઇએ દાવો માડયો હોય અને તે સ્વતંત્ર હકથી માડયો હોય, તો તે વહેંચણ સુચવે છે.[2]

(ઙ) જુદો રહી જમતો હોય તો તેથી વહેંચણી થઇજ હોય એમ કહેવાય નહીં. સવડતાની ખાતર પણ એની રીતે જુદો રહેતો હોય. પણ અલબત્ત બધો વિચાર કરતી વખતે તે સ્થિતિ વિચારવી તો જોઇએજ[3]

(ચ) તેજ પ્રમાણે કેટલીક એવી સ્થિતિ હોય કે તે એકલીનોજ વિચાર કરીએ તો જુદાં થયા છે એમ કહેવાય નહીં; પણ બધી સ્થિતિનો વિચાર કરીએ તો જુદાઇ સાબીત કરવામા તે ઘણી ઉપયોગી થાય તેવી સ્થિતિ.—

(૧) 13 Beng. L. R 235. દુર્ગાપ્રસાદ વિ. કુંદવ. 1 I. A. 55.
(૨) 31 Cal. 262 ( = 31 I A. 10 ) ગણેશદત્ત વિ. જેવાચ
(૩) 4 M I. A 137 રેવણ વિ. રાધા 35 All 80 ( P. C. ) સુરજ વિ. ઇકબાલ. 6 Bom L. R 351 છગબાઇ વિ. કૃષ્ણાજી. 5 Bom 130 નારાયણ વિ અનાજી. 12 Bom. 280 કાસમ વિ. અહમદબઇ 22 Bom 922 બાલારામ વિ રામચંદ્ર

એકત્ર મીલકતના અમુક ભાગનો જુદો કબજો;[૧] સંયુકત મીલકતના આવકની વહેંચણ;[૨] મુલકી ખાતાના ચોપડામાં જુદા લખાવેલા ભાગ;[૩] વિગેરે સ્થિતિનો વિચાર ઘણોજ ઉપયોગી થઇ પડે છે, કારણ કે જુદાઇ સાબીત કરવામા અનુકુળ પડે છે.

આપણે ઉપર જોઇ ગયા છીએ કે કોઇ સભ્ય પોતાના ભાગ ઉપર બોજો કરી શકે છે. તેવો લ્હેણદાર હુકમનામું મેળવી, તેના ભાગ ઉપર ટાચ લગાડી વેચાવી શકે છે. પણ જો તે સભ્યને અથવા બીજા સભ્યોને જુદા થવાનો વિચાર હોય નહીં તો ફકત આવી જાતના વેચાણથી કુટુમ્બની એકત્રતા તૂટતી નથી. જ્યારે વહેંચણ માટે દાવો માંડે અને વહેંચણ થાય ત્યારેજ એકત્રતા તૂટે છે.[૪]

**ધર્મ ફેરથી અસર.** (૨૪) પ્રીવીકાઉન્સીલે એમ ઠરાવ્યું છે જો કોઇ સભ્ય, હીંદુ ધર્મ છોડી ક્રીશ્રીઅન થાય તો તે એકત્ર કુટુમ્બમાંથી બહાર જાય છે. જો કે તેના હક રહે છે; પણ તે દીવસથી તે જુદો ગણાય છે અને તેના હક જુદા સભ્યના જેવા રહે છે.[૫] પરંતુ જો બધાજ સભ્યો ક્રીશ્રીઅન થઇ જાય તો એકત્રતા બંધ થાય નહીં.[૬]

---

(૧) 1 I A 9. રણજીત વિ. ગુજરંગ 15 Bom 201 મુરારી વિ. મુકુંદ (૨) 8 M. I. A 66 સનાતન વિ. જગતસુંદરી. (૩) 18 All 176 ગજેંદ્ર વિ. સરદાર. 30 Cal 231 રામપ્રસાદ વિ. લખપતી 31 All 442 પાર્વતી વિ નીહાલસીંગ 42 All 368 નગેસર વિ અલેરા 35 All 41 રઘુનીરસીંગ વિ. મોતી. આ બધા કેસોમાં પ્રી કા. ના ચુકાદા છે. (૪) 39 Mad 831 સરકાર વિ રંગાસામી 35 Mad 47 ચિતુ વિ. કાલીમુથુ. (૫) 9 M I A 195 અબ્રાહમ (૬) 31 Bom 25 ગોસલ વિ ગોસલ

તેમજ જો થોડા સભ્યો ધર્મફેર કરે, તો બધાની સમતિથી એકત્રતા કાયમ રખાય પણ જો આવી બધાની સમતિ હોય નહીં તો જુદાજ થયા ગણાય [1]

( ૨૫ ) જુદા થવાનો ખ્યાલ વિચારજ કર્યો હોય તો તેનાથી જુદા થવાતુ નથી પરંતુ જો અદ્વિતીય **જુદા કહેવાય નહીં.** ભાષામા જુદા થવાનો ચોક્કસ વિચાર જણાવ્યો હોય તો તેનાથી જુદા થવાય છે ફક્ત જુદા રહેવાથી એકત્રતા તુટતી નથી, જો કે સ્થિતિ વિચારના જેવી ગણાય [2] થોડા સભ્યો વચ્ચે સવડતાની ખાતર જો વહેચણ થઇ હોય તો પણ એકત્રતા તૂટે નહીં પણ જો એમનો વિચાર ચોક્કસ જુદા થવાનો હોય, તોજ એવુ એકત્ર કુટુમ્બ વિભક્ત થયુ કહેવાય જો એક કાકો અને બે ભત્રીજા હોય, કાકાનો વિચાર જુદો થવાનો થયો હોય, અને જો મીલકતનો એક ભાગ કાકાને આપવાનો ઠર્યો હોય અને બન્ને ભાગ ભત્રીજાને આપવાના ઠર્યા હોય તો તેથી બે ભત્રીજા પણ જુદા થયા છે એમ ગણાય નહીં [3] બીજો દાખલો લઇએ એક ભાઇ જુદો થયો તેમાથી તેના ભાગમા આવેલી બધી મીલકત સચવાય તેમ નહીં હોવાથી, તેણે તેના બીજા એક પિત્રાઇની મદદ લીધી તે પિત્રાઇનુ તે ભરણપોષણ કરતો હતો એટલુજ નહીં પણ લગ્ન-ખર્ચ પણ તેણે આપ્યુ આ વર્તણુકથી તે પિત્રાઇ કાઇ તેની સાથે સયુક્ત ગણાય નહીં [4] જો કોઇ પણ

---

( ૧ ) 40 Cal 407 કુલદા વિ હરી 25 All 546 ગોવીંદ વિ અબદુલ 31 All 497 કરીમુદીન વિ ગોવીંદ 33 All 356 ગોવીંદ વિ ખુશીલાલ ( ૨ ) 35 All 380 ( P c ) સુરજનારાયણ વિ ઇકબાલનારાયણ ( ૩ ) 29 All 93 દુર્ગાદેવી વિ બાલમુકુંદ ( ૪ ) 10 O W N 338 દેવકીસીંગ વિ અનુપા.

મીલકત ઘણા વરસો થયા વહેંચાઇ ન હોય, તેથી તે મીલકત અ-વહેંચણવાળી (impartible) ગણાય નહીં.[૧] જો કોઇ સભ્ય,

**એકજ સભ્યનો કબ્જો.** ઘણા વખતથી, એકત્ર મીલકતની મીલકત-માંથી ભાગ લેતો હોય નહીં અથવા તેની સાથે સબંધ રાખતો હોય નહી તો તેથી તે જુદો છે એમ અનુમાન બંધાય નહીં. એકત્ર કુટુમ્બ હોવાથી, એકજ સભ્યનો કબ્જો તે આખા કુટુમ્બનો કબજો ગણાય છે.[૨]

( ૨૬ ) વહેંચણ વખતે કોણ કોણ પક્ષકાર હોવા જોઇએ?

**વહેંચણ વખતે પક્ષકાર** જે વહેંચણ માગી શકે તે દાવો પણ માંડી શકે. તેવા દાવામાં નીચે જણાવેલા પક્ષકાર[૩] હોવા જોઇએ —બધાજ સભ્યો જો પુત્ર પોતાના પિતા તથા ભાઇ સામે વહેંચણનો દાવો માંડે તો પોતાના પુત્રને પક્ષકાર બનાવવાની જરૂરીઆત નથી; અને જો બનાવે તો યોગ્ય કહેવાય[૪] હકદાર સ્ત્રીઓ[૫] (પત્ની માતા અને દાદી) જે સ્ત્રીઓ ભરણપોષણ અથવા લગ્નનો ખર્ચ માગી શકે તે (પુત્રીઓ, ભગિનિઓ વિગેરે). કોઇ પણ સભ્યના

---

( ૧ ) 13 Benl L R 165 હરવિસીંગ વિ હરીસીંગ ( ૨ ) ( 1912 ) A C. 230 કોરીઆ વિ અપ્પુહામી 14 Bom 236 ગંગાધર વિ. પરશરામ 35 Cal 961 જોગેન્દ્ર વિ. બળદેવ 27 All 203 અહમદ વિ રામલાલ (૩) (1922) 1 Pat 361. દીગંબર વિ. ધનરાજ. (૪) 8 Bom L R 758 અશીદ વિ. અબદુલ્લા. 19 C W. N 531 નલિનિ વિ સારના (૫) 4 Cal 756. તોરી વિ વારા 20 W R. 336 લાલદત્ત વિ રાજકુમાર

ભાગના ખરીદનારો અથવા ગીરોવાળા;[1] પરંતુ જેને ફક્ત ભરણ-પોષણ મળતું હોય તે પોગ્ય પણ પક્ષકાર કહેવાય નહીં.[2] ટુંકામાં, કૌટુમ્બીક મીલકતમા જેના જેના ભાગ અથવા હિત હોય તે બધાંને પક્ષકાર બનાવવા જોઇએ.[3] જેઓએ લાબા પટાથી મીલકત ભાડે રાખી હોય તેમને પણ પક્ષકાર બનાવવા જોઇએ.[4]

**વહેંચણનો દાવો અને મીલકત.**

( ૨૭ ) આપણે ઉપર જોઇ ગયા છીએ કે કયારે થોડી વહેચણ થાય. આ જગ્યાએ ટુંકાણમા ફરી જણાવવાની જરૂર છે. વહેંચણ તો એકજ વખત થવી જોઇએ.[5] પરંતુ જો સભ્યોની સાથે બીજા કોઈ બહારના માણસનો પણ કબજો હોય તો તેવી મીલકત એ દાવામાં ભેળવવી જોઇએ નહીં. એવા સંજોગોમા બીજો દાવો લાવવો જોઇએ.[6] જો કૌટુમ્બીક મીલાત ઘણા જીલ્લાઓમાં હોય અથવા ઘણા પ્રાતોમા હોય તો એકજ દાવામા બધી મીલકત ન ભેળવે તો ચાલે[7] પરંતુ એ બધી મીલકતનો વહેંચણ વખતે વિચાર તો કરવોજ જોઇએ, કે જેથી કોઇ પણ સભ્યને અન્યાય થાય નહીં. તેમજ દાવામા કોઇ ટેકનીકલ ભુલ થઈ હોય તો તે પણ સુધારી

(૧) 16 Bom. 608 સદ્ વિ. રામ 23 Bom. 385. લક્ષ્મણ વિ. ગોપાળ (૨) 35 All 107 સાગતા વિ. ધરણીકાંતિ. (૩) 28 Bom 209 ચુડાસમા વિ. પ્રતાપસીંગ. 17 Cal 906. કળી વિ ગોરી. (૪) 34 Cal 878 દીલદાર વિ. ભવાની 37 Cal 918 (p. c.) ભગવત વિ. બીપીન. 24 Cal. 575 હેમાદ્રી વિ. રામાની. (૫) 7 B. H. C. R. ( A. C ) 46. નાના વિ. નાથા. 11 B. H. C. R 71 ત્ર્યંબક વિ. નારાયણ. 24 Bom. 128 શીવ વિ. વીરપ્પા. 35 Bom 293 આનંદીબાઈ વિ. હરી (૬) 23 Bom. 597 પુરશોતમ વિ. આત્મારામ 23 All. 216. લક્ષ્મી વિ જાનકી. (૭) 18 Bom. 272 રામાચાર્ય વિ. અનંતાચાર્ય. 22 Bom. 922 ખાશારામ વિ. રામચંદ્ર.

લેવી જોઇએ.[1] જો વાદીનો દાવોજ કબુલ કરવામાં ન આવતો હોય તો, પહેલાં એના હકના પ્રશ્નનો નિકાલ લાવવો જોઇએ.[2] પરંતુ જો કોઇ ભુલથી થોડી વહેંચણ માટે દાવો માડવામા આવ્યો હોય, અને તે જો કહાડી નાંખવામાં આવે તો તેથી બીજી વાર આખી વહેંચણ માંગી, દાવો માંડવાનો હક નષ્ટ થતો નથી.[3] જો વહેંચણ કરતી વખતે કોર્ટને એમ લાગે કે ભાગ વહેંચવાથી બધાને નુકશાન થશે. અને તે મીલકત વેચી તેના વેચાણના પૈસા વહેંચવામાં આવે તો ફાયદો થશે તો અડધા ભાગ સુધીના હકદાર સભ્ય અથવા સભ્યોની માંગણી ઉપરથી કોર્ટ આખી મીલકત વેચે અને તેમાંથી જે પૈસા આવ્યા હોય તે હક પ્રમાણે વહેંચી આપે.[4]

**પાર્ટીશન એક્ટ.**

**વહેંચણ વખતે હીસાબ કેવી રીતે લેવાય ?**

(૨૮) જે વખતે વહેંચણ થતી હોય તે વખતે મીલકત હોય તેની વહેંચણ થાય. પાછળના નફાનો હીસાબ માંગી શકે નહીં.[5] સાધારણ રીતે એમજ મનાય છે કે પાછલા દરેક કાર્યમાં બીજા સભ્યોની સંમતિ હતી. પરંતુ જો કર્તા સામે દગાનો અથવા ગેરવ્યાજબી રીતે

---

(૧) 7 Bom. ૨૭૨ હરી વિ. ગણુપત. 23 Bom.597. પુરષોત્તમ વિ. આત્મારામ. 18 Bom.389. રામાચાર્ય વિ. અનંતાચાર્ય. 29 Bom. 79. સદરૂદીન વિ. ગ્રુરૂદીન. 24 Bom. 128. શિવમુર્ત્તપ્પા વિ. વિરપ્પા. (૨) 8 Bom. L. R. 758. અશીદ વિ. અબદુલા. (૩) 1 Bom L.R. ગણુપત વિ.ગોપાળ. (૪) જુઓ ડૉ. સર હરીસીંગ ગોરના હિંદુ-કોડ પા.૭૩૪ (૫) 28 Bom. 201. નારાયણ વિ. નાથજી 39 Bom. 734 પ્રાણજીવન વિ. ઇચ્છારામ. 32 Mad. 271 બાળકૃષ્ણ વિ. મુત્તુસામી 43 Cal. 459 પરમેશ્વર વિ. ગોવીંદ. 14 Bom. L. R. 237 હરીદાસ વિ. નરોત્તમ.

ખાઇ જવાનો આરોપ હોય તો તેણે પાછળનો બધો હીસાબ બતાવવો પડે પરંતુ એણે જો સારી વ્યવસ્થા કરી હોત તો કુટુમ્બને વધારે લાભ થાત એમ કહેવાય નહીં, અને એ ધોરણ ઉપર હીસાબ મંગાય નહીં[1] પરંતુ જો કર્તાએ મીલકત દબાવી રાખી છે, અને બધી મીલકત દેખાડી નથી એમ બતાવવામાં આવે તો પહેલા જેટલી મીલકત હતી તે સાબીત કરવા દેવામાં આવે અને તેને લગતો પુરાવો પણ દાખલ કરવા દેવામાં આવે. આવી જે મીલકત બતાવવામાં આવે તેની કિંમત કર્તાના ભાગની સામે ઉધારવામાં આવે[2]

**કર્ત્તા અને હીસાબ બન્નેની જોખમદારી.** કર્ત્તા જે મીલકત બતાવે છે તે બધી નથી, એમ બીજા સભ્યો કહી શકે અને તેના સબંધી તપાસ થઇ શકે[3] જો કર્ત્તા એમ કહેતો હોય કે અમુક ખર્ચ કરવામાં આવ્યું છે તો સભ્યો એમ દેખાડી શકે કે તે નથી કરવામાં આવ્યું, અથવા અમુક આવક ચોપડામાં જમે કરવામાં આવી નથી, જોકોઇ સભ્યને કૌટુમ્બીક મીલકતમાંથી બીલકુલ દૂર જ રાખવામાં આવ્યો હોય તો પાછળનો હીસાબ આપવાનો હુકમ થઇ શકે (5 Bom 599) જો કોઇ સભ્યે વહેંચણ માગી હોય અને વહેંચણ કરવામાં આવે

---

(૧) 44 Mad 656 અહમદ્ મલી વિ સુબા 14 Bom L R 237 હરીદાસ વિ નરોત્તમ 38 Mad 556 શ્રીનિવાસ વિ વિરૂવેંગા 43 Cal 459 પરમેશ્વર વિ ગોવીંદ 44 Bom 179 રામનાથ વિ ગોખુરામ 42 M. L J 570 તાડાણુલીનો કેસ (૨) 43 Cal 459 પરમેશ્વર વિ ગોવીંદ 41 M L J 503 કૃષ્ણમા વિ ક્ષારાવપ્પા. (૩) 43 Cal 459 પરમેશ્વર વિ ગોવિંદ 32 Mad 271 બાળકૃષ્ણ વિ મુથુસામી 45 Mad 281 તામીરેડી વિ મંગીરેડી I Bom 561 (p c) લક્ષ્મણ વિ રામચંદ્ર 5 Bom 589 કાનેરાવ વિ દારાવ. 28 Bom 201 નારાયણ વિ નબાજી

નહીં તો જે દીવસથી માગણી થઇ હોય તે દીવસથી નફાનો હીસાબ આપવો જોઇએ [૧] વહેંચણ કરતા પહેલા પ્રથમ કૌટુમ્બીક દેવા આપવા પડે જેઓ ભરણપોષણ માગી શકે તેમને માટે વ્યવસ્થા કરવી જોઇએ, કૌટુમ્બીક મીલકતમાંથી જેમને ઉપનયન સસ્કાર આપવા જોઇએ તથા જેમના લગ્ન કરવા જોઇએ, તેમના ખર્ચ માટે વ્યવસ્થા કરવી જોઇએ અને તે શિવાય બીજા ફરજ્યાત ધાર્મીક ખર્ચ [૨] કરવાના હોય તેના સબંધી વ્યવસ્થા કરવી જોઇએ અને ત્યાર પછી બાકી રહે તે મીલકતના ભાગ પાડવા જોઇએ.

**વહેંચણ પહેલાની વ્યવસ્થા**

માતાના ભરણપોષણની વ્યવસ્થા આખી કૌટુમ્બીક મીલકતમાંથી કરવાની છે તેના પુત્રોનાજ ભાગમાંથી કરવાની નથી તેટલાજ માટે તેવા ભરણપોષણની પુરતી વ્યવસ્થા વહેંચણ પહેલા કરવી જોઇએ [૩] જો આવી વ્યવસ્થા કર્યા શિવાય વહેંચણી કરી નાખવામા આવે તો, તેના હકદાર વહેંચણી રદ કરાવી પોતાના માટે વ્યવસ્થા કરવા કહી શકે [૪] તે સિવાય કુટુમ્બના જે લ્હેણા-દેવા હોય તેના પણ હીસાબ કરી, વહેંચણ કરવી જોઇએ [૫] બ્હેનોના લગ્ન ખર્ચ માટે કૌટુમ્બીક મીલકત જોખમદાર છે, જ્યારે એક સભ્યની પુત્રી માટે ફક્ત તે સભ્યનો ભાગ જોખમદાર છે આ સિદ્ધાંત ઉપર, વહેંચણ પહેલા, ખર્ચની વ્યવસ્થા કરવામા

**માતુશ્રીની ભરણ પોષણની વ્યવસ્થા**

---

(૧) 7 Mad 564 કૃષ્ણા વિ સુબન્ના 32 Mad 271 બાળકૃષ્ણ વિ સુબુસામી (૨) 34 Mad 288 વનપુલાહી વિ ગરી 32 Mad 191 વૈદ્યનાથ વિ ઐયાસામી મિતાક્ષરા 1-7-3, 4 31 Bom 54 જેરામ વિ નાથુ 31 M L J 147 સુરૂમમા વિ પાલા (૩) 38 Mad 556 શ્રીનિવાસ (૪) 35 Mad 147 સુબાપુડુ (૫) 1 Bom 561 લક્ષ્મણ વિ. રામચદ્ર

આવે છે.[1] જ્યારથી વહેંચણ માટે દાવો માંડવામાં આવે ત્યારથીજ કુટુમ્બ જુદું થએલું ગણાય છે. તેને લીધે જો દાવો માંડતા પહેલાં કોઇ સભ્ય કુંવારો હોય તો પછી ( દાવાના નીકાલ પહેલાં પણ ) લગ્ન ખર્ચ કૌટુમ્બીક મીલકતમાં પડે નહીં.[2] આપણી મુંબાઇ હાઇકોર્ટે એમ ઠરાવ્યું છે કે જો એવો દાવો માંડયા પછી, પણ દાવાનો નિકાલ આવતાં પહેલાં અને વહેંચણ થતાં પહેલાં જો લગ્ન-ખર્ચ કરવામાં આવે તો તે કૌટુમ્બીક એકત્ર મીલકતમાં ઉધારવાં જોઇએ; અને તે તે સભ્યના ભાગ ખાતે ઉધારવાં જોઇએ નહીં.[3] આ કેસમાં મુંબાઇ હાઇકોર્ટ કારણ એમ દર્શાવે છે કે:—જ્યાં સુધી કૌટુમ્બીક મીલકતને લાગે-વળગે છે ત્યાં સુધી, જો ભાગ પાડવામાં ન આવ્યા હોય તો તે કૌટુમ્બીક એકત્ર મીલકતજ ગણાય; અને ભાગ પડતા પહેલાં અને તે દરમ્યાનમાં જો કૌટુમ્બીક યોગ્ય ખર્ચ કરવામાં આવે તો, તેટલી મીલકત એકત્ર મીલકતમાંથી લઇ લેવામાં આવે છે, અને તે ખર્ચ કોઇ સભ્યના ખાતે ઉધારાય નહીં.[3] મદ્રાસ હાઇકોર્ટ જે સિદ્ધાંત ઉપર પોતાનો ઠરાવ આપે છે તે યોગ્ય લાગે છે; પણ જ્યાં સુધી પ્રીવી કાઉન્સીલ કાંઇ ઠરાવે નહીં ત્યાં સુધી આપણે તો મુંબાઇનો ઠરાવ ગ્રાહ્ય કરવો જોઇએ.

**દાવો માંડવા પછી અને તેના નિકાલ દરમ્યાનમાં લગ્નખર્ચ.**

( ૨૮ ) વહેંચણ વખતે નીચે દર્શાવેલા વિચારો[4] જો ધ્યાનમાં રખાય તો ઠીક:—

**વહેંચણ વખતે સારાસારના વિચારો**

(૧) 31 Bom. 54 જેરામ વિ. નાથુ. (૨) 45 Mad. 489 (p. c.) રામાલીંગા વિ. નારાયણા. (૩) 44 Bom. 179 રામાનાથ વિ. ગોટુરાની (૪) જુઓ ડો ગોરનો હિંદુ કોડ. પાન ૭૪૧.

(ञ) જો કોઇ સભ્યને કોઇ મીલકતનો સ્વતંત્ર કબજો (વપરાશ માટે) આપવામા આવ્યો હોય, અને તે વપરાશ દરમ્યાન જો તેણે કાંઇ ખર્ચ કર્યું હોય, તો બને ત્યા સુધી તેવી મીલકત તેને વહેચણમા આપવી જોઇએ.

(ट) જો કોઇ સભ્યને અમુક મીલકત માટે મોહ અથવા બ્હેમ હોય તો તેની લાગણની માન આપવું જોઇએ.

(ठ) જો કોઇ સભ્યે પૈસાના બદલામા કોઇ મીલકત વેચી હોય, તો તેવી મીલકત તેના ભાગમાં આપવી; કે જેથી પૈસા આપી ખરીદનાર ધણીને તથા તે સભ્યની આબરૂને નુકશાન પહોચે નહીં.[१]

(ड) જો મીલકતના સરખા ભાગ પડતા ન હોય તો, ઉપડામણી આપી સરખા કરવા

(ण) જો સરખા ભાગ પાડવા, મીલકત વેચવી પડે તો બને ત્યા સુધી કોઇ સભ્યને અથવા પિત્રાઇનેજ વેચવી.

**વહેંચણ રદ કરાવાય ?**

(૩૦) સાધારણ રીતે વહેચણ રદ કરાવી શકાય નહીં પરંતુ જો કર્તા સામે અથવા બીજા સભ્યો સામે દગો, ભૂલ, સમજફેર અથવા અયોગ્ય દબાણનો આરોપ હોય તો રદ કરાવી શકાય છે[२]. પરંતુ જો આવો દગો વિગેરે જાણવામા આવ્યા પછી, કોઇ સભ્ય બેસી રહે તો પછી તેણે કબુલ

(૧) 5 Bom L R 945 નારાયણ વિ અમનાજી 25 Mad. 690 અયાગારીનો કેસ 44 Bom 621 ત્ર્યબક વિ. પાડુરંગ (૨) 10 Bom H.C 444 મોરો વિશ્વનાથ વિ ગણેશ 23 Bom. 385 લક્ષ્મણ વિ. ગોપાળ. 21 Bom 333 મારુતી વિ રામા. 40 All. 374 ગણેશીલાલ વિ બાબુલાલ. 19 All. 469 બીજાઇપ્રસાદ વિ કાલીપ્રસાદ 23 All. 291 મહમદ વિ લખતેરામ. 40 Bom 118 રામચંદ્ર વિ કૃષ્ણાજી

ર્યું કહેવાય, અને તેનાથી કાંઇ થઇ શકે નહીં.[૧] આ ઉપરાંત પાછળથી ગર્ભમા રહેલા તથા જન્મેલા પુત્રો પણ વહેંચણ રદ કરાવી શકે છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ. જો કોર્ટે વહેંચણ કરી આપી હોય, પણ એમ લાગે કે દગો રમવામાં આવ્યો હતો અને તેને લીધે કેટલીક મીલકત વહેંચણ માટે દેખાડવામાંજ આવી નહોતી, તો કોર્ટ તેવી વહેંચણ પણ રદ કરી શકે છે.[૨] વહેચણ વખતે દરેક સભ્ય પોતાની કૌટુમ્બીક મીલકત લાવવા બંધાએલો છે.[૩] જેઓ જુદા થયા હોય, તેમના ભાગે આવેલી મીલકત ગણત્રીમા લઇ શકાય નહીં.[૪]

કોણ વહેંચણ રદ કરાવી શકે ?

(૩૧) નીચે જણાવેલા ગ્રહસ્થો, વહેંચણ પછી પણ પોતાનો ભાગ માગી શકે; અને તે મેળવવા માટે વહેંચણ રદ પણ કરાવી શકે:

(અ) વહેચણ વખતે ગર્ભમા હોય, પણ પાછળથી જન્મ્યો હોય તો તે વહેંચણ રદ કરાવી, પોતાનો ભાગ માંગી શકે. કારણ હીંદુ–લો પ્રમાણે ગર્ભમા રહે ત્યારથીજ હયાતીમા ગણાય છે. સ્મૃતિ ચંદ્રીકામા પણ એમ કહેલું છે.[૫] મુંબાઇ

---

(૧) I B. H. C. R. 41 સભા વિ. ભમી 10 B. H. C R 444 મોરો વિ. મહેશ. (૨) 39 All. 469. 23 All. 291. (૩) I Bom 561 લક્ષ્મણ વિ. રામચંદ્ર. 7 Bom. 272 દરી વિ. ભણુપતરાવ (૪) 39 Bom. 734 પ્રાણજીવન વિ. ઇચ્છારામ 18 Bom 611 ગવરીશંકર વિ. આત્મારામ 39 Bom. પ્રાણજીવન વિ. ઇચ્છારામ. 18 Bom. 611 ગવરીશંકર વિ. આત્મારામ. (૫) Smriti Chandrika 1-27. 9 Beng L. R. 377 ટાગોર વિ. ટાગોર

હાઇકોર્ટના[1] અને મદ્રાસ હાઇકોર્ટના[2] વિચારમા ફેર પડે છે. મુંબાઇ પ્રમાણે બે જુદી જાતના હક છે. જો પિતાએ પોતાના માટે ભાગ રાખ્યો હોય તો તેવા પાછળથી જન્મેલા પુત્રને તેના પિતાનો વારસો મળે છે. પિતાની મીલકતમાં (સ્વતંત્ર પણ) બીજા પુત્રોનો ભાગ રહેતો નથી.[3] બધીજ મીલકત તેવા પુત્રને જાય છે.પણ જો પિતાએ પોતાનો ભાગ રાખ્યો ન હોય તો વહેંચણ રદ કરાવી, પોતાનો ભાગ માગી શકે. તેજ પ્રમાણે, પાછળથી ગર્ભમાં રહેલા તેમજ જન્મેલા પુત્રોના હક છે.[4]

ગેરહાજર સભ્ય.

(ખ) ગેરહાજર રહેલા સભ્યો. જો તેઓ હાજર નહોય તો વહેંચણ થઇ શકે, પણ તેની પત્ની અથવા બીજાને આપવો જોઇએ. પણ જો તેમનો ભાગજ કહાડવામા આવ્યો ન હોય તો વહેંચણ રદ કરાવી, પોતાનો ભાગ માંગી શકે.[5]

અપાત્ર વારસો.

(ક) જે સભ્ય વારસાઇ હક માટે અપાત્ર ઠર્યો હોય ( એટલે કે જેને પતનો રોગ થયો હોય અથવા એવા બીજા કારણથી કાયદા પ્રમાણે વારસાઇ હક નષ્ટ થયો હોય ), અને જ્યારે

---

(૧) 1 Bom L. R. 123 ગણપતિ વિ. ગોપાળરાવ. 20 Mad 75 ચંગાપા વિ. મુનીસામી. (૨) 8 Mad 89. મીનાક્ષી વિ. વીરપ્પા. (૩) જુઓ ૨મા જણાવેલા કેસો. (૪) 33 Bom. 267 શિવાછવિ વસંત. 23 Bom. 636. ગણપતરાવ વિ. ગોપાળરાવ Ghose's Hindu Law p. 484 (2nd Edn.) 6 All. 560. બીહનચંદ વિ. અસ્મૈદા. 22 Bom 101 ફકીરપ્પા વિ. ચેહાપ્પા. (૫) 11 C. L. J. 580 શ્રીનાથ વિ. પ્રભાસચંદ્ર

વહેચણુ વખતે તેવોજ અયોગ્ય હોય, પણ પછી સારો થયો હોય, તો તેના હક પાછળથી જન્મેલા પુત્રના જેવા છે. જો તે વખતે તેનામા એવી અપાત્રતા હોય તો, તેને વહેચણુમાથી ભાગ મળે નહીં.[૧] પરંતુ જો બીજા સભ્યોના મરણ પછી, તેવો અપાત્ર સભ્ય એકલોજ રહે તો તેને હયાતી હકથી બધી મીલકત મળે છે[૨] જો વહેચણુ વખતે કોઇ સભ્ય ગાડો હોય તો, તેને કાઇ મળે નહીં[૩] પરંતુ અલ્હાબાદ હાઇકોર્ટના વિચાર પ્રમાણે જો તે જન્મથીજ ગાડો ન હોય તો ભાગ મળવો જોઇએ[૪] પરંતુ જો તેની એવી અયોગ્યતા દૂર થાય તો, તેના હક પાછળથી જન્મેલા પુત્રના જેવા છે[૫] જો વડીલના મરણુ પછી તેવા અપાત્ર પુત્રને પુત્ર થાય તો તેને કાઇ મળે નહીં, પણ તેવા વડીલના મરણુ પહેલા જન્મેલા પુત્રને તેના જન્મ-હકથી ભાગ મળે[૬] મદ્રાસ હાઇકોર્ટ તેનાથી જુદો અભિપ્રાય ધરાવે છે[૭] પરંતુ તેને ભરણુ-પોષણુનો હક છે[૮]

(૩૨) વહેચણુની અસર એ થાય છે કે ત્યારથી એકત્રતા અથવા સયુકતતા તોડે છે જેને પરિણામે હયાતિ હક (right of survivorship) નષ્ટ થાય છે, અને વારસાઇ હક ઉત્પન્ન

વહેચણુની અસર

(૧) 8 Cal 149 રામ વિ લાલજી (૨) 43 mad 464 મુથુસામી (૩) 8 Cal 919 રામસુંદર વિ રામસાહી (૪) 28 All 247 ત્રીવેણી વિ. મહમદ (૫) મિતાક્ષરા Ch II S 10 paras 6-7, (૬) 6 Bom 616 બાપુજી વિ પાંડુરંગ 32 Bom 455 પાંડુ-રંગ વિ વેંકટેશ (૭) 9 Mad 64 કૃષ્ણ વિ સામી (૮) 8 Cal 149 & 919

થાય છે, સભ્યને ભાગે જે મીલકત આવે તે તેની સ્વતંત્ર ગણાય છે. અલબત્ત, જો તેને પુત્ર હોય તો તેની સાથે તે સંયુકત ગણાય છે અને તેટલા પુરતું સંયુકત કુટુમ્બ રહે છે. વહેંચણુથી વારસાઇ હક્ક નષ્ટ થતો નથી.[1]

**ફરી સંયુકતતા.** (૩૩) વહેંચણુ થયા પછી કેટલાક સભ્યો ફરી સંયુકત થઇ શકે છે; પરંતુ વહેંચણુ વખતે જે પક્ષકાર હોય તેમની વચ્ચેજ સંયુકતતા ફરીથી થાય.[2] પરંતુ આવી રીતની બીજી વારની સંયુકતતામાં અને જન્મથીજ ઉદ્દભવેલા સંયુકત કુટુમ્બમાં ફેર છે. વ્યવહાર મયુખ પ્રમાણે ફકત પિતા સાથે, અથવા ભાઇ સાથે અથવા કાકા સાથેજ ફરી સંયુકતતા સંભવે. બીજા સગાઓ સાથે ફરીથી સંયુકત થવાય નહીં. આવી રીતે ફરી સંયુકત થએલા કુટુમ્બમાં, એક સભ્યના મૃત્યુ પછી તેની મીલકત કોને મળે તે સંબંધમાં વિવેચન કરતાં, ડૉ. ગોર અને મી. મુલ્લાના વિચારમાં દેખીતી રીતે ફેર છે પણ ખરી રીતે જોતાં નથી.[3] જે સભ્યો એકત્ર થયા હોય, તેમાંનાનેજ વારસાઇ હકથી મીલકત મળે. એવી રીતના સંયુકત કુટુમ્બ બહારનાને મીલકત મળે નહીં. ફરીથી એકત્ર થવાને પાંચ સ્થિતિની જરૂરીઆત છે:-(૧) પહેલાં સંયુકત કુટુમ્બ. (૨) એમના વચ્ચે વહેંચણુ. (૩) જેઓએ વહેંચણુ કરી હોય તેમના

---

(૧) 2 Mad. 182 રામપ્પા વિ. સીથામલ. (૪) 3 Bom. 54. બાળકૃષ્ણ વિ. સાવિત્રી. 30 Mad. 348 મરૂદાઇ વિ. દોરાસામી.
(૨) 30 Cal. 725 બાલાબક્ષ વિ. રૂક્મા 35 Cal 721 અસય વિ. હરી. 3 Bom H.C (A. C.) 69 વિશ્વનાથ વિ. કૃષ્ણાજી. 4 Bom. H.C. (O. C.) 150 લક્ષ્મી વિ. ગણપત (૩) Dr. Gour's Hindu Law p. 736. mulla's Hindu Law p. 334.

વચ્ચેજ ફરીથી એકત્રતા. ( ૪ ) તેમના વચ્ચે ફરીથી એકત્ર થવાનો ચોક્કસ અદ્વિતીય ભાષામાં વિચાર. ( ૫ ) અને ઉપર જણાવ્યા પ્રમાણે સંબંધ તથા સગપણ. આટલી પાંચ સ્થિતિ એકત્ર થાય તો ફરી સંયુક્તતા સંભવે. ફક્ત તેઓ સાથે રહેતા હોય, તેથી તેઓ બીજીવાર સંયુક્ત થયા છે એમ મનાય નહીં.[1] તેમ થવા માટે તો મીલકતમા અને હિતમા એકત્ર થવા ચોકક્સ વિચાર જોઇએ.[2] ફરીથી સંયુક્ત થનાર સભ્યો વચ્ચે ચોકક્સ કબુલાત જોઇએ. સગીર ઉમરનો માણુસ કબુલાત કરી શકે નહીં, તેથી તે ફરીથી સંયુક્ત થઇ શકે નહીં, અને તેવા સગીર ઉમરના સભ્ય તરફથી તેનો પિતા અથવા બીજો કોઇ પણ કબુલાત કરી શકે નહી.[3] એક વાર વહેંચણ થઇ હતી એમ સાબીત થાય કે તરતજ સંયુક્તતાનું અનુમાન અદશ્ય થાય છે.[4] જે એમ કહે કે ફરીથી સંયુક્ત થયા છીએ, તેને એ સાબીત કરવું પડે.[5] એકવાર સંયુક્તતા તુટયા પછી, અને એકના જુદા થયા પછી બાકીના સભ્યો સંયુક્ત ચાલુ રહ્યા તે તેમની રહેણી કરણી તથા ધધાની રીત ઉપરથી અનુમાન કરી શકાય.[6]

( ૩૪ ) કેટલીક મીલકત વહેંચાય એવી (partible) હોય છે અને કેટલીક વહેંચાય નહી એવી (impa-

અવહેંચણીય મીલકત rtible) હોય છે. અત્યાર સુધી વહેંચણીય

---

(૧) 15 W. R. 442 રામપુરી વિ ત્રિદિરામ (૨) 30 Cal. 738 બાલકીશન વિ. રામનારાયણ (1923) 50 I A 192 જટી વિ. બનવારીલાલ (૩) 30 Cal. 725 (p. ०) બાલાબક્ષ વિ. રૂક્ષ્માબાઇ. (૪) 35 Bom. 293 આનંદીબાઇ વિ. હરી. (૫) 30 Cal. 738 and 725. (૬) 52 I A. 63. પલાની અમ્માલ વિ. મુથુ (1926) Bom. L. R, 1446 બાબન્ના વિ. પરવ

મીલકત સંબંધી આપણે વિચાર કર્યો. હવે અવહેંચણીય મીલકત સંબધી વિચાર કરીએ. કઇ મિલકત અવહેચણીય કહેવાય ? રીવાજથી અથવા સરકાર સાથેની સરતથી અથવા કુળાચારથી જે મીલકતની વહેંચણુ ન થાય પરંતુ વડીલ પુત્રનેજ જાય અથવા જ્યેષ્ટ પુત્રના જ્યેષ્ટ પુરૂષ વંશજોનેજ જાય તે મીલકત અવહેંચણીય કહેવાય છે. આવી અવહેંચણીય મીલકત વડીલોપાર્જીત હોઇ શકે તેમજ સ્વતંત્ર પણુ હોઇ શકે. આવો ગુણ મીલકતને લાગે છે.[1] જો અમુક જાતની નોકરી અથવા મદદના બદલામા સરકાર તરફથી કોઇ મીલકત આપવામા આવે તો, તે મીલકત અવહેચણીયજ ગણાય.[2] રીવાજ હોય તો આવી મીલકત સાધારણુ રીતે વેચી શકાય નહીં તેમજ તેના ઉપર બીજો બોજો પણુ થઇ શકે નહીં.[3] પરતુ જો જરૂર પડે તો તેનો જીદગીપર્યંતનો હક વેચી શકાય અથવા તેવો હક ગીરો મૂકી શકાય. એવી જાતના દેવા પેટે થએલા હુકમનામાની બજવણીમા વેચી શકાય.[4] પરંતુ જો તેવા માણુસને ત્યાગવૃતિ થઇ હોય તો, મીલકતનો ત્યાગ કરી, તેના જ્યેષ્ટ પુત્રને સોપી શકે જો ખાસ એવો કુળાચાર ન હોય, અથવા તેની મીલકતનો એવો ખાસ ગુણુ ન હોય, તો તે અવશ્ય તેની મીલકતનું વીલ કરી શકે તથા બક્ષીસ પણુ કરી શકે,[5] પ્રાથમિક અનુમાનથી એવી અવહેંચણીય મીલકત વેચી શકાય એમ ગણાય છે.[6] તેનુ કારણુ એમ જણાય છે કે અવહેચણીયતાનો ગુણુ રીવાજથી પડેલો છે; અને તેના ગુણુને લઇને તે મીલકત એકત્ર ગણાય નહીં. તેને લીધે બીજા કૌટુમ્બીક સભ્યોના તેની મીલકતમા

(૧) 42 Cal 582 એકાદેશ્વર વિ. જનેશ્વર. (૨) 20 Bom. 495 ત્રંબક વિ. લક્ષ્મણુ 41 Mad 296 (p c) સેતુરામા વિ મેરૂશ્વામાપર (૩) 32 Cal. 158 ગોપાલ વિ. રઘુનાથ. (૩) 21 M L. J, 351 વેકટા વિ ઉદાગીરી (૪) 29 Mad 484 વીરસુરપ્પા વિ એરપ્પા (૫) 10 All. 272 સર્વજ વિ. દેવરાજ. 22 Mad. 383 વેંકટા શર્મા. (૬) 36 Cal 943 દુર્ગાદત્ત વિ. રામેશ્વર.

માલીકી-હક નથી.[1] જો રીવાજથી તે મીલકત વેચી 'શકાય'નહીં એમ હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે ખાસ જરૂરીઆત હોયં તોજ જીંદગીપર્યંતનો હક વેચી શકાય.[2] પરંતુ જો કોઇ મીલકત,' નોકરીના બદલામાં અથવા એવા બીજા કોઇ અંગત 'કાર્યના બદલામાં આપવામા આવી હોય તો તેમાં પ્રાથમીક એમ મનાય છે કે તે બીલકુલ વેચી શકાય નહીં, તેમ તેના ઉપર બોજો થઇ શકે નહીં.[3] પરંતુ જીંદગીપર્યંતના હક ઉપર બોજો થઇ શકે, તેમજ' તેવો હક વેચી શકાય. અવહેંચણીયતાનો ગુણ નીચે દર્શાવેલા કારણોને લીધે આવે છેઃ—( अ ) કોઈ કાયદાને લીધે ( ब ) સરકાર તરફથી ગ્રાંટ આપવામાં આવી હોય તેને લીધે. ( क ) રીવાજ ( ख ) કુળાચાર ( ग ) અને એવી મીલકતમાં થએલા વધારાને લીધે. કબુલાતથી કોઇ મીલકત અવહેંચણીય બનાવી શકાય નહીં.[4]

**અવિભાજ્ય મીલકત કઇ હોઇ શકે.**

( ૩૫ ) આવી અવિભાજ્ય મીલકત નીચે જણાવેલી જાતની હોય છે—રાજ અથવા જમીનદારી[5]—મદ્રાસ ઇલાકામાં, પલેયામ— નોકરી પેટે જાગીર— વતન અને સરંજામ[6]—ઘણા ભાગે જાગીર એટલે સરકારી મહેસુલનો અમુક ભાગ.

(૧) 41 Mad. 778 (p. c.) રામરાવ વિ. પીતાપુરના રાજા. 29 Bom. 51 બચુ વિ. માનકોર. 10 All. 272 સતંજ વિ. દેવરાજ. 43 All 228. (૨) 32 Cal 158 ગોપાલ વિ. રઘુનાથ. (૩) (1922) p. c. 623. બહાદુરસીંગ વિ. બાલચંદ. (૪) 34 All. 65 સુખરાજ વિ. હરપાલ 36 Bom 53 પીરોજશાહ. 28 All. 883 જાફરી બેગમ. 37 All 155 મુકરજી વિ. અફજલ. 28 All. 627 ભીરોશ્વર વિ. રામપ્રસાદ. 42 All. 30 રૂપસીંગ વિ. બબુતી. (૫) 43 All. 228 બૈજનાથ વિ. તેજઅલી '28 Mad. 508 ઉદયારનો કેસ (૬) 36 Bom 639 રાધેશ્યામરાવ વિ. લક્ષ્મણરાવ '6 Bom 598 રામચંદ્ર વિ વેંકટરાવ, 15 Bom. 247 નારાયણ. વિ: વાસુદેવ. 39 Cal' 696 દુર્ગાપ્રસાદ. વિ. બ્રીજનાથ

જમીનમાં ભાગ નહીં.[1] ઘણું ભાગે આવી જાગીર જીંદગીપર્યંતનીજ હોય છે.[2] પરંતુ જો જાગીરમાં 'વાલીવારસો" એમ લખ્યું હોય તો 'જીંદગીપર્યંતની જાગીર મનાય નહીં. એકલો "પુત્રપૌત્રાદી" લખ્યું હોય તો નક્કીપણે કહેવાય નહીં[3] ગેર વિગેરે જેવાં પદની પણ વહેંચણ થઇ શકે નહીં, જોકે તેની કમાણીની વહેંચણ થઇ શકે.[4] રાજ, જેવી જમીનદારી વિગેરે વહેંચાય નહીં. જો ભરણ-પોષણ માટે તેવી મીલકત આપવામા આવી હોય તો, તેની પણ વહેંચણ થઇ શકે નહી.[5] જો આવી મીલકત ભરણપોષણ માટે અંગત અપાઇ હોય તોજ ઉપરનો નિયમ લાગુ પડે છે. રીવાજ પડી ગયો હોય તો, તેથી પણ વહેચણ થઇ શકે નહીં.[6] જેમનામાં ગાદીનશીન કરવાનો કુળાચાર થઇ પડયો. હોય તેમનામાં વહેંચણ ન થઇ શકે, એ પ્રાથમીક રીતે મનાય છે.[7] મુંબાઇના દેશપાડે કુટુમ્બમાં એમ ઠર્યું છે કે એમનામાં વહેંચણ નહીં કરવાનો કુળાચાર પડી ગયો છે.[8] આને માટે રીવાજ કેવા પ્રકારનો હોઇ શકે તે આપણે પહેલાં વિચારી ગયા છીએ. આવી જાતની વહેંચણ નહીં કરી શકવાનો હક, મુદતથી (by prescription) પણ મળે છે.[9]

૩૬ (अ) આવી અવિભાજ્ય મીલકત, એક વખત, એકજ માણસની પાસે હોય.[10]

---

(૧) 41 Bom. 408 ગુરરાવ વિ. સેક્રેટરી (૨) 36 Bom 639 રાઘોજી વિ. લક્ષ્મણ. 46 Cal.683 રામનારાયણ વિ રામસરણ. (૩) 15 Bom 222 દાસી વિ. ઈશ્વરદાસ. 6 Bom. 596 ગુલાબદાસ વિ કલેક્ટર. (૪) 36 Bom. 94 ઘેલાભાઇ વિ. હરગોવન. (૫) 36 Cal 948 દુર્ગાદત્ત વિ. રામેશ્વર. 10 All. 272 સર્તાજકુંવરી વિ. દેવરાજ (૬) 43 All 228 વેજનાથ વિ તેજબાલી (૭) 48 Cal. 997 મહતાબ વિ. બદનસીંગ 23, All. 37 ગરૂડધ્વજ વિ. સુપર્ણધ્વજ. (૮) 10 Bom 327 રામરાવ વિ. યશવંતરાવ. 40 All. 470 રાજેન્દ્ર વિ. રઘુવન. (૯) 31 Bom 329 ત્ર્યંબક વિ શેખગુલામ. (૧૦) 14 M. L A 570 રામલક્ષ્મી વિ શિવનામી, 21 Mad. 147 પલ્લિગાડાનો કેસ. 41 Mad. 778 રામરાવ વિ રાજા

**અવિભાજ્ય મીલકતના ગુણો.**

(अ) જેના હાથમા એવી મીલકત હોય, તે સ્વતંત્ર માલીક ગણાય છે, અને તે બક્ષીસથી અથવા વીલથી બીજાને આપી શકે છે. તેમજ તે વેચી પણ શકે છે.[1]

(क) જેના હાથમા મીલકત હોય, તેના છોકરાઓનો તથા ભાઇઓનો ભરણપોષણનો હક છે. બીજા સગાઓનો તેવો હક છે કે નહીં તે રીવાજ ઉપર આધાર રાખે છે.[2]

(ख) પાટવી કુંવરને ફક્ત તેવી મીલકતની ગાદી ઉપર આવવાનો હક છે. આવો હક વર્તમાન ગણાય નહીં પણ ભવિષ્યનો ગણાય છે. અને તેથી તે એવો હક વેચી શકે નહીં; તેમજ બક્ષીસથી અથવા વીલથી આપી શકે નહીં, તેમજ તેવા હકની તે વહેચણ કરી શકે નહીં અને કોઇ ત્રાહીત તેવા હક ઉપર દાવો લાવી શકે નહીં[3]

(ग) આવી મીલકતનો વારસદાર ફકત પાટવી કુવરજ હોય છે; પાટવી કુવર ન હોય તો પાટવી પૌત્ર-પાટવી પ્રપૌત્ર વિગેરેને મીલકત મળે. આના સંબંધમા કુલાચાર હોવો જોઇએ[4]

(घ) વારસદાર તેના પિતાના બધા દેવા માટે જોખમદાર રહેતો

---

(૧) 10 All 272 સર્તાજ વિ દેવરાજ 22 Mad. 383 વેંકટા વિ કોર્ટ 29 Bom 51 બચુ વિ માનકોરબાઇ 41 Mad 778 રામરાવ વિ રાજા (૩) 29 Cal 433 પાર્વતી વિ જગદીશ (દાવો લાવી શકે નહીં) (૨) 9 Beng L R 377 ઠાગોર 12 B H C R 94 હિંમતસીંગ વિ. ગણપતસીંગ. 2 Bom 346 રામચંદ્ર વિ. સખારામ 41 Mad 778 રામરાવ વિ. રાજા 21 All 232 મહેશ વિ. દીપંપાલ. (૪) 36 Cal 481 લલિતેશ્વર વિ. રામેશ્વર

નથી. ફક્ત કુળાચારથી જે દેવા માટે તે બંધાઇ શકે તેવા દેવા માટે જોખમદાર રહે છે.[૧]

(ઙ) જો આવી જાગીરને અંગે, નોકરી કરવાની હોય અને તે નોકરી બંધ કરી હોય તો, તેથી મીલકતનો અવિભાજ્યતાનો ગુણ નષ્ટ થતો નથી તેમજ જો તેની મીલકત જપ્ત કરી, ફરી આપવામા આવી હોય તો પણ તેવો ગુણ રદ થતો નથી.[૨]

**અવિભાજ્ય મીલકતનો વધારો.**

( ૩૭ ) અવિભાજ્ય મીલકતનો વધારો, સાધારણ રીતે અવિભાજ્ય ગણાતો નથી. તે સ્વતંત્ર મીલકત ગણાય છે. સાધારણ એકત્ર મીલકતના નિયમ આને લાગુ પડતા નથી. જો અવિભાજ્ય મીલકતના ધણીને તેનો વધારો એની અવિભાજ્ય મીલકતમા મેળવવો હોય તો મેળવી શકે, અને તેમ કરવાથી સાધારણ એકત્ર મીલકતના નિયમો પછી લાગુ પડે છે.[૩] તેનુ મુખ્ય કારણ એમ છે કે આવા જમીનદારી અથવા રાજ, કુળાચાર અથવા રીવાજથી બનેલા છે, તેથી સાધારણ એકત્ર મીલકતના નિયમો લાગુ પડતા નથી. આવી જમીનદારીનુ મુખ્ય તત્વજ એ છે કે એકત્ર અને અવિભક્ત કુટુમ્બ નથી.[૪] કરારથી મીલકતને અવિ-

---

(૧) 5 Cal 256 નીલમણી વિ હીરૂ (૨) 12 B H C R. 224 સાવિત્રી વિ આનંદરાવ 9 Bom 198 રાધાબાઇ વિ અનંતરાવ. 10 Bom 327 રામરાવ વિ યશવંતરાવ (૩) (1923) 2 Pat. 319 જગદંબા વિ. નારાયણ=50 I A I 35 All 391 જાનકી વિ. દ્વારકા 38 All 552 મુર્તઝા વિ મહમદ 27 Cal 433 પાર્વતી વિ. જગદીશ. (૪) 41 Mad. 778 રામરાવ વિ રાજા. 29 Bom 51 બચુ વિ માનોર. 10 All 272 સર્વજ વિ દેવરાજ જુઓ 32 I. A. 261 અને 48 I A 195.

ભાજ્ય બનાવી શકાય નહીં,[૧] તેમજ એવી મીલકત હોવાને માટે રીવાજ, કુળાચાર અથવા કાયદો જોઇએ.[૨] તેથી તે અવિભાજ્ય છે એમ કહેવું અને સાબીત કરવું જોઇએ.

**અવિભાજ્ય મીલકત અને ભરણ પોષણ.**

( ૩૮ ) અવિભાજ્ય મીલકત, એકત્ર વડીલોપાર્જીત મીલકત ગણાતી નથી, તેથી પુત્રો અને ભાઇઓ[૩] શિવાય બીજા સગાઓને ભરણ–પોષણનો હક ર્‌હેતો નથી. જો બીજા સગાઓ એવો હક માગતા હોય તો રીવાજથી અથવા કુળાચારથી પ્રતિપાદિત કરવો જોઇએ.[૪] જ્યા સુધી એવો હક છે એમ કહી, સાબીત કરે નહીં ત્યા સુધી માનવામા આવે નહીં ભરણ પોષણ માટે કેટલી રકમ જોઇએ તે સવાલ કૌટુમ્બીક સ્થિતિ, તેમની જરૂરીઆતો તથા દુનીઆમા તેમનું સ્થાન વિગેરે વસ્તુસ્થિતિ ઉપર આધાર રાખે છે.[૫] પુત્રો અને ભાઇઓના સંબંધમા રીવાજ અથવા કુળાચાર દર્શાવી સાબીત કરવાની જરૂર નથી કારણ તેમનો હક સર્વ રીતે ગ્રાહ્ય ગણાયોજ છે.[૬] આવી અવિભાજ્ય મીલકતની ઉપજમાથી જો થોડો ભાગ ભરણ પોષણ માટે કોઇને આપવામાં

---

(૧) 27 Bom 353 (p c) વિનાયક વિ ગોપાળ. 36 Bom 53 પીરોજશા વિ. મણીભાઇ 20 Mad 256 શ્રી રાજા વીરાવરાનો કેસ. (૨) 10 All 272 સર્તજ વિ. દેવરાજ, 22 Mad 383 વેંકટા વિ. કોર્ટ. 1 B. H C R (App) 42 બસવંત વિ મંતપા. (૩) 12 B H. C R 94 હીમતસીંગ વિ. ગણપતસીંગ 2 Bom 346 રામચંદ્ર વિ સખારામ 41 Mad. 778 રામરાવ વિ રાજા (૪) 5 Cal. 256 નીલમણી વિ હીંગુલાલ જુઓ 41 Mad 778 (૫) 21 All 232 મહેશ વિ દીર્ગપાલ (૬) જુઓ ઉપર (1) મા જણાવેલા કેસો 24 Mad. 147 પલગાડાનો કેસ 38 Mad 508 ઉદયારનો કેસ.

આવ્યો હોય તો તેના હયાતી બાદ, આપનાર ધણીને અથવા તેના વારસને પાછો જાય છે.[१] પરંતુ જો સનદમાં 'પુત્ર-પૌત્રાદી' વિગેરે શબ્દો હોય તો તેની હયાતી બાદ આપનાર ધણીને તે ભાગ પાછો જાય નહીં, પણ તેના પુત્ર-પૌત્રાદી વાપરી શકે.[२] જો વિરૂધ રીવાજ ન હોય તો. આવી રીતે મળેલી મહેસુલ વેચી શકાય છે.[३] પણ આવી મીલકત વડીલોપાર્જીત ગણાય છે, અને તેથી વડીલોપાર્જીત મીલકતને લાગુ પડતા નિયમો આવી મીલકતને પણ લાગુ પડે છે.[४]

**વારસાઈ હક.** (૩૯) સાધારણ વિભાજ્ય મીલકતને જે વારસદારો હોય છે તેજ પ્રમાણે સાધારણ રીતે આવી મીલકતને પણ હોય છે. ફેર એટલોજ હોય છે કે જો ખાસ રીવાજ, કુળાચાર અથવા કાયદો હોય તો પાટવી કુંવરજ વારસદાર ગણાય અને બીજા ભાઈઓને ભરણ પોષણનોજ હક રહે.[५]

**પાટવી કુંવર કોણ?** પાટવી કુંવર એટલે પ્રથમ જન્મેલો જ્યેષ્ટ પુત્ર, પછી તે બીજી પત્નીનો પુત્ર હોય કે પ્રથમ પત્નીનો હોય. પ્રથમ પત્નીનો પ્રથમ પુત્ર હોવોજ જોઇએ. એમ નહીં, ગમે તે પત્નીનો પ્રથમ જન્મેલો પ્રથમ પુત્ર હોવો

જોઇએ એટલે બસ.[1] પરંતુ જો કોઇ કુટુમ્બમાં ખાસ રીવાજ હોય તોજ પ્રથમ પત્નીના પ્રથમ પુત્રનેજ પાટવી કુંવર ગણવામાં આવે છે.[2] એજ પ્રમાણે દરેક પાટવી કુંવરનેજ વારસદાર ગણવામાં આવે.

**શૂદ્ર.**

કોઈ શુદ્રને દાસીપુત્ર હોય અને ઔરસ પુત્ર હોય, તો ઔરસ પુત્રને હકદાર ગણવામાં આવે. પરંતુ જો ઔરસ પુત્ર અપુત્ર મરણ પામે તો દાસીપુત્ર વારસ ગણાય.[3] સગાભાઇઓ અને સાવકાભાઇઓમાં ફેર ગણવામા આવતો નથી.[4] જો વડીલોપાર્જીત અવિભાજ્ય મીલકત હોય તો પાટવી કુંવરનેજ મળે. જો પાટવી કુંવર હોય નહીં અને તેનો વંશ ખલાસ થતો હોય, તો તેનાથી તરતજ નાના અને બીજા જ્યેષ્ટ પાટવી કુંવરને અથવા તેના વશજ પાટવી કુંવરને મીલકત મળે. જેમ વિભાજ્ય મિલ્કતમાં પાસેના સગાને મળે છે, એવો નિયમ આમા નથી.[5] જો ખાસ રીવાજ ન હોય તો કોઇ સ્ત્રી વારસને આવી મીલકત મળે નહીં. પરંતુ જો પુત્ર ન હોય અને વિધવાજ હોય તો વિધવાને પોતાની હયાતિ સુધી મળે છે[6]

**સ્ત્રીઓનું સ્થાન**

(૪૦) સાધારણ નિયમ પ્રમાણે, અવિભાજ્ય મીલકતમા સ્ત્રીઓ હકદાર વારસ હોતી નથી. પરંતુ જો એવો રીવાજ હોય કે સ્ત્રીઓને હકદાર વારસ ગણવી, તો તેમનો હક ગણાય છે.[7] જેવો સ્વતંત્ર મીલકતમાં તેમનો હક હોય છે, તેવોજ હક હોય છે.[8]

---

(૧) 14 M. I. A. રામલક્ષ્મી વિ. શિવનાથ. 23 All. 369 જગદીશ વિ. શીવ. (૨) 22 Mad. 515 રામસામી વિ. સુંદર. (૩) 18 Cal. 151 જોગેન્દ્ર વિ. નિત્યાનંદ. (૪) જુઓ 17 Mad 316 & 423 (૫) (1921) 43 All. 228 બૈજનાથ વિ. તેજબલીસીંગ 38 Mad. 501 કલીઆના વિ. કામી (૬) 6 Mad. H. C. 93 વેનુમુવા. (૭) 9 Beng. L R. 274 હીરાનાથ વિ. રામનારાયણ. 2 I. A. 263 ચિંતામણ વિ નંવલખો 7 All. I. રૂપસીંગ વિ બૈસણી (૮) 29 Cal. 828 રામ વિ. જાનકી 12 M. I. A. 1 બીરપ્રતાપ વિ. રાજેન્દ્ર.

# [ ૫ ]

## સ્ત્રીધન અને સ્ત્રીની મીલકત.

પૂર્વ પશ્ચિમમાં ફેર.

( ૧ ) સ્ત્રીધન અને સ્ત્રીની મીલકત એ વિષય ઘણો ગુચવાડાભરેલો છે. જીમુતવાહન એમનો 'દયા ભાગ' લખ્યા પછી પણ એ પ્રમાણે કહે છે. જેમ પ્રગતિ થતી ગઇ તેમ પશ્ચિમમા સ્ત્રીની મીલકતના હકમા ફેર પડતો ગયો, અને તેમને વધુ હક મળતા ગયા; પરંતુ આ દેશમા તેમના હક સ્થિર સ્થાઇ રહ્યા. મીલકત ઉપર સ્ત્રીના બે પ્રકારના હક છે—સ્વતત્ર અને મર્યાદીત. જેના ઉપર સ્વતંત્ર હક હોય છે તે 'સ્ત્રીધન' કહેવાય છે. રોમમાં સ્ત્રીઓને એ પ્રકારનો હક મળ્યો, તેના ઘણા વર્ષ પહેલા આપણા દેશની સ્ત્રીઓને આ હક મળ્યો હોય એમ ચોક્કસ લાગે છે; પરતુ પાછળથી તે હક વિસ્તૃત થવાને બદલે સંકુચિતજ રહ્યો.

તેના કારણો પણ ઘણા દેખાય છે. પલ્લાનો રીવાજ તો ઘણા જૂના સમયનો હોય એમ લાગે છે પૂર્વના વખતમા પલ્લા શિવાય બીજી સ્ત્રીધન મીલકત હોય એમ દેખાતી નથી. પલ્લા ઉપર અબાધીત અને સ્વતંત્ર હક હોય છે[1] તે મીલકતના ઉપર ધણીનો કોઇ પણ

**સ્ત્રીધન**

જાતનો હક હોતો નથી. ત્યાર પછી, ધીમે ધીમે સ્ત્રીને મીલકતના ઉપર બીજા હક મળતા ગયા, અને તેવા હકવાળી મીલકત પલ્લાના જેવીજ ગણાતી ગઇ તેવી જાતની બધી મીલકત તે સ્ત્રી-ધન.

**સ્ત્રીધનનો હક ઇતિહાસ.**

(૨) પાશ્ચાત્ય પ્રગતિને લીધે આપણામાં પણ સ્ત્રીઓને વિસ્તૃત હક આપવા વૃત્તિ થઇ છે. વૈદિક કાળમા જ્યારે પુખ્ત વયના સ્ત્રી પુરૂષો વચ્ચે ગાધર્વ અને ઐચ્છીક લગ્ન થતા હતા, ત્યારે સ્ત્રીઓને સ્વતંત્ર હક હતા એમ લાગે છે ચુકાદો આપતા, એક કેસમા એક પ્રખ્યાત જજ કહે છે કે, "વૈદીક સમયની ઝાખી રેખામા, લગ્ન કરનાર સ્ત્રી-પુરૂષમાં સમાનતા અને સ્વતંત્રતા હતા એમ માનવાને સબળ કારણો દેખાય છે. પિતા પુત્રીનો લગ્ન સબધ કરાવી આપતો હોય તો પણ પુત્રીની સમ્મતી લેવાતી હતી એમ લાગે છે, પરંતુ જ્યારે વેદ લખાયા ત્યારે બૌદ્ધાયનના લેખમા એમ મળી આવે છે કે " સ્ત્રીઓએ વેદ-પુસ્તકો વાપરવા નહીં-અને તેમને વારસો મળે નહીં, " આ પ્રમાણે તપાસતા એમ લાગે છે કે આદિ સમયમા સ્ત્રીઓની સ્થિતિ પશ્ચિમના કરતા પણ આપણા પ્રદેશમા સારી હતી જેમ સમય બદલાતો ગયો, અને વાતાવરણમા તથા રાજ્ય સ્થિતિમા ફેરફાર

---

[1] Maine Early Institutions-321-24-Gour's Hindu Code (1923) page 1174, Mulla Hindu Law (1926) p ૧૧૧.

થતા ગયા તેમ તેમ સ્ત્રીઓના હકમાં ફેર પડતા ગયા, અને સ્ત્રીધનના સંબંધમા પણ તેમજ થયું હોય એમ લાગે છે. જ્યારે મનુ મહારાજને સ્મૃતિ લખવાનો પ્રસંગ આવ્યો, ત્યારે સ્ત્રીઓને-તે વખતના સંજોગોને લીધે-બીજા ઉપર આધાર રાખવાની ફરજ પડી હશે એમ લાગે છે. આજ કારણને લીધે મનુ મહારાજ તથા બીજા સ્મૃતિકારોએ સ્ત્રીઓને સંકુચિત વારસાઇ હક આપ્યા હશે. જો આપણે કલ્લુકભટની ટીકા વગર તપાસીએ તો પત્ની અને પુત્રીને વારસામાથી બાતલજ કરવામા આવ્યા છે[1] મનુ મહારાજે સ્ત્રીની છ જાતની મીલકત જણાવી છે. તેજ શ્લોક ઉપર મારામારી છે બગ પ્રદેશમા એમ માન્યતા છે કે એ છ જાત સિવાય બીજી મીલકત હોઇ શકેજ નહીં. જ્યારે ગુજરાતમા એ સબંધમા ઉદાર ભાવના છે. આખા હિંદુસ્થાનમા એક બાબત સંબંધીજ મતફેર નથી. જ્યારે વિધવા તેના પતિની મીલકત વારસાઇ હકથી મેળવે છે, ત્યારે તેને સંકુચિત મીલકત મળે છે. તેવી મીલકત વિધવાના હાથમા સ્ત્રીધન ગણાતી નથી. ગુજરાતમા જો વિધવા સિવાય બીજી કોઇ સ્ત્રી -જેવી કે બ્હેન-પુત્રી-વારસામા મીલકત મેળવે તો તે સ્ત્રીધન ગણાય છે- બીજા પ્રદેશમા એમ નથી પણ સંકુચિત ભાવના છે. ટીકાકાર વિજ્ઞાનેશ્વરના મયુખ કાયદા પ્રમાણે બ્હેન અથવા પુત્રીના મરણ બાદ તેવી મીલકત સ્ત્રીધન-વારસોને મળે છે જ્યારે બીજા પ્રદેશોમા મૂળ મીલકતદારના વારસોને મળે છે. ગુજરાતમા આટલી ઉદાત્ત ભાવના છે. એકજ આદ્ય શ્લોક ઉપર જુદા જુદા સ્મૃતિકારોના અભિપ્રાય તપાસ્યા, અને સ્મૃતિકારોના ટીકાકારોના અભિપ્રાય પણ જોયા. એકજ શ્લોક ઉપરથી આટલો વિવાદ થઇ, જુદી જુદી શાખાઓ થઇ. અત્યારના સમયમા સ્મૃતિકારના ટીકાકારો

1 8 B H C R (O C) 244, 258 વિજયરંગાય વિ. લક્ષ્મણ.

( विवाहकाले यत्स्त्रीभ्यो दीयते अग्निसन्निधौ ।
तदध्यग्निकृत सद्भि स्त्रीधन परिकीर्तितम् ॥ )

(आ) આધ્યાવાહનીક–કાત્યાયન મૂની પ્રમાણે, જ્યારે વર–વધુને કન્યાના પિતાને ઘેરથી વરઘોડાના રૂપમા સાસરે લઇ જવામા આવે છે, તે વખતે જે મીલકત મળી હોય તે આની અંદર નીચે જણાવેલી મીલકતોનો પણ સમાવેશ થાય છે સાસરે જાય ત્યા સુધીમા બક્ષીસ મળી હોય તે–પહેરામણીમા મળેલી મીલકત–વિ

(इ) પ્રીતિદત્ત–સાસુ અથવા સસરા તરફથી પ્રીતિમા મળેલી મીલકત

પાદ વંદનીક —લગ્ન પછી પ્રણામ કરતી વખતે, મુરબ્બીઓ તરફથી મળેલી ભેટ [1]

(ई) પિતા તરફથી મળેલી બક્ષીસ

(उ) માતા તરફથી મળેલી બક્ષીસ

(ऊ) ભ્રાતા તરફથી મળેલી બક્ષીસ

બધા ટીકાકારો સર્વાનુમતે એમ માને છે કે ઉપર જણાવેલા છ પ્રકારથી બધી જાતના સ્ત્રીધનનો સમાવેશ થતો નથી ફક્ત તે દાર્શનીકજ છે

વિષ્ણુ મહારાજ નીચે જણાવેલી મીલકતનો ઉમેરો કરે છે —

( ૧ ) આધિવેદનીક–જ્યારે બીજી સ્ત્રી પરણે, ત્યારે પતિ તરફથી પ્રથમ પત્નીને મળેલી બક્ષીસ

( १ ) प्रीत्या दत्त तु यत्किंचिच्छ्वश्र्वा च श्वशुरेण वा ।
पादवन्दनिक चैव प्रीतिदत्त तदुच्यते ॥

આ જાતના સ્ત્રીધન ઉપર, મોક્ષ-વિધવા કરતા તેના દિઅર અથવા ભત્રીજાનો પ્રથમ હક રહે છે.[1]

( ૨ ) અન્વાધેયક-કાત્યાયન મુની પ્રમાણે—સ્ત્રીને, લગ્ન પછી, પોતાના શ્વસુર અથવા માતૃપક્ષ તરફથી જે બક્ષીસ મળે તે આ સ્ત્રીધનમા બન્ને પક્ષ તરફથી, લગ્ન પછી, મળેલી મીલકતનો સમાવેશ થાય છે.[2]

( ૩ ) શુલ્ક-જુદા જુદા પ્રદેશમા આનો જુદો જુદો અર્થ થાય છે. પરંતુ આપણા ગુજરાતમા, શુલ્કનો અર્થ પલ્લુ તથા મધુપર્ક કરે છે કાત્યાયન મુની પ્રમાણે ( મયુખમા પણ તેજ પ્રમાણે ) ઘરવખરાના વપરાસની ચીજો જેવી કે ઘરઉપયોગના વાસણો-ગાય, ભેસ, બળદ-વિગેરેના બદલામા જે રકમ આપવામા આવે તે

( ૪ ) પુત્ર અથવા બીજા સગા તરફથી મળેલુ પ્રીતિદાન.

મનુમહારાજે જણાવેલા કેટલીક જાતના સ્ત્રીધનનો ઉલ્લેખ વિષ્ણુ મહારાજ કરતા નથી

કાત્યાયન મુની, મનુમહારાજે વર્ણવેલ સ્ત્રીધનનો સમાવેશ કરે છે અને વધારામા શુલ્ક પણ જણાવે છે; પરંતુ કાત્યાયનની અધ્યાગ્નિ અને આધ્યાવાહનીકની વ્યાખ્યા જરા વિસ્તૃત છે. તેમા બહારના માણસોની બક્ષીસનો પણ સમાવેશ થઇ જાય છે પરંતુ કાત્યાયન મુનીની વ્યાખ્યા બધી શાખાઓએ સ્વીકારી છે, અને તેથી આપણા

( ૧ ) 6 Bom L. R 17. હંસરાજ વિ. કેસરબાઇ. ( ૨ ) 3 Bom. 201 સીતાબાઇ વિ. વસંતરાવ 34 Bom 384 દયાળદાસ વિ. સાવીત્રીબાઇ

ગુજરાતમા પણ તેજ વ્યાખ્યા પ્રચલિત છે. પરંતુ તેજ મૂનીમહારાજ પ્રમાણે, જો કોઇ સ્ત્રી પરણ્યા પછી અને પતિની હયાતિમાં બહારના માણસો પાસેથી બક્ષીસમા મીલકત મેળવે અથવા કામકાજ કરીને પણ મેળવે, તો તેવી મીલકત ઉપર સ્ત્રીનો વપરાશ માટે સંકુચિત હક રહે છે. તેવી મીલકતના ઉપર પતિનો પ્રધાન સ્વર રહે છે. કુંવારી સ્થિતિમા અથવા વૈધવ્ય સ્થિતિમા મેળવેલી મીલકતનો એના સમાવેશ થતો નથી, એ ધ્યાનમા રાખવાનું છે.

બધા સ્મૃતિકારોના અભિપ્રાય પ્રમાણે પતિએ આપેલા વસ્ત્રાલંકારો સ્ત્રીધનમાં ગણાય છે. પરંતુ આપણી કોર્ટોએ એવા બધા વસ્ત્રાલંકારોને અમર્યાદીત સ્ત્રીધન તરીકે ગણ્યાં નથી. જો ઘણાજ કીંમતી હોય, તો તેના ઉપર પતિનો સ્વામીત્વ હક ગણી, ટાચો મારી આપી છે. આ પછી ચર્ચીશું.

યાજ્ઞવલ્ક્ય મૂનીની આપેલી વ્યાખ્યા હવે તપાસીએ લગ્ન વેદી ઉપર અગ્નિની સાન્નિધ્યમા, પિતા–માતા–પતિ અથવા ભ્રાતા તરફથી મળેલી બક્ષીસ; અથવા બીજી સ્ત્રી પરણતી વખતે પતિ તરફથી મળેલી બક્ષીસ–આદિ ( અર્થાત વિગેરે )–આ પ્રમાણે એમણે વ્યાખ્યા કરી છે. આ વ્યાખ્યામા 'આદિ' શબ્દ વાપરેલો છે તે ખાસ ધ્યાનમાં રાખવાનો છે કારણ તે શબ્દ ઉપર ઘણો વિવાદ થએલો છે.

હવે આપણે બધી ઉપયોગી વ્યાખ્યાઓ તપાસી. આ ઉપરથી જણાશે કે સ્ત્રીધન એટલે 'સ્ત્રીની મીલકત' એમ નહીં, પરંતુ અમુકજ જાતની મીલકત તે સ્ત્રીધન.[1]

( ૧ ) Banerji's "Law of Marriage and Stridhan" 3rd Edn p 287.

ટીકાકારો શું કહે છે ?

( ૬ ) હવે આપણે ટીકાકારોની વ્યાખ્યા તપાસીએ. ટીકાકારોની વ્યાખ્યાજ ઉપયોગી છે કારણ કે ટીકાકારોની વ્યાખ્યા પ્રમાણેજ સ્મૃતિનો અર્થ કરવો. ન્યાયાધીશ પોતાની મરજી પ્રમાણે અર્થ કરી શકે નહીં. જો અમુક શાખામાં અમુક ટીકાકારની વ્યાખ્યા પ્રવર્તતી હોય તો ન્યાયાધીશ તે વ્યાખ્યા પ્રમાણે બંધાય છે.[1] આટલા પ્રમાણમાં સ્મૃતિકારોની વ્યાખ્યા પ્રધાન સ્વર ધરાવતી નથી.

વિજ્ઞાનેશ્વરની વ્યાખ્યા.

સર્વ ટીકાકારોમાં વિજ્ઞાનેશ્વરની ટીકા અગ્રસ્થાન ધરાવે છે. એમના પ્રમાણે નીચે જણાવેલી વ્યાખ્યા છે:— સ્ત્રીધન " એટલે-પિતાએ-માતાએ-પતિએ-ભ્રાતાએ આપેલું ધન; લગ્ન-વેદી ઉપર અગ્નિની સાન્નિધ્યમાં મામાએ આપેલી બક્ષીસ; બીજી સ્ત્રી કરતી વખતે પતિએ આપેલી બક્ષીસ; ' આદ્ય ' એટલે નીચે જણાવેલા પ્રકારથી મળેલી મીલકતઃ

( ૧ ) વારસામાં.
( ૨ ) વેચાણથી.
( ૩ ) વહેંચણમાં.
( ૪ ) વિરૂધ કબજાથી ( adverse possession )
( ૫ ) જડેલી મીલકત.

આવી બધી જાતની મીલકત સ્ત્રીધન ગણાય છે. " આ વ્યાખ્યા તપાસતાં એમ જણાય છે કે વિજ્ઞાનેશ્વરે,

પ્રીવી કાઉન્સીલનો મતફેર.

યાજ્ઞવલ્ક્યની વ્યાખ્યા ગ્રાહ્ય કરી, ' આદ્ય ' શબ્દમા પાંચ જાતની મીલકતનો સમાવેશ કર્યો છે. પરંતુ સને ૧૯૧૨ માં પ્રીવીકાઉ-

( ૧ ) 21 Mad. 100. સાલેમા વિ. લક્ષ્મણ. 12 M. I. A. 397–436. મદ્રાસના કલેક્ટર વિ. મુત્તુરામાલીંગા.

ન્સીલે એક કેસમા ચુકાદો આપતા, વિજ્ઞાનેશ્વરની વ્યાખ્યામાં 'આદ્યનો' વિસ્તાર પૂરેપૂરો સ્વીકાર્યો નથી. દેબી મંગલપ્રસાદ વિ. મહાદેવ પ્રસાદ 34 All. 234=39 I. A. 121. પ્રિવી કાઉન્સીલના વિચાર પ્રમાણે, વારસામા અને વહેંચણમાં મળેલી મીલકત, તે સ્ત્રીના સ્ત્રીધન વારસોને મળે નહીં. પરંતુ

કુટુમ્બમાં જન્મેલી અને કુટુમ્બમાં પરણેલી સ્ત્રીઓના હકમાં ફેર.

આપણા ગુજરાતના પ્રદેશમાં તે સ્થિતિમાં પણ ફેર પડે છે. જો બ્હેન અથવા પુત્રીને વારસામાં મીલકત મળે તો તે સ્ત્રીધન ગણાય અને સ્ત્રીધન-વારસદારને મળે. પત્ની-માતા અથવા વિધવા અથવા દાદીને વહેંચણમાં અથવા ધણીના વારસામાં મળે તો તે ઉત્તરવારસોને મળે. આ ફેર ઉપરથી આપણે ત્યાં સ્ત્રીધનના બે વિભાગ પડયા. હવે તો હિંદુ-લૉ ઇંગ્લીશ કોર્ટે લખ્યો તે પ્રમાણે થયો છે, એટલે એને અંગ્રેજી વિશેષણો લાગુ થઇ ગયાં છે. તે બે વિભાગનું નામઃ— ટેકનીકલ (technical) સ્ત્રીધન અને ૨) નૉન-ટેકનીકલ (non-technical) સ્ત્રીધન.

Technical and non-technical સ્ત્રીધન અથવા 'સત્ય સ્ત્રીધન' અને 'અસત્ય સ્ત્રીધન' અથવા 'પારિભાષીક' અને 'અપારિભાષીક' સ્ત્રીધન

આપણે આપણી ભાષામાં એને 'સત્ય-સ્ત્રીધન' અને 'અસત્ય-સ્ત્રીધન' એમ કહીશું. 'સત્ય-સ્ત્રીધન' અથવા 'પારિભાષીક-સ્ત્રીધન' અર્થાત ટેકનીકલ સ્ત્રીધન એટલે જે ધન ઉપર દરેક સ્ત્રીને અમર્યાદીત હક રહે છે, અને પછી સ્ત્રીધન-વારસોને જાય છે તે; 'નૉન-ટેકનીકલ' અથવા 'અસત્ય-સ્ત્રીધન' અથવા 'અપારિભાષીક-સ્ત્રીધન' એટલે જે સ્ત્રીધન 'જુદા સ્ત્રીધન-વારસોને જાય નહીં પણ ઉત્તરવારસોને જાય તે જાતનું સ્ત્રીધન. આ ફેરને લીધે સત્ય-સ્ત્રીધનમાંથી વહેંચણ અને પતિના વારસામાં મળેલી

મીલકત ( કુટુમ્બમાં પરણેલી સ્ત્રીઓને માટેજ ) નીકળી જાય છે. ટુંકાણમા આદ્ય સ્મૃતિકારોએ જે મીલકતને સ્ત્રીધન તરીકે જણાવી છે, તેજ મીલકત સત્ય-સ્ત્રીધનના નામથી ઓળખાય છે એમ લાગે છે. 'સત્ય-સ્ત્રીધન' અને 'અસત્ય-સ્ત્રીધન'ના વિભાગ, ખરૂં જોતા વારસાઇ હક નક્કી કરવા પાડેલા હોય એમ લાગે છે. આ વિભાગ ફકત ગુજરાત, મુંબાઇ અને કોંકણ દેશમાંજ છે, બીજે નથી.

( ૭ ) ઉપર આધારણ તો જણાવ્યું છે કે ૧૯૧૨ મા દેખી મંગળપ્રસાદના કેસમા ( 39 I. A. 121 ) પ્રીવી કાઉન્સીલે વિજ્ઞાનેશ્વરની વ્યાખ્યા પૂરેપૂરી કબુલ રાખી નથી. એક સ્ત્રી, પુરૂષની અથવા બીજી સ્ત્રીની મીલકત વારસામા મેળવી શકે. કુટુમ્બમા જન્મેલી સ્ત્રી આવી બન્ને જાતની મેળવેલી મીલકતને સત્ય-સ્ત્રીધન અથવા પારિભાષીક-સ્ત્રીધન ગણી શકે. પરંતુ કુટુમ્બમા પરણેલી સ્ત્રી ( જેવી કે દાદી-માતા-વિધવા ) જો પતિ પાસેથી વારસામા અથવા વહેંચણમાં મીલકત મેળવે તો તે સ્ત્રીધન ગણાય નહીં. આવી મીલકત તેના સ્ત્રીધન વારસોને મળે નહીં પણ ઉત્તર-વારસોને મળે.[1] પરંતુ જો એ સ્ત્રી બ્હેન અથવા પુત્રી હોય તો તે સ્ત્રીધન ગણાય અને સ્ત્રીધન-વારસોને મળે, તેમજ કોઇ સ્ત્રી પાસેથી વારસામાં મળે તો તે પણ સ્ત્રીધન ગણાય અને સ્ત્રીધન વારસોનેજ મળે. આ ફકત મુબાઇ અને ગુજરાતમાજ છે.[2] આ સંબંધમા એટલું જણાવવું જોઇએ કે મુંબાઇ અને ગુજ-

---

( ૧ ) 11 M. I. A. 487. ભગવાનદીન વિ. મ્યાનબાઇ. 11 M. I. A. 139. ઠાકોર વિ. બાલકરામ. ( ૨ ) 30 Bom. 229. ભાઉ વિ. રઘુનાથ. 17 Bom. 690. ગદાધર વિ. ચંદ્રભાગાબાઇ. 47 I. A. 213. બલવંતરાવ વિ. બાજીરાવ. 25 All. 464 શીવશંકર વિ દેખી.

રાત સ્ત્રીઓ પ્રત્યે ઉદાત્ત છે. બંગાળ–બનારસ–મિથિલા–મદ્રાસ વિગેરે પ્રદેશોમા સ્ત્રીઓને આટલા હક નથી. ત્યા તો સ્ત્રીધનના હક ઘણાજ સંકુચિત છે.

(૮) હવે આપણે આવા પ્રકારના ધનના ખાસ તત્ત્વો તપાસીએ. હિંદુ સ્ત્રીને મીલકત મેળવવાના મૂળ ખાસ તત્ત્વો અને ઘણા છે. ખાસ કરીને નીચે જણાવેલાઃ—

**સ્ત્રીધનના મૂળ.**

પ્રથમ આપણે સ્ત્રીના બે વિભાગ પાડીએઃ—(૧) કુટુમ્બમા જન્મેલી. (૨) કુટુમ્બમા પરણેલી.

હવે મૂળ જોઇએ.

(૧) બક્ષીસમા (૨) વારસામા (૩) વહેચણમા (૪) આ મીલકતની બચત અને આવક (૫) સરકાર તરફથી અથવા કોઇના વીલમાથી જે મીલકત ઉપર સ્વતંત્ર માલકીના હક બક્ષ્યા હોય (૬) જાત મહેનતથી અથવા સ્વકલાકૌશલ્યથી (૭) વહેંચણના ભાગને બદલે, પત્ની અથવા વિધવાને જે મીલકત ભરણ પોષણ માટે આપવામા આવી હોય તે (૮) ઉપર જણાવેલી મીલકતમાથી વેચાણ લીધેલી મીલકત અથવા તેનાથી થએલો વધારો (૯) વિરૂદ્ધ કબજાથી (adverse possession) (૧૦) લગ્ન–ભેટ અથવા યૌતક અર્થાત (ક) અધ્યાગ્નિક (ખ) આધિવેદનીક (ગ) શુલ્ક અથવા પલ્લુ, મધુપર્ક વિ. (૧૧) અયૌતક અર્થાત. (ક) અન્વાધેય. (ખ) આધિવેદનીક. (ખ) સૌદાયિક.

આ પ્રમાણે અગીઆર પ્રકારથી સ્ત્રીધન મેળવી શકે, તેને સાધારણ શબ્દમા સ્ત્રીધન કહે છે. ઉપર જણાવ્યું છે તેમ બધા પ્રકારથી મેળવેલી મીલકત સત્ય અથવા પારિભાષીક સ્ત્રીધન ગણાતું

નથી સત્ય-સ્ત્રીધન કયુ તે નક્કી કરવા નીચે જણાવેલી સ્થિતિ જાણી, નક્કી કરવી જોઇએ —

( ૧ ) જે પ્રકારથી ધનપ્રાપ્તિ થઇ હોય તેનો પ્રકાર ( ૨ ) ધન મેળવનાર સ્ત્રીની સ્થિતિ એટલે કે-કૌમાર અવસ્થા કે સૌભાગ્ય અવસ્થા કે વિધવા અવસ્થા અને ( ૩ ) કયા દેશની સ્ત્રી

( ૪ ) આવા વિભાગ પાડવાના મુખ્ય કારણ એ છે ધનના અને સ્ત્રીના પ્રકાર ઉપર તેના વારસાઇ-નિયમ બધાય છે અને સ્ત્રીના હક નક્કી થાય છે. સત્ય અથવા પારિભાષીક સ્ત્રીધનના વારસો જુદાજ હોય છે અને તે સ્ત્રીધન વારસો કહેવાય છે, જ્યારે અસત્ય સ્ત્રીધન તો ઉત્તરવારસોને જાય ઉપર આપણે જોયુ છે તેમ સત્ય સ્ત્રીધનનો આધાર સ્ત્રીની સ્થિતિ ઉપર રહે છે.

**આવા વિભાગનુ કારણ**

આપણે ગુજરાત અને મુબાઇની સ્ત્રીઓના હક વિષે જાણવુ છે કુટુમ્બમા જન્મેલી સ્ત્રીને ઘણાજ વિસ્તૃત અને સર્વ હક છે[1]

**મુબાઇ અને ગુજરાતની સ્ત્રીઓના હક**

( ૧૦ ) પેરા ૮ મા જણાવેલી સ્થિતિનો હવે બરોબર વિચાર કરીએ

( ૧૧ ) જો સ્ત્રીને તેના પતિ તરફથી અથવા તેના માત અથવા શ્વશુર પક્ષમાથી-તેની કૌમાર-સૌભાગ્ય કે વૈધવ્ય સ્થિતિમા ભેટ અથવા બક્ષીસ મળ્યા હોય અથવા વીલથી સ્વતંત્ર માલીકી

**ભેટ-બક્ષીસ વિ**

( ૧ ) મયુખ ૪-૧૦-૨૬ 8 B H C R. ( o c ) 244 વિજયરગામ વિ લક્ષ્મણ 11 Bom 285 ભાગીરથી વિ કનોજીરાવ 24 Bom 192 ગાધી વિ જડાવ 31 Bom 458 સુદર્શન વિ વમાસા

હકથી મીલકત મળી હોય તો તે સત્ય-સ્ત્રીધન ગણાય છે.[1] આવી રીતે જો અજાણ્યા માણસ તરફથી મળે તો પણ તે તેવુંજ સ્ત્રીધન ગણાય.[2] જો આવી રીતે સ્થાવર મીલકત આપવામાં આવે-પણ તે સ્વતંત્ર માલીકી હકથી આપવામાં આવે-તો સ્થાવર મીલકત પણ પારિભાષીક સ્ત્રીધનજ ગણાય છે[3] આવીજ રીતે જો પિતા તરફથી[4] માતા તરફથી[5] પુત્ર તરફથી[6] ભ્રાતા તરફથી[7] કોઇ-સાસુના છોકરા તરફથી[8] અથવા બીલકુલ બહારના માણસ તરફથી[9] અથવા સરકાર તરફથી[10] મળી હોય તે સત્ય સ્ત્રીધન ગણાય છે. જ્યારે વહેંચણ થાય ત્યારે, બધા સભ્યોની સંમતિથી કોઇ સ્થાવર મીલકત એક વિધવાને તેના ભરણ-પોષણ માટે સ્વતંત્ર માલીકી હકથી આપી દેવામાં આવે તો તે સ્ત્રીધન ગણાય.[11] તેવીજ રીતે જો અમુક ઘરેણાં

---

( ૧ ) 19 W. R. 264. જદુનાથ વિ. બસંત (પિતા તરફથી). 7 Bom 155. દામોદર વિ. પરમાનદાસ ( પતિ તરફથી ) 33 Cal. 25 (p. c) બસંતકુમારી વિ. કામીક્ષ્યા ( ભાઇ ) 32 Cal. 1051. અતુલ વિ. સન્યાસી ( પુત્ર તરફથી ) 31 Mad. 179. સાંબશીવ વિ. વ્યંકટેશ્વર ( ૨ ) 39 Mad 298 મધુકર અપ્પા વિ. સેવાયમ્મર. ( ૩ ) 2 Mad 333 (p c) વેંકટ. 10 All. 197. (p c) કકુ વિ. ગંગાપ્રસાદ. 30 Bom. 431. (p c) કેસરબાઇ વિ હંસરાજ. 4 Bom. L. R 555. ભેરામ વિ. કેશવજી ( ૪ ) 21 Mad. 58. મુથુપ્પુ વિ. અમ્માની. 11 W. R. 497. ગુરૂપ્રસાદ વિ. નાજર. 37 Cal. 362. પુરાસુંદ્ર વિ. ધીરજ. ( ૫ ) 37 Cal. 1. ચરમણ વિ. ગોપી. ( ૬ ) 5 W. R (mis.) 53 દુર્ગા વિ તેજુ ( ૭ ) 6 B. S. R 90. ગોરધન વિ. કીશન. 33 Cal. 23. (p c) બસંત વિ કામીક્ષ્યા. 5 All. 310. મુનીઆ વિ. પુરાણ. ( ૮ ) 1 Cal. 275. હરિમોહન વિ. સનાતન. ( ૯ ) 21 Mad. 100. સુલેમાન વિ લક્ષ્મણ. ( ૧૦ ) 21 Mad. 100 23 Mad. 47. સુભાષી વિ મુદલી ( ૧૧ ) 10 I. Cases 982. અમીબાઇ વિ. પુસો.

સ્વતંત્ર માલીકી હકથી આપી દેવામાં આવે તો તે પણ સ્રીધન ગણાય.[1] સૌદાયીક સ્રીધન પણ સત્ય-સ્રીધન ગણાય અને તેના ઉપર ત્રણે સ્થિતિ-કૌમાર-સૌભાગ્ય અને વૈધવ્યમા-સ્વતંત્ર અને સર્વ હક રહે છે.[2] આપણે ઉપર લખી ગયા છીએ કે કોઇ ખત અથવા વીલના આધારે પણ સ્રીને મીલકત મળે અને જો તેવી મીલકત સ્વતંત્ર અને સર્વ માલીકી હકથી આપવામાં આવે તો તે સત્ય-સ્રીધન ગણાય છે.[3]

**ભરણ-પોષણની મીલકત સ્રીધન.**

( ૧૨ ) હવે ભરણ-પોષણની રકમને બદલે અથવા તેને માટે મીલકત આપવામા આવે તેનો વિચાર કરીએ. કોઇ પણ સ્રીને ભરણ-પોષણ માટે માસીક અથવા એવી રીતે મીલકત આપવામા આવે તો, અને એવી રીતે અપાતી રકમ ચડી ગઇ હોય તો, અથવા એને માટે કોઇ ઉચક રકમ આપવામાં આવે તો, તે જાતની બધી મીલકત સત્ય-સ્રીધન ગણાય છે.[4]

---

(૧) 23 I O. 824 (૨) 30 Bom 229. બાબુ વિ. રઘુનાથ. 39 Mad. 298. મધુ વિ. સેલયમ્માલ. 12 Bom 505 બાઇ નર્મદા વિ. ભગવંતરાય (૩) 21 Bom 170 મોતીલાલ વિ. રતિલાલ 17 Bom 503, અન્નાજી વિ ચંદ્રાબાઈ 24 Cal 646. ભવતારીણી વિ પ્યારીલાલ 34 All 234 (p c) દેવી વિ. મહાદેવ. 25 All 468 (p c) શીવશંકર વિ દેવીસહાઈ also see p 476 ( p c. ) નાયકાણીઓ સ્રીધન મેળવી શકે કે કેમ ? તે સવાલ ઉભો થાય છે તેને માટે મુંબાઇ અને કલકત્તા હાઇકોર્ટોએ હકારમાં જવાબ આપ્યો છે. જુઓ 34 Bom. 553 અને 40 Cal 650 ( ૪ ) (1866) 5 W. R. (mis) 53 દુર્ગા વિ. તેજુ. ( પુત્ર તરફથી માતાને ભરણ-પોષણ માટે મળેલી રકમ ) 16 W. R 7c. કોર્ટ વિ મહેશ્વર. 28 Mad 1 સુબ્રામન્યા વિ અરૂનાચેલમ 17 Bom 278. મણિલાલ વિ બાઇ રેવા 11 All 276 ગણપત વિ. રામચંદ્ર 34 All 234 (p c.) દેવી વિ મહાદેવ

ભરણ-પોષણની ચડી ગએલી રકમ, તે સ્ત્રીના મૃત્યુ બાદ સ્ત્રીધન વારસોને જાય છે પણ તેના ઉત્તર-વારસોને જતી નથી.[૧] તેવીજ રીતે એવી સ્ત્રીધન મીલકતમાંથી નવી મીલકત ખરીદાય તો તે પણ સ્ત્રીધનજ ગણાય.[૨] તેવીજ રીતે જો સ્થાવર મીલકત આપવામા આવી હોય, અને તે કરારનામાથી અથવા કોર્ટના હુકમનામાથી મળી હોય તો તેથી ફેર પડતો નથી.[૩]

**સ્ત્રીધનથી વધેલી અથવા ખરીદેલી મીલકત.**

( ૧૩ ) સ્ત્રીધનની મદદથી મીલકત વધે તો તેવુંજ સ્ત્રીધન ગણાય છે. તેવીજ રીતે જો તેવી મીલકતની મદદથી નવી મીલકત ખરીદાય તો તે તેવીજ રીતે સ્ત્રીધન ગણાય.[૪] આવી રીતે સ્થાવર મીલકત ખરીદવામાં આવી હોય તો પણ તેનાથી હકમાં ફેર પડતો નથી.[૫] તેમજ જો કોઇ સ્ત્રી પોતાના સ્ત્રીધન જોડે બીજી મીલકતની અદલાબદલી કરે તો તેવી નવી મીલકત પણ સ્ત્રીધનજ ગણાય. તેમજ જો પોતાના સ્ત્રીધનમાથી કોઇ મીલકત ગીરો લઇ પૈસા વ્યાજે આપે તો તે પણ સ્ત્રીધન રહે.

**વિરૂદ્ધ કબજાથી.**

( ૧૪ ) જો કોઇ પણ સ્ત્રી-ગમે તે અવસ્થામાં-વિરૂદ્ધ કબજાથી ( adver.e pos·ession ) મીલકત મેળવે તો તે સ્ત્રીધન ગણાય છે.[૬]

---

( ૧ ) 16 W. R. 76. કોર્ટ વૉર્ડ્સ વિ. મહેશ્વર. ( ૨ ) 8 M. L T 284. વેલીસરી વિ. સંદામરાઇ. ( ૩ ) 34 All 234. (p. c.) 17 Bom. 758. 21 Mad 1. 1 Mad. 166. ( ૪ ) 19 W. R. 292. લક્ષ્મણ વિ. કાલીચરણ 43 All. 374. (F. B) શ્રીરામ વિ. જગદંબા. 2 Mad. 333. વેંકટ વિ. વેંકટ. (p. c.) 28 Mad. 1. સુબ્રામન્યા. ( ૫ ) 43 All. 374 ( p. c. ) શ્રીરામ વિ. ( ૬ ) 2 Cal. W. N. 162. મહીમચંદ્ર વિ. કાશીકાન્ત. 29 Cal. 664. શામકુવર વિ. કાકુવર 32 All. 169. કનૈયાલાલ વિ. અમ્રી.

**જાત મહેનત અને સ્વકળા કૌશલ્યથી.**

( ૧૫ ) જાત મહેનત અને સ્વકલાકૌશલ્યથી મેળવેલી મીલકત સ્ત્રીધનજ ગણાય છે [1]

**સમાધાનથી.**

( ૧૬ ) જો સમાધાનથી, પોતાના સ્ત્રીધન પ્રત્યેના કેટલાક હક જવા દઇ, મીલકત મેળવવામા આવે તો તે સ્ત્રીધન ગણાય [2]

**યૌતક**

( ૧૭ ) આ સબધમા ઉપર બહુ કહ્યુ છે, તેથી ફરી લબાણથી કહેવાની જરૂર નથી આવી મીલકત આદ્ય મુનીઓની સ્મૃતિમા ઉલ્લેખેલી છે તે બધી મીલકત સત્ય અથવા પારિભાષીક અથવા ટેકનીકલ સ્ત્રીધન ગણાય છે તેવીજ અન્વધેયક મીલકત સબધમા આપણે જાણ્યુ છે [3]

**વહેચણમાં અને વારસામા મળેલી મીલકત**

( ૧૮ ) હવે આપણે વારસામા અને વહેચણમા મળેલી મીલકતનો વિચાર કરીશુ. કોઇ સ્ત્રી તેના પતિ અથવા પિતા અથવા પુત્ર તરફથી વારસામા મીલકત મેળવે તેમજ તેની માતા, પુત્રી વિ તરફથી પણ મેળવે જો કોઇ પણ સ્ત્રી તરફથી વારસામા મેળવે તો તે સ્ત્રીધનજ ગણાય છે, તેમા હવે વિવાદ અથવા શકા જેવુ

---

( ૧ ) 21 Mad 100 સાહેના વિ લક્ષ્મણ 28 Mad 1 (f.b.) સુબ્રમન્યા 28 Mad L J 495 43 All 374 ( f b ) 32 I. C (m) 955 ( ૨ ) 20 Cal 433 સોદામીની વિ એડમીનીસ્ટ્રેટર જનરલ 31 Mad 179 સાબશિવ ( ૩ ) 34 Bom 553 જગન્નાથ વિ નારાયણ 3 Bom L R 201 સીતા વિ વસતરાવ

રહ્યું નથી. તેની મીલકતના તે બક્ષીસ કરી શકે, ગીરો અથવા મૉર્ટગેજ કરી શકે, અથવા વીલથી મરણ પછી ગમે તેને આપી શકે. અને જો વીલ કર્યા વગર તે મરણ પામે તો સ્ત્રીધન-વારસોને તે મીલકત જાય. હવે જો મરદ તરફથી મિલકત મળે તો તેને માટે સ્ત્રીના બે વિભાગ પાડવા જોઇએ. (૧) કુટુમ્બમાં પરણવાથી દાખલ થએલી જેવી કે વિધવા-માતા-દાદી વિ. (૨) કુટુમ્બમાં જન્મેલી જેવી કે પુત્રી-બ્હેન-ભત્રીજી-ભાણેજ-ફોઇ વિ. હવે પહેલા વર્ગની સ્ત્રી ( પત્ની-વિધવા-માતા-વિ. ) ને વારસામાં મળે તો સત્ય-સ્ત્રીધન ગણાય નહીં. એવી રીતે વારસામાં મળેલી મીલકત ઉપર તેમની સંકુચિત હક રહે છે; સત્ય-સ્ત્રીધનના બધા હક રહેતા નથી. તેમના મરણ પછી, તે મીલકત ઉત્તર-વારસોને જાય છે; સ્ત્રીધન વારસોને મળે નહીં. જ્યારે બીજા વર્ગની સ્ત્રી (પુત્રી-બ્હેન-વિ.) ને પોતાના પિતાના કુટુમ્બમાંથી વારસામાં મળેલી મીલકત પર સર્વ હક રહે છે તે સત્ય-સ્ત્રીધન ગણાય અને મરજીમાં આવે તેમ વાપરી શકે. વહેંચણની બાબતમાં પણ તેજ પ્રમાણે છે.

**સ્ત્રી તરફથી મીલકત મળે તો સત્ય સ્ત્રીધન.**

**મરદ તરફથી મળે તો?**

**કુટુમ્બમાં પરણેલી સ્ત્રીના હક સંકુચિત.**

**કુટુમ્બમાં જન્મેલી સ્ત્રીને સર્વ હક.**

**વહેંચણ.**

( ૧૯ ) સ્ત્રીધનના ઉપર પતિનો થોડો ઘણો અંકુશ રહે છે. સૌદાયિક[1] સ્ત્રીધન શિવાય બીજા પ્રકારનું સ્ત્રીધન, પત્ની પોતાના

( 1 ) Mulla ( 5th Edn. ) p. 139 Sec 121 39 Mad. 298. 30 Bom. 229. 7 Bom. 155. 2 Mad. 333. 5 All 310. 36 Cal. 311. 23 W. R. 184. 32 Cal 1051 24 Cal 406 33 Cal. 23.

પતિની સમતિ શિવાય ગમે તેમ વાપરી શકે નહીં. આ નિયમ જ્યારે સ્ત્રી સૌભાગ્ય સ્થિતિમા હોય ત્યારેજ લાગુ પડે છે[૧] મિતાક્ષરામા એક જગ્યાએ કહ્યું છે કે જો પતિ ઘણીજ ખરાબ અવસ્થામા આવી પડયો હોય તો તે પોતાના પત્નીની સ્ત્રીધન મીલકત ઉપર તરાપ મારી શકે, પરંતુ કાત્યાયન મુની ના કહે છે આ સંજોગોમા મિતાક્ષરા પ્રમાણે કોર્ટ વર્તશે નહીં, ખાસ કારણ તો એ લાગે છે કે એવી રીતે મીલકત પડાવી લેવી તે વખતે ફોજદારી ગુન્હો થાય, અને જો એમ સભવે તો દીવાના અદાલત એવા સભવીત ગુન્હાને અનુમોદન આપે નહીં[૨]

**વીલ કરી શકે ?** ( ૨૦ ) વખતોવખત ઉપર સમજાવવામા આવ્યુ છે કે કયા સજોગોમા સ્ત્રી પોતાના સ્ત્રીધનનુ વીલ કરી શકે ટુંકાણમા જે સત્ય-સ્ત્રી ધન અથવા ટેકનીકલ સ્ત્રીધન હોય તેના સબધમા વીલ થઇ શકે તેમજ હયાતીમા બક્ષીસ ગીરો, વેચાણ વગેરે પણ થઇ શકે. આ સબધમાં સ્થાવર અને જગમ મીલકતમા ફેર નથી[૩] પરંતુ વિધવા વિગેરે કુટુમ્બમા પરણીને દાખલ થએલી સ્ત્રીને પતિ વગેરે કુટુમ્બના સભ્યો તરફથી વારસામા કે વહેચણમા મળેલી સ્થાવર મીલકતના ઉપર એવા કોઇ પણ જાતના હક નથી જંગમ મીલકત ઉપર હયા-

(૧) Banerjea s Law of Mar and Stridhan (4th Edn ) p 340 8 B H C R (o c) 244 વિજય વિ લક્ષમણ 30 Bom 229 (240) બાઇ વિ રઘુનાથ See *Mulla's Hindu Law* ( 5th Edn ) pp 137 to 139 Sec 119 ( ૨ ) Gour's Hindu Code ( 2nd Edn ) p 1197 para 2791 પણ જુઓ 8 Bom H C (a c) 129 તુકારામ વિ ગણાજી ( ૩ ) 7 Bom. 491 મૂળચંદ વિ બાઇ મછા 21 Bom 170 મોતીલાલ વિ. રતીલાલ 19 W R 292 લક્ષ્મણ વિ કાલીચરણ. 2 Mad 333 (p c) વેકટ વિ વેકટ

તિમા એવા બધા હક છે પણ વીલ થઇ શકે નહીં.[૧] પરંતુ જો કુટુમ્બમા પરણેલી સ્ત્રીને જેમકે પત્ની વગેરે ને કોઇ મીલકત વીલમા મળી હોય-પતિ તરફથી પણ વીલમાં મળી હોય અને તે વીલની રૂએ સ્વતંત્ર મીલકત મળી હોય-વીલમા ઘણુંજ ચોકખા શબ્દો હોવા જોઇએ કે સ્વતંત્ર અને બધાજ માલીકી હકથી આપવામા આવે છે કારણ કે વીલનો અર્થ કરતી વખતે પ્રાથમીક એમ માનવામા આવે છે કે 'જીવવાનું ધન' આપવામા આવે છે-તો તેવું ધન સત્ય-સ્ત્રીધન અથવા સૌદાઇક ગણાય છે; અને તેવા સ્ત્રીધન ઉપર તેની સ્ત્રીને પણ સઘળા હક મળે છે. તે બક્ષીસ-ગીરો-વેચાણ વિગેરે હયાતિમા કરી શકે, અને વીલથી પણ આપી શકે. સ્થાવર અને જંગમ મીલકતમા ફેર રહેતો નથી.[૨] આવી મીલકત-સ્ત્રીધન વારસોને મળે છે.[૩]

( ૨૧ ) જો કોઇ સ્ત્રી ચાલચલગતે અપવિત્ર હોય તો તેથી સ્ત્રીધનના વારસાઇ હકમા વાધો આવતો

અપવિત્ર ચાલચલગત. નથી.

---

( ૧ ) 17 Bom 690 ( F. B. ) ગદાધર વિ. ચંદ્રભાગા. 21 Bom. 170. 7 Mad 93. See Mulla's Hindu Law ( 5th Edn ) p 139. Sec 119. ( ૨ ) 30 All. 85. સુરજમણી 38 All 446 (P. C) ફતેહચંદ 42 Mad. 283. રામચંદ્ર. 29 All. 217. પદમલાલ 7 Bom. 155 દામોદર જો વીલમા ઘણાજ ચોખ્ખા શબ્દો ન હોય તો સ્વતંત્ર મીલકત ગણાઇ નથી તેના કેસો-આવો સખત વિરોધ, પતિનું વીલ અને પત્નીને બક્ષીસ તેમાજ અરપો છે. 21 Bom 376. 11 Bom 573. 35 Bom. 279. ( ૩ ) 30 Bom. 431 ( P. C ) કેસરબાઇ વિ. હંસરાજ. See Mulla. p 141 to 144.

(૨૨) જો કોઇ પણ સ્રી પાસે સારી મીલકત હોય, અને તે કેવી રીતે આવી અથવા મળી તેનો હીસાબ આપી શકાતો ન હોય-અને તેજ સંજોગોમા એમ સાબીત કરવામાં આવે કે તેનો પતિ જ્યારે મરણ પામ્યો ત્યારે તેની પાસે પુષ્કળ મીલકત હતી-તો તે સંજોગોમાં એમ પ્રાથમિક મનાય નહીં કે તે મીલકત તેના ધણી નીજ મૂકેલી હોવી જોઇએ. પ્રાથમીક એમ મનાય કે તે સ્રીધન છે અને જે માણસ એમ મનાવવા માગતો હોય કે તે તેના સ્વર્ગસ્થ પતિની છે અને સ્રીધન નથી તો પુરાવાનો બોજો એના શીર પર રહે છે.[1]

**પુરાવાનો બોજો.**

(૨૩) આપણે ઉપર જાણી ગયા છીએ કે સ્રીધનના વારસો જુદા હોય છે. આવા વારસોના પણ સ્રીની અવસ્થા ઉપર આધાર રાખે છે. કૌમાર અથવા કુમારીસ્થિતિ-સૌભાગ્ય સ્થિતિ અને વૈધવ્યસ્થિતિના પ્રમાણમાં વારસો નક્કી થાય છે. તેના પણ જુદી જાતના સ્રીધનના જુદા જુદા વારસો હોય છે.

**સ્રીધન અને વારસો.**

(૨૪) કુમારિકાના સ્રીધન-વારસોઃ—

**કુમારિકાના સ્રીધન વારસો:**

ક-(૧) સહોદર ભાઇઓ-તેના અભાવે પછી (૨) માતા પછી (૩) પિતા-પછી (૪) પિતા તરફના સગાઓ-

(૧) 26 Cal. 871 (P. C.) દીવાન વિ. દરપાલ 45 Bom 1106. ગણપત વિ સેક્રેટરી ઓફ સ્ટેટ. 8 Mad. 214 નારાયણ વિ. કૃષ્ણા. 8 Cal. 545. ચૌધરાણી વિ. તરીણીકાન્ત.

સાધારણ વારસાના નિયમ તથા ક્રમ પ્રમાણે[1]–પછી ( ૫ ) મરનારનાજ સગા અર્થાત તેની માતાના વારસદારો–નિયમ તથા ક્રમ પ્રમાણે.[1]

ઈ:—જો તે અવસ્થામાં ફક્ત સગાઇ થઇ હોય અને લગ્ન ન થયા હોય અને તે અવસ્થામાં ભાવી સાસરીઆં તરફથી કાંઇ ભેટ–બક્ષીસ મળ્યાં હોય તો તે સાસરીઆંને પાછાં મળે છે. તેમાં વારસદાર જેવું કાંઇ નથી. સસરો–સાસુ અથવા તેમના અભાવે જેઠ–પતિ–દીયર ગમે તે લઇ શકે છે. ફક્ત સગાઇજ થઇ હોય તેથી પરીણીત અવસ્થા કહેવાતી નથી, પણ કુંમારી અવસ્થાજ ગણાય છે. જો તે સ્થિતિમાં કાંઇ ખર્ચ કરવામાં આવ્યું હોય તો તે કાપીને બાકીની રકમ સાસરીઆને પાછી આપવામાં આવે છે.

કેટલીક વાર ક ના ૪ થા અને ૫ માં વિભાગના વારસદારો. વચ્ચે તકરાર થાય છે. ધારો કે એક કુમારીકા પોતાના **બાપની માશી** અને **પોતાની માશી** મુકીને મરી ગઇ હોય તો બાપની માશીને પ્રથમ હક મળે છે; કારણ એમ છે કે બાપની માશી તે પિતાની સપિંડ છે, અને પિતાના સપિંડને માતાના સપિંડ કરતાં પ્રથમ હક રહે છે.[2] તેવીજ રીતે સાવકી માતાને (પિતાની પત્ની) માશી કરતાં પ્રથમ હક છે.[3] પિતાના પુરૂષ વર્ગના પાચ ૭ પેઢી દૂરના પુરૂષ સપિંડ કરતાં ફોઇને હક મળે છે.[4] ફોઇ કરતાં પિતાના કાકાનો છોકરો ચઢે છે. કાકાના છોકરા કરતાં બ્હેનને પ્રથમ મળે.[5]

---

( ૧ ) 32 Bom. 409. જજતુબાઇ વિ. જેઠા. ( ૨ ) 38 Mad. 45. કમલા વિ. ભાગીરથી. (૩) 36 Bom. 339. તુકારામ વિ નારાયણ ( ૪ ) 43 Mad. 32. 38 Mad. 45. 32 Bom. 409 and 36 Bom. 339. ( ૫ ) 39 Cal. 319.

શુલ્ક અથવા પલ્લાના સ્ત્રીધન-વારસો.

( ૨૫ ) શુલ્ક અથવા પલ્લાના વારસદારો —( ૧ ) પ્રથમ સહોદર ભાઇઓ તેના અભાવે ( ૨ ) માતા. તેના અભાવે ( ૩ ) પિતા-તેના અભાવે ( ૪ ) પિતાના વારસો-વારસાઇના નિયમ અને ક્રમ પ્રમાણે વડોદરા રાજ્યમા તેના વારસદારો નીચે પ્રમાણે ( સવંત ૧૯૬૯ ના હિંદુ વારસાનો નિબંધ ) છે.

( ૧ ) પુત્રો અને પુત્રીઓ સરખા ભાગે. ( ૨ ) પુત્રીઓ પૈકી પ્રથમ કુવારી અને તેના અભાવે પરણેલી, પુત્રની સાથે વારસાનો ભાગ લે છે.

આ બધાના અભાવે·

( ૩ ) સહોદર ભાઇઓ-પછી ( ૪ ) માતા. પછી ( ૫ ) પિતા-પછી ( ૬ ) પિતાના વારસો-વારસાઇ નિયમ અને ક્રમ પ્રમાણે.

( ૨૬ ) યૌતક-સ્ત્રીધનના વારસોઃ—

યૌતકના સ્ત્રીધન-વારસો.

( ૧ ) પ્રથમ કુવારી પુત્રીઓને —

નોધ —આના પછીના વારસદારોને માટે નિર્ણિત અભિપ્રાય નથી[1] પરંતુ ઘણાજ વિશ્વાસપાત્ર અભિપ્રાય[2] પ્રમાણેના વારસદારો નીચે પ્રમાણે આપ્યા છે.[3]

---

( ૧ ) 9 Bom 115 આશાબાઇ વિ હાજી તૈયબ ( ૨ ) See Banerjea's Hindu Law of Marriage & Stridhan (3rd Edn) p 388 ( ૩ ) Mulla's Hindu Law ( 5th Edn ) pp 150 to 152 and Sec. 125

પછી ( ૨ ) પરણેલી પુત્રીઓ-પરંતુ જેમની સારી સ્થિતિ ન હોય તેવી,[1] તેના અભાવે અને પછી ( ૩ ) સારી સ્થિતિવાળી પરણેલી પુત્રીઓ[2]. તેના અભાવે અને પછી ( ૪ ) પુત્રીની પુત્રી[3]. પછી ( ૫ ) દૌહીત્-પછી ( ૬ ) પુત્રો[4] પછી ( ૭ ) પૌત્રો;[5] આ બધાના અભાવે અને તેમના પછી ( જો લગ્ન વિધિપુરઃસર અને કાયદા પ્રમાણે થયા હોય તો ) પતિ[6]-અને તેમના પછી તેના નિયમ અને ક્રમ પ્રમાણેનાં વારસો.[7] આ બધા ન હોય તો પછી મરનારના સગા અને પછી નવારસાઇ મીલકત ગણાઇ સરકારને જાય છે[8] પરંતુ જો કાયદા પ્રમાણેના લગ્ન ન હોય તો, [9] પ્રથમ તેની માતાને મીલકત મળે પછી પિતા અને પછી પિતાના વારસદારોને.[10]

**ભર્તૃદત્ત અને અન્વાધેયકના સ્ત્રીધન-વારસો.**

( ૨૭ ) ભર્તૃદત્ત ( પતિ તરફથી ભેટ-બક્ષીસ અથવા વીલથી મળેલી મીલકત ) અને અન્વાધેયક ( એટલે લગ્ન પછી બીજા સગાવ્હાલાં તરફથી મળેલી ભેટ-બક્ષીસ. ) સ્ત્રીધનના વારસો નીચે પ્રમાણે છે-( ૧ ) કુવારી પુત્રીઓ

---

• ( ૧ ) 3 Cal. 587 ( P. C ) ડુમા વિ. ગોકુલાનંદ ( ૨ ) 23 Bom 229 ટોતાવા વિ ભસાવા. ( ૩ ) 28 Mad 1 સુબ્રામન્યા ( ૪ ) 27 Mad 300 કરપાઇ વિ શંકરનારાયણ. ( ૫ ) 45 All 715 રામબિહારી વિ રામકેલી ( ૬ ) 33 Bom 452 ભીમાચાર્ય વિ રામાચાર્ય ( સાવકા પુત્ર કરતા પતિનો પ્રથમ હક રહે છે. ) ( ૭ ) 30 Bom 431. ( P. C ) કેસરબાઇ વિ હંસરાજ. ( ૮ ) 45 Bom 1106 ગણપત વિ સેક્રેટરી ઓફ સ્ટેટ. 37 Mad 293. કનક અગ્રવાલ ( ૯ ) 32 Bom 409 ભગલુ વિ જેઠા ( ૧૦ ) 33 Bom 433 ચુનીલાલ વિ. સુરજરામ 43 Bom 173 ગોવીંદ વિ. સાવિત્રી.

અને પુત્રો સરખા ભાગે લે છે[1] તેમની અભાવે અને પછી ( ૨ ) પુત્રો અને પરણેલી પુત્રીઓ સરખા ભાગે લે છે. તેમના અભાવે (૩) પુત્રીઓના છોકરા, તેમના અભાવે (૪) પૌત્રો અને તેમના અભાવે પેરા ૨૬ ના સબ-પેરા ૭ મા જણાવ્યા પ્રમાણે.

અન્ય સત્ય-સ્ત્રીધનના વારસો.

( ૨૮ ) આ શિવાય બીજાં ભાગબાપીક સ્ત્રીધનના વારસો નીચે પ્રમાણે ( ૧ ) કુવારી પુત્રીઓ. ( ૨ ) પરણેલી પુત્રીઓ પણ જેમની પાસે ધન ન હોય તેવી, તેમના અભાવે ( ૩ ) ધનવાન પરણેલી પુત્રીઓ, તેમના અભાવે ( ૪ ) પુત્રીઓના છોકરા; ( ૫ ) પુત્રો-પછી ( ૬ ) પૌત્રો. ( ૭ ) પછી પેરા ૨૬ ના સબ-પેરા ૭ મા જણાવ્યા પ્રમાણે.

નોન-ટૅકનીકલ સ્ત્રીધન અને તેના વારસો.

( ૨૯ ) આપણે ઉપર જોઇ ગયા છીએ કે મુંબાઇ અને ગુજરાત-કાઠીઆવાડમા, કુટુમ્બમા જન્મેલી સ્ત્રીઓને જો પિતાના અથવા જન્મ-કુટુમ્બમાથી વારસામા અથવા વહેચણમા મીલકત મળે તો તે સ્ત્રીધન ગણાય છે; પરંતુ તેના વારસદારો નક્કી કરવા માટે તે નોન-ટૅકનીકલ સ્ત્રીધન ગણાય છે[2] આવા સ્ત્રીધનના વારસદારો નીચે પ્રમાણે છે[3]

( ૧ ) પુત્રો-પછી ( ૨ ) પૌત્રો-પછી ( ૩ ) પ્રપૌત્રો ( ૪ ) પુત્રીઓ પછી( ૫ ) દોહીત્ર-પછી (૬) પુત્રીની પુત્રીઓ-પછી.
( ૭ ) પેરા ૨૬ ના સબ પેરા ૭ મા જણાવ્યા પ્રમાણે

---

( ૧ ) 9 Bom 115 આસાબાઇ વિ વેધબ હાજી 34 Bom 385 દયાળદાસ વિ સાવિત્રીબાઇ ( ૨ ) જુઓ Mulla H L. ( 5th Edn ) p 151 ( ૩ ) Read Telang J's judgement in મણીલાલ વિ બાઇ રેવા. 17 Bom 759 41 Bom 618. બાઇ રમણ વિ જગજીવનદાસ.

**નોંધ**—ઉપરના પેરા વાચવાથી સમજાશે કે મયુખના પ્રદેશમા એટલે કે મુંબાઇ-ગુજરાત-કાઠીઆવાડમા ટૅકનીકલ અને નોન-ટૅકનીકલ સ્ત્રીધનના વારસદારોમા ફેર છે. ભર્તૃદત્ત અને અન્વધેયક સ્ત્રીધનના વારસો છોકરા-છોકરીઓ બે સાથે હોય છે, જ્યારે નોન-ટૅકનીકલ સ્ત્રીધન પહેલા છોકરાઓને જાય છે અને પછી છોકરીઓને જાય છે.

**સ્ત્રીધન-વારસો અને હયાતિહક**

( ૩૦ ) સ્ત્રીધન-વારસોના હયાતિહક લાગે છે કે કેમ તે સવાલ ઉભો થાય છે. હવે એ સવાલનો નિર્ણયાત્મક જવાબ એ મળે છે કે જો વારસદારો એ કુટુમ્બના સભ્યો હોય તો પણ સ્ત્રીધન મીલકતના વારસોમા હયાતિહક લાગતો નથી; જો સ્ત્રી-ધન મીલકત વારસામા મેળવ્યા પછી એક સભ્ય મરી જાય તો તેવી મીલકત તેના વારસોને મળે અને હયાતિ હકથી બીજા સભ્યોને મળે નહી.[૧]

**સ્ત્રીધનની શાખા ચીક વહેંચણ થાય છે.**

( ૩૧ ) સ્ત્રીધનની વહેંચણ શાખા પ્રમાણે થાય છે અને સરખા ભાગે થતી નથી. ધારો કે બે પુત્રીઓને સ્ત્રીધન-વારસદાર તરીકે મીલકત મળવાની છે. બન્ને હયાત નથી, પણ એકને બે પુત્રો છે અને બીજીને ચાર પુત્રો છે; હવે એ પુત્રોને મીલકત મળવાની છે, કેવી રીતે વહેચવી તે સવાલ ઉભો થયો છે. એના છ સરખા ભાગ કરી દરેકને એક એક ભાગ આપવો? કે બે સરખા ભાગ કરી એક ભાગ એક પુત્રીના બે પુત્રોને આપવો—અને બીજો ભાગ બીજી પુત્રીના ચાર પુત્રોને આપવો? બીજી

( ૧ ) 36 Bom 424 બાઈ પરસન વિ. બાઇ સોમલી 27 Mad 300 કરપ્પાઇ વિ. શંકરનારાયણ 34 Bom 553, જગન્નાથ વિ. નારાયણ.

જાતની વહેંચણને શાખાયીક વહેંચણ કહે છે, અને તે શાખાયીક વહેંચણના નિયમ પ્રમાણે ભાગ પાડી આપવામાં આવે છે. સરખા, ભાગે-પુત્રોના પ્રમાણમા-ભાગ પડાય નહીં[૧]

**સ્રીધન-વારસ સ્રી હોય તો ?**

( ૩૨ ) મયુખના પ્રદેશમા સ્રીધન-વારસ સ્રી હોય તો પણ તેને સ્વતંત્ર હક મળે છે, અને તેવી વારસામાં મળેલી મીલકત સ્રીધન ગણાય છે.[૨]

( ૩૩ ) કોઈ સ્રીના જો બીન-કાયદેસરના છોકરા હોય તો તેમને સ્રીધન-વારસામાથી બહિષ્કૃત કરવામા આવતા નથી. ( 45 Bom 557. હુડપ્પા વિ. ભીમ. ) પરંતુ જો તે સ્રી બન્ને-કાયદેસરના અને બીન-કાયદેસરના છોકરા મૂકીને મરી જાય તો કાયદેસરના છોકરાને પ્રથમ અને શ્રેષ્ટ હક રહે છે. ( 34 Bom 553 જગન્નાથ વિ. નારાયણ ) જો આવા કોઇ પણ છોકરા ન હોય અને સ્રીએ જો કોઇને દત્તક લીવો હોય તો તેને મળે છે. ( જુઓ ડો. ગોરનો હિંદુ કોડ બીજી આવૃત્તી. પાન ૧૨૧૫ )

**અનંશ અથવા અયોગ્ય વારસો**

( ૩૪ ) જેઓ અનંશ ( અર્થાત શારીરિક કિંવા માનસિક દોષયુક્ત હોવાને લીધે નાલાયક હોય તે ) હોય તેઓ સ્રીધન-વારસદાર તરીકે પણ અયોગ્ય વારસ ગણાય છે.

---

( ૧ ) Mayokh Ch 4. Sec 10. para 21,=Banerjea's H. L of Mar., & Stridhan ( 3rd Edn ) p. 402. . 27 Mad 300. ( ૨ ) 11 M. I. A. 139 ઠકુર વિ. રાય બાળકરામ. 25 Mad. 678 ( P. C. ) ચેલીકાણી 25 All 468 (P. C.) શીવરા કરલાલ. 25 All 476 શીવપ્રતાપ વિ અલ્હાબાદ બેંક. પણ મુંબાઇ-ગુજરાત માટે જુઓ 30 Bom. 229. ભાઉ વિ રઘુનાથ 31 Bom. 453 ગુલાબ. 32 Bom. 59 પંઢરીનાથ વિ ગોવીંદ.

(૩૫) નાયકણીની મીલકત સ્ત્રીધન ગણાય અને તેના સ્ત્રીધન વારસો કોણ ? હિંદુ-લૉ અને રીવાજ પ્રમાણે જો કોઇ સ્ત્રી નીચ વેશ્યાવૃત્તિ કરે તો, તે જ્ઞાતિમાંથી તથા સમાજમાંથી બહિષ્કૃત થાય છે. પરંતુ તેના આવક અને મીલકત સ્ત્રીધન ગણાય અને બીજા સ્ત્રીધન માફક વારસામાં ઉતરે.[૨] પરંતુ જો તેવી નીચ સ્ત્રીને કાયદેસર અને બીન-કાયદેસરના પુત્રો હોય તો બધી મીલકત કાયદેસરના છોકરાને પ્રથમ મળે.[૩] જુદા જુદા પિતાઓના પણ એકજ નાયકણીના છોકરાઓ હોય તો તેઓ અંદર અંદરના વારસો ગણાય છે[૪].

(૩૬) પરણેલી સ્ત્રી કરાર કરી શકે, પરંતુ તે કરારનામાંથી ફકત તેની સ્ત્રીધન-મીલકત બંધાય છે.[૫]

પરણેલી સ્ત્રીનો કરાર.

(૩૭) છેવટના વારસના સંબંધમાં બ્રહસ્પતિ (૨૫-૮૮-૯૯) નીચે પ્રમાણે કહે છેઃ

मातृष्वसा मातुलानी पितृव्यस्त्री पितृष्वसा ।
श्वश्रूः पूर्वजपत्नी च मातृतुल्याः प्रकीर्तिताः ॥
यदासां औरसो नस्यात्सुतो दौहित्र एव वा ।
तत्सुतो वा धनं तासां स्वस्रीयाद्याः समाप्नुयुः ॥

---

(૧) Manu IX 201. 4 B. H. C. R. (A. C.) 135. વલ્લભરામ વિ. હરિબંધા. See Banerjea M. & S. p. 369-370. (૨) 23 Mad. 171. 29 All. 4. 40 Cal. 650. 4 Bom 104. (૩) 38 Mad. 1144. (૪) 48 Mad 944. (૫) 1 Bom. 121. નાથુભાઇ વિ. ઝવેર. 4 Bom. 318. ગોવીંદજી વિ. લક્ષ્મીદાસ 6 Bom. 473. નરોત્તમ વિ. નાનકા. 12 Bom. 228. બાઇ રાધી.

## [ ૬ ]

## સ્ત્રીની મીલકત.

ગયા પ્રકરણમા આપણે સ્ત્રીધનના સબધમા હકીકત જાણી; હવે આ પ્રકરણમા સ્ત્રીની બીજી જાતની મીલકતના સબંધમા વિષય ચર્ચવામા આવશે. ખાસ કરીને પુરૂષ તેમજ બીજી સ્ત્રી તરફથી સ્ત્રીને વારસામા મળેલી મીલકતના પ્રકાર અને હક એ સબધમા કહેવામા આવશે (અ) તેવી મીલકતનો વારસો (આ) સ્ત્રી-વારસોના એવી મીલકત ઉપર હક (ઇ) અને કોઇ સ્ત્રીએ પોતાના હક અને મર્યાદા બહાર વર્તન કર્યું હોય તો તેના ઇલાજો—આ ત્રણ વિષય ખાસ ચર્ચવામા આવશે.

( ૨ ) આપણે શરૂઆતમા જાણી ગયા છીએ કે સાધારણ રીતે પાચ સ્ત્રીઓજ ફક્ત વારસદાર તરીકે ગણાઇ છે. તે પાચ

**પુરૂષની મીલકત સ્ત્રીને મળી હોય તો તેવી મીલકતના વારસો.**

સ્ત્રીઓ (ક) વિધવા (ખ) પુત્રી. (ગ) માતા. (ઘ) દાદી. (ટ) પિતાની દાદી; પરંતુ આપણા પ્રદેશમાં ( એટલે મુંબાઇ-ગુજરાત-કાઠીઆવાડમાં ) બ્હેન-ફોઇ-અને ગોત્રજ સપિંડની વિધવાઓ પણ વારસદાર સ્ત્રીઓમા ગણાય છે; તેજ પ્રમાણે વંશજોની પુત્રીઓ-પૂર્વજોની પુત્રીઓ ( પાંચ પેઢી સુધી ) વારસદારમા ગણાય છે.

**સ્ત્રી-વારસોના બે વિભાગ.**

( ૩ ) આપણે ગયા પ્રકરણમા જાણી ગયા છીએ કે આવી સ્ત્રી-વારસોના બે વિભાગ પડે છે. (અ) જેઓ પરણીને કુટુમ્બમાં દાખલ થાય છે તે. જેવી કે વિધવા અને સપિંડ અને સમાનોદકની પત્નીઓ અથવા વિધવાઓ. (આ) જેઓ મરનારના ગોત્રમા જન્મેલી; જેવી કે પુત્રી-બ્હેન. વિ. વંશજોની પુત્રીઓ-પૂર્વજોના પુત્રીઓ વિ.

**આની સંકુચિત મિલકત એટલે?**

(અ) વિભાગવાળી સ્ત્રીઓ-વિધવા[1]-માતા[2]-દાદી[3]-બાપની દાદી-અને ગોત્રજ સપિંડની વિધવા[4] જેમકે પુત્રની વિધવા[5]-ભાઇની વિધવા-કાકાની વિધવા-વિ. ને તે કુટુંબના પુરૂષ તરફથી મળેલી મીલકત ઉપર સંકુચિત હક રહે છે

( ૧ ) 6 Bom H. C R. ( O. C. ) 1. ભાસ્કર વિ મહાદેવ. ( ૨ ) 32 Bom. 26. ગજાનુખણ વિ. બાઇ પાર્વતી. 6 Bom H. C. ( A. C. ) 215 નર્સંબા વિ. સખારામ ( ૩ ) 36 Bom. 546 ઢોંડી વિ. રાધાબાઇ. 21 Bom 739 માધારામ વિ. દવે. ( ૪ ) 5 Bom. 110 ( P. C. ) લલ્લુભાઈ વિ. કાશીબાઇ. 21 Bom. 739. ( ૫ ) 17 Bom. 690. ગદાધર વિ. ચંદ્રભાગાબાઇ.

અને તે ' સંકુચિત મીલકત ' કહેવાય છે; અને તેમના ( એટલે તેવી સ્ત્રીના ) મૃત્યુ બાદ તે સ્ત્રીના વારસોને મીલકત મળે નહીં,

**ઉત્તર વારસો એટલે ?**

પરંતુ જે મરનાર પુરૂષ પાસેથી તે મરનાર સ્ત્રીને મીલકત મળેલી હોય તે મરનાર પુરૂષના વારસોને મળે[1] અને તેવા વારસોને ' ઉત્તર-વારસો ' કહેવાય છે.

(આ) વિભાગ વાળી સ્ત્રીઓ જેવી કે પુત્રી[2]-બ્હેન[3]-ફોઇ-ભત્રીજી[4]-ભત્રીજાની પુત્રી[5]-બ્હેનની પુત્રી-અને એવી બીજી સ્ત્રીઓ સંપૂર્ણ હક સાથેની મીલકત લે છે. અર્થાત્ આવી સ્ત્રીઓ જે

**સંપૂર્ણ અથવા સ્વતંત્ર મીલકત એટલે ?**

પોતાના જન્મ કુટુમ્બ પાસેથી વારસામાં મીલકત મેળવે તો તેવી મીલકત ઉપર તેમનો સંપૂર્ણ અને સ્વતંત્ર હક રહે છે અને તેવા હકવાળી મીલકત સંપૂર્ણ અને સ્વતંત્ર મીલકત કહેવાય છે. આ મીલકત એમનું સ્ત્રીધન ગણાય છે અને તે વારસાઇ નિયમ માટે નોન-ટેકનીકલ

---

( ૧ ) 30 Bom. 229. per Jenkins, C. J. p. 237. બાઇ વિ. રઘુનાથ. ( ૨ ) 47 I. A. 213. બળવંત વિ. બાજીરાવ=48 Cal. 30. 3 Bom 171. હરિભટ વિ દામોદર. 6 Bom. 85. બાલકીશન વિ. કેશવ. 5 Bom. 660 બાબાજી વિ બાલાજી 11 Bom 285 ભાગીરથી વિ. કોન્ડોજીરાવ 14 Bom 612 જાનકી વિ સુંદરા 31 Bom. 453. ઓલપ્પા વિ. તાયવ્વા. 34 Bom 510 વિઠપ્પા વિ. સાવિત્રી. 46 All. 192. જવાહીર વિ. જરારલાલ. ( ૩ ) 9 M. I. A. 520. વિનાયક વિ. લક્ષ્મી. 15 Bom 206 રીંદાબાઇ વિ અન્નાચાર્ય. ( ૪ ) 21 Bom 739. માધવરામ વિ દવે ( ૫ ) 5 Bom. 662 તુલજારામ વિ મથુરાદાસ.

સ્ત્રીધન ગણાય, ઉપલા પ્રકરણના પેરા ૨૯ મા જણાવ્યા પ્રમાણેના વારસોને ઉતરે છે.[1]

જો બે ત્રણ સ્ત્રી વારસદારોને સાથે મીલકત મળે તો તે એકત્ર મીલકત લેતા નથી પણ સરખે ભાગે જુદી મી'કત મેળવે છે અને તેવી મીલકતને હયાતિહક લાગનો નથી ગમે તે એક પોતાના ભાગ ઉપર સ્વતંત્ર હક ધરાવે છે, અને તેની બક્ષીસ કરી શકે તેમજ વેચાણ અને વીલ કરી શકે.[2]

**કોઇ સ્ત્રીની મીલકત બીજી સ્ત્રીને વારસામાં મળે તો ?**

(૪) જો કોઇ સ્ત્રીની મીલકત બીજી સ્ત્રીને વારસામા મળે તો તેવી મીલકત તે સ્ત્રીના હાથમાં સ્ત્રીધન ગણાય છે. જો આવી રીતે મેળવનાર સ્ત્રી વિધવા હોય તો પણ તે વિધવાના હાથમા તે મીલકત સ્વતંત્ર અને સ્ત્રીધન ગણાય છે[3] પરંતુ જો પેરા ૩મા જણાવ્યા પ્રમાણે, એક પુરૂષની મીલકત એક કુટુમ્બમા પરણેલી સ્ત્રીને મળે, અને તેના મરણબાદ એવીજ બીજી સ્ત્રીને મળે તો તેથી તે સ્ત્રીધન ગણાય નહીં પણ તે સ્થિતિમા સંકુચિત મીલકત જ ગણાય[4] દાખલો લઇએ. ન અને ટ બે જુદા થએલા ભાઇઓ છે ટ તેના પુત્ર ત ને મૂકીને મરી જાય છે ત્યાર પછી ન તેની વિધવા ज ને મૂકીને મરી જાય છે. ત્યાર પછી ત તેની વિધવા

(૧) 17 Bom 758, મણીલાલ વિ બાઇ રેવા 30 Bom. 431 (P C) કેસરબાઈ વિ. હસરાજ. જુઓ -34 Bom 510 વીઠા વિ સાવિત્રી અને 15 Bom. 206 રીંદાબાઇ વિ અનાચાર્ય. જે બે ત્રણ સ્ત્રીઓને સાથે મીલકત મળે તો સરખે ભાગે વહેચે (૨) 34 Bom 510 and 15 Bom 206 (૩) 24 Bom 192 ગધી વિ બાઇ જડાવ 30 Bom. 229. બાક 46 Bom 17. નારાયણ વિ વામન (૪) 21 Bom 739. માધવરામ વિ દવે

મ ને મૂકીને મરી જાય છે. આ સંજોગોમાં જ ના મરણ બાદ ન ની મીલકત મ ને મળે. મ ને પુરૂષ ન ની મીલકત મળે છે. તે કુટુમ્બમાં પરણેલી વિધવા છે માટે તેને સંકુચિત મીલકત મળે.

**જૈન વિધવાને વિસ્તૃત હક.**

( ૫ ) જૈન વિધવાને, તેમના જૈનોના રીવાજને લીધે, વિસ્તૃત હક મળે છે. જો કોઇ જૈન પુરૂષ પાસે પોતાની મેળવેલી અથવા સ્વ-ઉપાર્જીત મીલકત-કૌટુમ્બીક અને અવિભક્ત નહીં એવી-હોય તો તેની સંકુચિત નહીં પણ સ્વતંત્ર મીલકત-વારસામા પણ-મળે છે. તેવી રીતે વારસામા મેળવેલી તેની મીલકત ઉપર સર્વ સ્વતંત્ર હક રહે છે તે મરજીમા આવે તેમ વાપરી શકે-ભેટ-બક્ષીસ આપી શકે-વેચાણ કરી શકે અને વીલ પણ કરી શકે[1] પરંતુ જો મરનાર જૈનની સ્વ-ઉપાર્જીત મીલકત ન હોય અને કૌટુંમ્બીક અને મઝીઆરી મીલકત હોય તો આ રીવાજ લાગુ પડતો નથી.[2] પરંતુ કાઠીઆવાડના માંગરોળ અને ઉપલેટા ગામના જૈનોમા એવો રીવાજ સાબીત થયો છે કે તે સંજોગોમા પણ જૈન વિધવાને સ્વતંત્ર મીલકત મળે છે.[3]

**ખત અથવા વીલથી મળે તો ?**

( ૬ ) જો કોઇ કરારનામાથી અથવા ખતથી અથવા વીલથી એવી ( કુટુમ્બમા પરણેલી ) સ્ત્રીને કોઇ મીલકત મળે તો સ્વતંત્ર સ્ત્રીધન ગણાય છે. પરંતુ વીલમાં અથવા ખતમા ઘણુજ ચોકખા શબ્દમાં, ઉલ્લેખ હોવો

( ૧ ) 27 Cal. 379. હરમાતા વિ. મંગીલ 1 All 688. (P. C.) શીવસીંગ વિ દયો. 16 All. 379. શંભુ વિ. ચપાચંદ. 13 Bom L R 1121 મદનજી વિ. ત્રીભુવન. ( ૨ ) 16 All. 379. શંભુ વિ. ચપા ( ૩ ) 36 Bom. 396. મદનજી વિ. ત્રીભુવન

જોઇએ કે સ્વતંત્ર અને ખુલ્લા માલીકી હકથી આપવામાં આવે છે. કારણ એમ છે કે હિંદુ-લૉની ભાવના પ્રમાણે વિધવા વગેરે એવી સ્ત્રીને સંકુચિત મીલકત આપવામાં આવે છે, અને પ્રાથમિક અનુમાન એમ કહે કે સંકુચિત મીલકતજ આપવામાં આવી છે. જો કોઇ સમજણથી મીલકત મેળવવામાં આવી હોય તો તે સ્વતંત્ર ગણાય છે.[1]

**વહેંચણથી મળેલી મીલકત.**

( ૭ ) પેરા ૪. ૫. ૬ માં જે હકીકત જણાવી છે તે વહેંચણમાં મળેલી મીલકતને પણ લાગુ પડે છે.

**સંકોચત વારસો.**

( ૮ ) અત્યાર સુધી આપણે સંકુચિત મીલકતનો વિચાર કર્યો; હવે સંકુચિત અથવા મર્યાદિત વારસોનો વિચાર કરીએ. જે સંકુચિત હકથી વારસામાં મીલકત મેળવે તે સંકુચિત વારસ કહેવાય છે. મયુખના પ્રદેશમાં, કુટુમ્બમાં પરણેલી સ્ત્રી તે કુટુમ્બના પુરૂષ તરફથી વારસામાં મીલકત મેળવે તો તે સ્ત્રી સંકુચિત વારસ હોય છે. કારણ કે કુટુમ્બમાં જન્મેલી સ્ત્રીને સ્વતંત્ર મીલકત મળે છે.[2] તેમજ ગમે તે સ્ત્રી તરફથી વારસામાં પણ મીલકત મેળવે તો તે પણ સ્વતંત્ર સ્ત્રીધન ગણાય છે.

**ઉત્તર વારસો**

( ૯ ) અત્યાર સુધી આપણે ઉત્તરવારસ શબ્દ ઘણીવાર વાપર્યા છે. તેનો સાધારણ અર્થ સમજાવ્યો છે પણ બરોબર ઉલ્લેખ કર્યો નથી. પણ આપણે ઉપર જોયું છે કે જ્યારે " સંકુચિત વારસ "ના

( ૧ ) 31 Mad. 179. શાંબશીવ. 11 All. 296. ગણપત વિ. રામ. 30 All. 84 ( P. C. ) સુરજમણી વિ. રબીનાથ. 26 C. W. N. 129. ( P. C ) ભાઇદાસ વિ. ગુલાબ=46 Bom. 153. ( ૨ ) 24 Bom. 192. ગાંધી વિ. બાઇ જડાવ.

હાથમા મીલકત જાય, ત્યારે તેના મરણ બાદ તેના સ્રીધન વારસોને તેવી મીલકત ઉતરે નહીં, પરંતુ જે પુરૂષની મીલકત તે સ્રીના હાથમા આવી હોય, તે પુરૂષના વારસોને મીલકત મળે. તે સંકુચિત મીલકતની સ્રી-વારસદારની હયાતિ દરમ્યાન તે પુરૂષના વારસદારના હાથમા જતી અટકે છે, અને સ્રીના મરણ વખતે જે વારસો હયાત હોય તેને મળે છે. તે સ્રીના મરણ વખતે વારસાના સવાલ ઉઘડે છે એટલે તે પુરૂષના મરણ બાદ અને તે સંકુચિત હકવાળી સ્રીના મરણ સુધીમા જો કોઇ મરણ પામ્યુ હોય તો તેનો હક નષ્ટ થાય છે અને ફક્ત હયાત હોય તેજ વારસ ગણાય છે. આવા વારસોને ઉત્તરવારસ કહે છે. આવા ઉત્તરવારસ પુરૂષ તેમજ સ્રી બન્ને હોઇ શકે.[૧]

**ઉત્તર વારસોનું હિત.**

( ૧૦ ) સંકુચિત વારસદારના મરણ ઉપર ઉત્તરવારસોનું હિત સમાએલું છે તે હિત આશાભર્યું છે-પણ નિર્ણયાત્મક નથી " ટ્રાન્સફર ઑફ પ્રોપર્ટી એક્ટ " ની કલમ ૬ મા જણાવ્યા પ્રમાણે તે ફકત વારસાની આશા છે. ફકત ચાન્સ જ છે. આ સ્થિતિમા, આવુ હિત વેચાય નહીં-બક્ષીસ થાય નહીં-ગીરો મૂકાય નહીં-તેનુ વીલ થાય નહીં. તેમજ, તેનું એસાઇન્મેન્ટ પણ થાય નહીં. જો આવુ કોઇ પણ કરે તો તે ખોટું છે અને એવું કાંઇ પણ થયું જ નથી એમ ગણાય.[૨]

---

( ૧ ) 7 I A. 115=5 Cal 776 મણીરામ વિ. કેરી 21 All 71. ( P C ) રામસુંદર વિ અચણકુંવર.
( ૨ ) 43 I. A 207=39 Mad 634 જનકઅમ્માલ વિ નારાયણ સામી 38 Mad. 406 ( P C ) વેંકટ વિ સુબામા. 45 Cal 590 ( P. C. ) અમૃત વિ ત્રયાર્ંબ 31 All 53 જગન્નાથ વિ. દીબો 48 Cal 536 આનંદ વિ ગોરમોહન. 32 Mad 206. મુખુ વિ બ્યાબીસીમા 30 All 497. રામચંદ્ર વિ હાદુ 40 All 384

( ૧૧ ) સંકુચિત વિધવા-વારસદારના પછી ઘણા ઉત્તર-વારસો હોય, અને જો એક પછી બીજાને મળે તો બીજો ઉત્તર-વારસ પહેલાની મારફત મેળવે છે એમ નથી, પરંતુ દરેક ઉત્તર વારસ મરનાર પુરૂષ તરફથીજ મીલકત મેળવે છે.[1]

( ૧૨ ) સંકુચિત વારસદાર વિધવા હોય છે, અને એના હાથમા, વારસામા મળેલી મીલકત હોય તે વિધવાનું ધન કહેવાય છે. આ ફક્ત હિંદુ-લૉમાં જ છે. વિધવાના હક સંકુચિત છે.

વિધવાનું ધન.

પરંતુ ઇંગ્લીશ લૉમાં જેને ટેનન્ટ-ફૉર-લાઇફ કહે છે, તેવા સંકુચિત હક નથી. જે મીલકત તેના હાથમાં આવી હોય, તેની તે માલીક છે, પરંતુ તે જરૂરીઆત વગેરે શિવાય સ્થાવર મીલકતનું વેચાણ કરી શકે નહીં અને વીલ કરી શકે નહીં, તેમજ તે મીલકત તેના વારસોને મળે નહીં, પરંતુ મરનાર પુરૂષના વારસોને મળે.[2] તે સ્ત્રીની હયાત દરમ્યાન, આવી મીલકતની વારસદાર અને કબજેદાર તે વિધવા જ છે. બીજા સંજોગો માટે તે માલીક જ છે; ફક્ત તેના હક ઉપર થોડો ઘણો અંકુશ છે. પરંતુ તેની હયાતિ દરમ્યાન, તે મીલકત ઉપર કોઇનો હક લાગતો નથી, અને કોઇ લગાડી શકે નહીં.[3]

બાશા વિ. શુમાન. 6 Pat. L. J, 604. ભગવતી વિ. જગદંબા. 45 All. 179 ( P. C. ) હરવખ વિ. ઇદ. 39 Mad. 554 જગન્નાથ વિ. પ્રસાદ. 50 Cal. 829 ( P. C. ) અમ્રાકામોહન વિ. ગોરમોહન. ( ૧ ) 22 All 33 (F. B) ભગવંત વિ. સુખી. 24 All. 94 (P.C) બહાદુરસીંગ વિ. મોહરસીંગ. 35 All 277 ( P. C. ) સોનીરામ વિ. કનૈયાલાલ. 18 Cal. W. N. 718 (P. C.) મનોહરાણી વિ. હરિચંદા. 42 Mad 523 (P. C.) રંગાસામી વિ. નાચીઆપા. ( ૨ ) 34 Cal. 329 બીજયગોપાળ વિ. કૃષ્ણા. ( ૩ ) 5 Cal. 776 (P. C) મણીરામ વિ. કેરી 39 Mad. 634. (P. C.) જાનકી વિ. નારાયણ.

(૧૩) વિધવાના ધનના ગુણો નીચે પ્રમાણે છેઃ-(૧) વાર સદાર અને કબ્જેદાર છે[૧] (૨) મીલકતનો સ્વતત્ર ઉપભોગ કરી શકે છે.[૨] (૩) મીલકતનો તે વહીવટ કરી શકે છે અને વહીવટ દરમ્યાન ભાડે આપી શકે છે.[૩]

**વિધવાના ધનના ગુણો.**

(૪) પોતાની જીંદગીપર્યંતને માટે વેચાણ કરે અથવા ગીરો મૂકે તો હરકત નથી; પરંતુ તેની જીંદગી પછી તે ચાલુ રહી શકે નહીં. જો તે બીજું લગ્ન કરે અને હિંદુ-લૉ પ્રમાણે જો કાયદાઇક મરણ થયું ગણાય તો તેવા લગ્નના દીવસથી તેવું વેચાણ અથવા ગીરો ખોટું કરી શકે છે.[૪] (૫) જો તેની સામે હુકમનામું થયું હોય તો તે હુકમનામાની રૂએ ટાચ લગાડી શકાય અને ઉપર કહ્યા પ્રમાણે વેચાવી શકાય.[૫]

(૧૪) વિધવાને તથા એવા બીજા સંકુચિત વારસોને મર્યાદીત મીલકતની આવક ઉપર તથા વ્યાજ વગેરે ઉપર સ્વતંત્ર હક છે. મરજીમા આવે તેમ તે વાપરી શકે અને ભેટ બક્ષીસ પણ આપી

**વિધવાના વ્યાજ વિ. ઉપર હક**

(૧) 26 Cal 607 કામિક્ષ્યા વિ હરી 31 All 497 (P C.) કરીમુદ્દીન વિ. ગોવીંદ 22 Bom 984 આનદી વિ રાનરામ 39 Mad. 634 (P. C.) જનકી વિ નારાયણ (૨) 22 Mad 126 સુબા વિ. ચેંગા (૩) 40 Mad 709 (P. C) 2 Cal 1 (P C) મધુસુદન. 33 Cal. 842 દયામણી વિ શ્રીનિબાસ. 6 M L A. 393 હનુમાન-પ્રસાદનો કેસ. 6 Cal 843 (P. C) કામેશ્વરનો કેસ. (૪) 5 Cal. 776 (P. C) મણીરામ. 8 Cal 224 (P. C) સોહોદ્રા વિ રાયજગ 19 Cal 289 (F B) માતુઝનિ વિ. રામરતન 22 Cal. 589 રસુલ વિ. રામસર 26 Mad. 143 શ્રીરાઘુ વિ. કમરમા. 22 Bom 321. વિઠુ વિ. ગોવીંદ. (૫) 23 Mad 504. કાન્મી વિ. અમ્માકાવુ. 28 Cal 155. ચુની વિ રામકિશર.

શકે; ફકત વીલ કરી શકે નહી હયાતિ દરમ્યાન ગમે તે ઉપયોગ કરી શકે તેમાથી કરકસર કરી, બચાવવા બધાએલી નથી મરજીમા આવે તેવા માણસને-પીયરીઆ વગેરેને આપી પણ શકે

( ૧૫ ) વિધવા બચત કરે, અને તેનુ કેવુ રોકાણ કરે, તેના ઉપર તેનો હક નકકી થાય છે જો તે બચતમાથી

**બચત ઉપર કેવો હક ?**

સ્થાવર મીલકત લે, અને પહેલાની મીલકત અને એવી રીતે પાછળથી લીધેલી મીલકતમા ફેર ગણે નહી-પરતુ તેવી મીલકતને મૂળ મીલકતના વધારા તરીકેજ ગણે-તો તેવી મીલકતના ઉપર પણ સકુચિત હક લાગી જાય છે, પછી તે, કાયદાઇક જરૂરીઆત સિવાય અથવા ઉત્તર-વારસોની સમતિ શિવાય, વેચી શકે નહીં, તેમજ તે તેના ઓધન વારસોને મળે નહી પરતુ ઉત્તર-વારસોને મળે[1]

( અ ) ઉપર જણાવ્યુ તે પ્રસગમા, જે તે વિધવા, તેવી પાછળથી લીધેલી મીલકતને, મૂળ મીલકત તરીકે ગણવા માગે છે એવો પુરાવો ન હોય તો તેવી મીલકતની તે સ્વતત્ર માલીક ગણાય છે અને તે 'વિધવાનુ ધન' ગણાતુ નથી, તેથી તે વેચાણ-ગીરો-બક્ષીસ વિગેરે કરી શકે[2] તેમજ વીલ પણ કરી શકે [3]તેના મરણ પછી, વીલ

---

( ૧ ) 10 Cal 324 (P C) ઇશ્રીદત્ત વિ હસબુટી 14 Cal 387 (P C) શીવલક્ષ્મણ વિ સાહેબસીંગ 20 Cal 433 (P C) સોદામીની વિ એડમીનીસ્ટ્રેટર-જનરલ 31 Mad 321 વેકટ વિ સહેનાની 41 Cal 870 કળચદ્ર વિ બામાસુંદરી ( ૨ ) 25 Mad 351 અક્કાના વિ વેકાપા 20 Cal 433 (P C) 35 All 551 વહીદ વિ તોહીરામ 46 Bom 37 કેશવ વિ માવ્રતી ( ૩ ) 46 Mad 190 રાજ વિ વેકટાદ્રી

ન હોય તો તે મીલકત સ્ત્રીધન-વારસોને મળે[૧]. જો તેવી બચતનું શેર-નોટો વગેરેમા રોકાણ કરવામાં આવે[૨] અર્થાત જગમ મીલકત તરીકે રાખવામા આવે અથવા કોઇ પણ જાતનું રોકાણ કર્યા વગર રોકડ રાખવામા આવે તો[૩] આ નિયમોજ લાગુ પડે છે

(૧૬) વિધવાને વિધવા તરીકે વારસામા મળેલી સકુચિત મીલકત માની સ્થાવર મીલકત પર ઘણા થોડા હક છે, તેવી મીલકતનું તે વેચાણ કે ગીરો કરી શકે નહીં-બેટબક્ષીસ-આપી શકે નહી. આવા સંકુચિત હક હોવાને લીધે ફરજો પણ થોડી હોય છે. પરતુ નીચે જણાવેલા સજોગોમા તેનું વેચાણ વગેરે કરી શકે છે.[૪]

**સ્થાવર મીલકત ઉપર વિધવાના સંકુચિત હક**

( क ) કાયદાઇક જરૂરીઆત હોય તો,

( ख ) વેચાણ વગેરે લેનારે જો પહેલાથી તપાસ કરી હોય, અને એવી તપાસના પરિણામે શુદ્ધ અંતઃકરણથી એમ માનતો હોય કે જરૂરીઆત છે, તો વેચાણ વગેરે રદ થાય નહીં

( ग ) ઉત્તરવારસોની સંમતિ હોય. એથી પ્રાથમિક એમ મનાય કે વેચાણ વિગેરે યોગ્ય હતું.

( घ ) જો વિધવા આખી અને બધી ( થોડી નહીં ) મીલકત તરતના ઉત્તરવારસ અથવા બધા યોગ્ય ઉત્તરવારસોને

(૧) Mulla's H. L. ( 5th Edn ) 173. (૨) 20 Cal. 433 (P. C) (૩) 20 Cal. 433 (P. C) 10 Bom 478 રીવેટ વિ. છબીબાઇ 41 All 350. સીતારામ વિ દુલામ (૪) 40 Cal. 721.દેવીપ્રસાદ વિ ગોપાળ ભગત (F B) 42 Mad 523 (P. C.) રગાસામી વિ નચૈયાપ્પા.

આપી દે ( પોતાના ભરણ પોષણ શિવાય બીજી સરતે ) તો તે યોગ્ય ગણાય અને રદ થાય નહી.[1]

ઉપરની પ્રથમ ત્રણ સ્થિતિમા, વેચાણ કે ગીરો, થોડી મીલકતનું થઇ શકે પણ ચોથી સ્થિતિમા તો બધી જ અને પૂરેપૂરી મીલકત હોવી જોઇએ.

**જગંમ મીલકત અને વિધવા.**

( ૧૭ ) આપણા ' મયુખના ) પ્રદેશમાં જંગમ મીલકત ઉપર વિધવાને સંપૂર્ણ હક છે. વિધવા, ( વિધવા તરીકે ) વારસામા મળેલી જંગમ મીલકત મળે તેમ વાપરી શકે. ગમે તેને ભેટ બક્ષીસ આપી શકે, વેચાણ કરી શકે. ગીરો મૂકી શકે.[2] જો કે હયાતિમા ગમે તેમ વાપરી શકે પણ વીલ કરી શકે નહીં.[3] આવી રીતે વપરાતાં બાકી રહેલી મીલકત ઉત્તર-વારસોને જાય પણ સ્ત્રીધન-વારસોને જાય નહીં.[4] ટુંકાણમાં, સ્થાવર અને જગમ બન્નેમાથી એકે મીલકતનું વીલ વિધવાથી થઇ શકેજ નહીં. આ નિયમ વિધવાને જ લાગુ પડે છે.[5]

---

( ૧ ) આ વિધિ શુદ્ધ અંતઃકરણની હોવી જોઇએ ઉત્તર-વારસો સાથે મળી જઇ, મીલકત વહેંચી લેવાનું તરકટ હોવું જોઇએ નહીં 42 Mad 523 (P. C.) 47 Cal 466 (P. C.) 48 Cal. 100 (P. C.) 41 Bom 93. 34 Bom 165. 2 Pat. L. J. 598. 31 Mad. 366. 39 All. 520. 19 Cal. 236 (P. C.) 22 Cal. 354. ( ૨ ) 1 Bom. H. C. 56. બેચર વિ. બાઇ લક્ષ્મી 11 Bom. 285. ભાગીરથી વિ કોણ્ડુરાવ. ( ૩ ) 28 Bom. 453. શાહ ચીમનલાલ વિ ડોસી ગણેશ. 17 Bom. 690. મહાધર વિ ચંદ્રા 16 Bom. 229. હરિલાલ વિ. પ્રાણવલ્લભ. ( ૪ ) (૨) માં જણાવેલા કેસો. ( ૫ ) 11 M. I. A 139. 17 Bom. 690.

**કાયદાધક જરૂરીઆત અને વેચાણ**

( ૧૮ ) વિધવા અથવા બીજા મર્યાદિત વારસો કાયદાધક જરૂરીઆત માટે વેચાણ વગેરે કરી શકે છે એ આપણે જોઇ ગયા. જો એની જરૂરીઆત માટે થોડી અથવા આખી-સ્થાવર અથવા જંગમ-મીલકતનું વેચાણ વગેરે કરે તો ઉત્તર-વારસોને બંધનકર્ત્તા છે.[1] આવી જરૂરીઆત, સાસારીક અથવા ધાર્મિક કારણોને લીધે સંભવી શકે. સાસારીક કરતા ધાર્મિક કારણોને વિશિષ્ટ ગણવામા આવ્યા છે; અને મરનાર પતિને પરલોકમાં સુખ મળે એવા ધાર્મિક કાર્યોને માટે વેચાણ વગેરે કરવા વધુ વિસ્તૃત હક મળે છે.[2] ખરા કારણની કુંચી તો આવી જરૂરીઆત જ છે.[3] જો પુરેપુરી કિંમતે વેચાણ થયું હોય પરંતુ જરૂરીઆત ન હોય તો તે રદ ઠરે છે.[4] આવી જરૂરીઆત વગરનું વેચાણ તે વિધવાના હક-હિત અને હિસ્સાનું વેચાણ ગણાય છે. જેમ વિધવા તેની હયાતિ દરમ્યાન વાપરી શકે, તેમ તે વેચાતું લેનાર ધણી વાપરી શકે છે, અને વિધવાની હયાતિ બાદ ઉત્તરવારસોને સોપી દેવું પડે. જો જરૂરીઆત ઉભી થાય તો પ્રથમ ગીરો મૂકવુ પડે એમ ખાસ કાઇ નથી. ઘણું ભારી વ્યાજ આપવું પડે એમ હોય તો અથવા વિધવાને મુશ્કેલીવાળું લાગતું હોય તો, તે પ્રથમથીજ વેચાણ કરી શકે છે.[5] પરન્તુ જો થોડી રકમ જોઇતી હોય અને મીલકત મોટી હોય તો ગીરો મૂકવુ એ

---

( ૧ ) 28 Bom 453 શાહ વિ ડાહી 17 Bom 690 ગદાધર વિ. ચંદ્રા 16 Bom 229 હરિલાલ વિ પ્રાણવલ્લભદાસ. 29 Bom L R 825 (P. C.) ( ૨ ) 8 M. I. A. 529 ( ૩ ) 21 All. 70 ( P. C ) શામસુંદર વિ અચ્છણકુંવર ( ૪ ) 43 Cal. 417 રવાનેશ્વર વિ ચંડીપ્રસાદ ( ૫ ) 31 Mad 153 સીતારામ વિ. દ્રૌપદી. 45 All. 338 બાળકૃષ્ણ વિ હીરાલાલ.

વ્યવહાર ગણાય અને મીલકત મોટી હોય તો ગીરો મુકવુ એ વ્યવહાર ગણાયું છે પોતાની બચતમાથી અથવા વ્યાજમાથી વિધવા દેવું પતાવવા બધાએલી નથી. તેવી બચત વગેરેનો ગમે તેમ ઉપયોગ કરી શકે[1] મીલકતની બચત અને આવક ઉપર તેની સ્વતંત્ર માલીકી છે અને તેમાથી તે દેવું પતવવા જરા પણ બધાએલી નથી.

( ૨૪ ) કાયદાઇક જરૂરીઆત એટલે શું ? આપણે સાધારણ અર્થમા જે જરૂરીઆત શબ્દ વાપરીએ છીએ

જરૂરીઆતનો અર્થ. તેવો અર્થ નથી. મીલકતના ઉપર એવી જાતનું દબાણ કે જેથી કાયદાની દષ્ટિએ યોગ્ય, પુરતું અને ચિતાજનક જણાય, એને કાયદાઇક જરૂરીઆત કહે છે.[2]

નીચે જણાવેલા કારણો 'જરૂરીઆત' તરીકે ગણાયા છે:-

( ૧ ) મરનારની ઉત્તરક્રિયા[3]–તથા શ્રાદ્ધ,[4]

( ૨ ) જેની શ્રાદ્ધક્રિયા, મરનાર કરવા બધાએલ હતો, તેની ક્રિયા કરવા માટે[5],

( ૩ ) ફરજીઆત નથી એવા કાર્યો, પણ જે કરવાથી મરનારના આત્માને શાન્તિ મળે એવા કાર્યો પણ જરૂરીઆતમા ગણાય છે.[6] પોતાના મરનાર પતિના આત્માની શાન્તિ માટે વિધવા થોડી મીલકતનું દાન કરી શકે છે. તેવી મીલકત ઘણી થોડી અને નજીવી હોવી જોઇએ.[7]

---

( ૧ ) 18 Mad 113 રામસામી 31 Cal .દેબીદયાળ વિ. ભાનુપ્રતાપ ( ૨ ) 1 Pat 741 (P C) રામસ્મરણ વિ શ્યામકુમારી ( ૩ ) 22 Bom 816. રતનચંદ વિ. જવેરચંદ. 11 Mad 288. લક્ષ્મીનારાયણ. વિ. દાસુ ( ૪ ) 36 Cal 753 શ્રીમોહન વિ. બ્રીજવિહારી. ( ૫ ) 8 Cal 36 રામકુંવર વિ. ઇચ્છા. ( ૬ ) 44 All 503 (P.C) સરદારસીંગ વિ. કુંજવિહારી 13 M I. A 209 રાજા વિ ગોકળ ( ૭ ) 42 Bom. 136 પાનાચંદ વિ. મનોહરલાલ. 8 Mad. 552 રામ વિ. રમા 6 Bom H C O. C I ભાસ્કર વિ મહાદેવ.

નીચે જણાવેલા કૃત્યો, મરનારના આત્માની શાંતિને માટે ગણાએલા છે (क) સ્વ. પતિનું ગયા-શ્રાદ્ધ[1] (ख) પંઢરપુરની યાત્રા[2] પરંતુ શ્રી કાશીક્ષેત્રની યાત્રા નહી[3] (ग) જગન્નાથપુરીમાં ભોગ તથા બ્રહ્મભોજન માટે દાન[4] (घ) સ્વ. પતિએ બંધાવેલા દેવ મંદીર માટે તળાવ બાંધવા અને તેના નિભાવના ખર્ચ માટે દાન[5] (ङ) ગયાની યાત્રા વખતે ત્યાંના ગોર અથવા પુરોહીતને દક્ષણા[6] પરંતુ જો ગોર મહારાજને મોટી રકમની અથવા મીલકતના મોટા ભાગની દક્ષણા આપવામાં આવે તો કોર્ટ કબુલ રાખશે નહી,[7] ગયાજીમાં 'સફળ સંકલ્પ' માટે ગોર મહારાજને સાધારણ દક્ષણા[8]

આ બધું સ્વ. પતિના આત્માની શાંતિને માટે થઇ શકે, પરંતુ પોતાને મોક્ષ મળવા માટે એવું ખર્ચ થઇ શકે નહીં[9]

(च) વિધવા પોતાના સ્વ. પતિના બધા દેવા ચુકવી શકે છે, અને એવા દેવા મુદત બહારના થઇ ગયા હોય તો પણ વિધવા ચુકવી શકે છે, કારણ દેવામાં રહેવું એ પાપ ગણાય છે, અને જ્યાં સુધી દેવા ચુકવાય નહી ત્યાં સુધી આત્માને શાંતિ મળતી નથી[10] પરંતુ જો મરનાર, પોતાની હયાતિમાં, તે દેવું નાકબુલ ગયો હોય

(૧) 46 All 822 દરબારી વિ ગોવીંદ (૨) 36 Bom. 88 ગણપત વિ તુલસીરામ (૩) 13 Cal W N 544 હરિ વિ જગાનંદ (૪) 44 All 503 (P C) (૫) 43 Cal 574 ખુબલાલ વિ અયોધ્યા (૬) 43 All 515 ગોવીંદ વિ લખરાણી (૭) 47 All 563 ઇશ્વરી વિ બહુનંદન (૮) 46 All 533 બળદેવ વિ ફત્તેહસીંગ (૯) 23 Cal 506 33 All 255. 43 All 463 4 Lah 336 (૧૦) 2 Bom 67 ભાવા વિ પરશુ 11 Bom 320 ચિમનાજી વિ દીનકર 13 Mad 189 કાડપ્પા વિ સુબા 21 Cal 190 હૃદયચંદ્ર વિ અશુતોષ

તો, તેની વિધવા આપી શકે નહી [૧] પુત્રવધુ પણ પોતાના સસરાના (મુદત બહારના પણ) દેવા ચુકવવા, તેની મીલકતનુ વેચાણ કરી શકે [૨] પરંતુ જો પુત્રની વારસ ાર તરીકે તેની માતાને મીલકત મળે, તો પછી તે પોતાના સ્વ પતિના (મુદત બહારના) દેવા ચુકવવા બ ધાએલી નથી અને જો એમ કરવા કોઇ મીલકતનુ વેચાણ કર્યું હોય તો તે વેચાણ ઉત્તર-વારસોને બંધનકર્તા ઠરતુ નથી [૩] જો પતિની હયાતિમા, પત્નીએ પોતાના સ્ત્રીધનમાથી પતિનુ દેવુ પતવ્યુ હોય, તો તેના મરણબાદ તે સ્ત્રી તેના પતિની મીલકત વેચી પોતાની રકમ વસુલ કરી શકે નહી, કારણ એમ અનુમાન થાય કે પત્નીએ એમ સ્વેચ્છાથી કર્યું હતુ [૪]

( છ ) મરનારની મીલકતનુ વારસાઇ સર્ટીફીકેટ અથવા પાવર લેવા જે ખર્ચ થાય તે પણ જરૂરીઆતમા ગણાયુ છે, [૫]

( જ ) મીલકત સાચવવા જો કોર્ટ દરબારે જવુ પડે તો તેનો ખર્ચ [૬]

( ઝ ) મીલકતની સાચવણ માટે જરૂર પડતા સુધારકામ માટેનુ ખર્ચ, પરંતુ મીલકતના વધારા-સુધારા માટે નહીં [૭]

( ટ ) સરકાર-મહેસુલ ચડી ગઇ હોય તો તે ભરવા, અને

(૧, 3) Bom 113 ભાગવત વિ નિરૂત્તિ (૨) 11 Bom 320 બાઉ વિ ગોપાળ (૩) 43 All 604 શીવરામ વિ શીવચીન (૪) 33 All 342 (P C) ભવાની વિ કુવર હીમત (૫) 36 Cal 753 શ્રીમોહન વિ બ્રજબીહારી (૬) 31 All 497 (P C) કરીમુદીન વિ ગોવીંદકૃષ્ણ (૭) 10 Cal 823 હરિ વિ ગણેશ 32 Bom 577 ગણપત વિ સુખી 33 All 255 મકન વિ ગમા

ચઢી ગએલા ભાડા માટેના હુકમનામાં થયા હોય તો તે ભરવા, પરંતુ રસ્તા-સેસ ભરવા માટે નહીં કારણ કે આવકમાંથી તે ભરવા બધાએલી છે[1]

( ઠ ) પોતાનું ભરણ-પોષણ,[2] તેમજ મરનાર જેમનું ભરણ-પોષણ કરવા બધાએલો હતો તેમનું, જેવા કે-તેની માતા-દાદી-કુંવારી છોકરીઓ વિગેરે[3]

( ड ) સ્વર્ગસ્થના પુત્રો-પુત્રીઓ-પૌત્રી-પૌત્રની પુત્રીઓ-[4] કાકાના છોકરાની છોકરીઓ-[5] અને એવાના લગ્ન ખર્ચ

( ढ ) પુત્રના લગ્ન પ્રસંગે ભેટ વગેરે તેમજ સીમત વખતે[6] તેમજ લગ્ન પ્રસંગે જમાઈને ભેટ.[7] દરેક વખતે ભેટની રકમ યોગ્ય અને સાધારણ હોવી જોઈએ જો વધારે પડતી હોય તો, તે રદ થાય છે

( ण ) મરનારના કૌટુમ્બીક ધંધાને અંગે જે દેવા પતવવા પડે તે[8] જો એવા ધંધાને અંગે સ્થાવર મીલકત વેચવી પડે, અને ફરી લેવી પડે તો તે પણ વિધવા કરી શકે છે[9]

---

(૧) 36 Cal 753 30Cal 550 (P C) 5 Pat 585 (P C) (૨) 5 Bom 460 સદાશીવ વિ ધાકુબાઇ 1 Pat 741 (P C) રામસ્મરણ વિ શામકુમારી (૩) 46 All 822 દરબારી વિ ગોવીંદ (૪) 33 Cal 433 33 All 255 36 Bom 88 45 All 297 (૫) 5 Pat 3'0 બૈજનાથ વિ મંગળાપ્રસાદ (૬) 37 Cal 1 ચુરા વિ ગોપી 5 Lab 70 જવાલારામ વિ હરિ (૭) 22 Mad 113 રામ વિ વેંગસામી 5 Pat 646 રામ વિ ગોવીંદ (૮) 21 All 71 (P C) શામ વિ અચ્છનુ 26 Bom 206 સકરાભાઇ વિ મગનલાલ 14 All 620 (P C) અમરનાથ વિ અચ્છનુ (૯) 42 All 109 પહેલવાન વિ છત્રપ

( ૩૦ ) સંકુચિત વારસદાર પાસેથી વેચાણ અથવા ગીરો લેનાર ધણી એ જરૂરીઆતની તપાસ કરવા.

જરૂરીઆતના પુરાવાનો બોજો. બંધાએલો છે. તે ફરજીઆત છે અને જો કોઇ જરૂરીઆતના સંબંધમાં વાંધો ઉઠાવે તો પુરાવ નો બોજો વેચાણ લેનારના શીર પર છે. તેણે નીચે પ્રમાણે સાબીત કરવું જોઇએ.—( અ ) ખરેખર જરૂરીઆત હતી (આ) અથવા શુદ્ધબુદ્ધિથી યોગ્ય તપાસ કરી હતી અને તેને એમ લાગ્યું હતું કે જરૂરીઆતનો પ્રસંગ છે. આ બેમાંથી એક પણ વસ્તુ સાબીત કરે તો વેચાણ વિગેરે રદ થાય નહીં. જો તે વિધવાના ગેરવહીવટના પરીણામે એવી સ્થિતિ ઉભી થઇ હોય તો પણ કાંઇ હરકત નહી. પરંતુ એવી સ્થિતિ વેચાણ લેનાર ગ્રહસ્થની મદદથી થયેલ હોવી જોઇએ નહીં. જે પૈસા એવી રીતે લેવાયા તેનો ઉપયોગ જરૂરીઆત માટે થયો છે કે નહી તે વેચાણ લેનાર ધણી જોવા બંધાએલો નથી, કારણ વહીવટ તેના હાથમા હોતો નથી, જો વેચાણને ઘણો ઘણો વખત થયો હોય એટલે લગભગ ૮૦ વર્ષ જેટલો વખત થઇ ગયો હોય—તો બધો પુરાવો મળવો મુશ્કેલ હોય છે, અને તે સંજોગોમા કેટલાક અનુમાન કરવા પડે છે.[2] વેચાણ અથવા એવા બીજા ખતમા જરૂરીઆતના સંબંધમા ઉલ્લેખ કર્યો હાય તો તે પુરાવામા દાખલ થઇ શકે છે:[3] પરંતુ એટલું લખા-

---

(૧) 6 M. I A 393. હનુમાનપ્રસાદ પાંડેનો કેસ. 11 M I. A 619. કેવેલી વિ. મછલીપટ્ટણનો કલેક્ટર. 6 Cal 843 (P. C) કામેશ્વર વિ. રણબહાદુર. 18 Cal 311 ( P. C ) હરીનાથ વિ. રણધીર 14 All 420. (P. C.) અમરનાથ વિ. અચ્છણકુંવર. 23 Cal 766 (P.C) મહેશ્વર વિ. રતનસીંગ 21 All 71 (P. C) 25 Cal. 189 (P.C) 35 Cal. 420 ( P. C ) 24 All. 547. (૨) 43 Mad 541 (P. C.) ચિંતામણ વિ. વઢવાણના રાણી સાહેબ. ( ૩ ) 44 Cal. 186

પુરતુ નથી, કારણ એ જણે મળી જઇને એ પ્રમાણે લખ્યું હોય તેથી જુદો પુરાવો જોઇએ,[१] પણ જો ઘણો વખત થઇ ગયો હોય અને બીજો પુરાવો મળી શકે એમ ન હોય તો તે સંજોગો પ્રમાણે પુરતો ગણાય છે[२] ખતમા એનો ઉલ્લેખ તો કરાવવોજ, જેથી ઉપરના પ્રસગમા કોઇક વખત કામ લાગી જાય. જો વિધવાએ ગીરોખત કર્યું હોય, અને તે ખત ઉપર પૈસા ધીરનારે દાવો માડયો હોય, અને દાવાના નીકાલ વખતે પતાવટ થઇ હોય, અને પતાવટના પરીણામે તેણેજ તે મીલકત વેચાતી રાખી હોય તો વેચાણ લેનારે જરૂરીઆત સાબીત કરવી જોઇએ છે.[३] જો આવા વેચાણ વગેરેમા

**ઉત્તરવારસોની સમતિ**

નજીકના (તરતના) હિતવાળા ઉત્તર વારસો પોતાની સમંતિ આપે તો જરૂરીઆત માટે થયુ છે એમજ મનાય[४] ઘણા ભાગે, વિધવાના મૃત્યુ બાદ જે ઉત્તર-વારસો વારસાને લાયકના હોય અને એવા જે વેચાણ વગેરે વખતે હયાત હોય તેમની સમતિ જોઇએ વેચાણ પહેલા અથવા પછી સમતિ આપી હોય તો તેથી ફેર પડતો નથી[५] વેચાણ ખત ઉપર જો ઉત્તરવારસની સાક્ષી હોય તો તેથી, તેની સંમતિ ગણાતી નથી. દરેક સ્થિતિનુ પુરેપુર

---

(P C) બાગચદ વિ જગતકિશોર 46 All 822 દરબારી વિ ગોવીદ (१) 36 All 187 (P C) 37 All 369 (P C) 46 All 656 (२) 44 Cal 196 (P C) ઉપર જુએ (३) 45 Mad 504 (F B) દીરૂપદી વિ વેરાપા પરદુ જુઓ પ્રીવી કાઉન્સીલનો કેસ 1 Pat. 741 (P C) રામસ્મરણ વિ થામકુનરી (४) 42 Mad 523 (P C) 30 All 1 (P C) 40 Cal 721 (F B) 25 Bom 129 13 Bom L R 940 41 Bom 92 40 Cal 793 43 All. 534 44 All 95 46 All 822 46 Bom 292 (५) 30 All (P C) બજરગીસીંગ વિ મણીકર્ણિકા

જ્ઞાન હોય, પુરી સમજથી સંમતિ આપી હોય તો તેજ બંધનકર્તા ગણાય છે.[1] જો આવા તરતના ઉત્તરવારસો સ્ત્રી હોય તો તેની સંમતિ ચાલે નહીં. આપણા પ્રદેશમા બ્હેન-પુત્રીને સ્વતંત્ર મીલકત મળે છે તો પણ તેની સંમતિ ચાલે નહીં.[2] આવા કેસમાં તે સ્ત્રી ઉત્તરવારસની તેમજ તેના પછીના પુરૂષ ઉત્તરવારસની સંમતિ લેવી જોઇએ [3] ઉત્તરવારસની સંમતિથી, આખી અથવા થોડી મીલકતનું વેચાણ વગેરે થઇ શકે.[4] આવી રીતે જો વચાણ વગેરે થયા હોય તો પછી બધાં ઉત્તરવારસોને બંધનકર્તા છે. પછી તે ક્યાં તો પાછળથી જન્મ્યા હોય અથવા દત્તક લેવાયા હોય [5]

**વગર જરૂરીઆતે વેચાણ થયું હોય તેની અસર.**

( ૨૧ ) જો કોઇ વિધવાએ અથવા એવા બીજા સંકુચિત વારસે જરૂરીઆત શિવાય અથવા ઉત્તરવારસની પરવાનગી શિવાય, વેચાણ વિગેરે કર્યું હોય તો તેવું વેચાણ વિગેરે ઉત્તરવારસોને બંધનકર્તા નથી, પરંતુ જેમ ઉપર કહ્યું છે તેમ તેને બંધનકર્તા છે અને પોતાના હક-હિત અને હિસાનું વેચાણ વિગેરે થયું ગણાય છે.[6]

( ૧ ) 21 All 71 (P. C.) 42 Cal 876 (P. C) 44 Cal. 186 (P. C) ( ૨ ) 5 Bom 563 ( પુત્રીનો કેસ ) વરજીવન વિ. ઘેલજી. 2 Bom. 129 ( બ્હેન ) વિનાયક વિ. ગોવીંદ. 34 Bom 165. (પુત્રી) પીલુ વિ. બાબાજી. પરંતુ 38 Bom 224. માલીક સાહેબના કેસમાં એમ ધારવામાં આવ્યું હતું કે એકલી પુત્રીની સંમતિ પણ બસ છે. ( ૩ ) 5 Bom 562. 25 Bom 129. ( ૪ ) 42 Mad. 523 (P. C.) રંગાસામી વિ નચૈયાપ્પા. 25 Bom. 129. વિનાયક વિ. ગોવીંદ ( ૫ ) 25 Bom. 123. 34 Bom 165. 13 Bom. L. R. 940 ( ૬ ) 1 Bom. 577 રામચંદ્ર વિ. ભીમરાવ. 39 Mad. 565. ચિદંબા વિ. હુસપનામા.

ઉત્તર વારસોની સામે તે ખોટું જ ગણાય નહીં, પરંતુ જો એમને ખાટું ઠરાવવું હોય તો ઠરાવડાવી શકે.[૧] ફક્ત ઉત્તરવારસોજ વાંધો લઇ શકે, બીજી કોઇ વ્યક્તિ વાંધો લઇ શકે નહીં.[૨] જો કોર્ટના હુકમથી વેચાણ થયું હોય તો બધાને બંધનકર્તા છે[૩] જો સમાધાનમાં ઉત્તરવારસો પક્ષકાર હોય તો તેથી તેઓ બંધાય છે.[૪] જો કોઇ ઉત્તરવારસ એવા શબ્દોમાં સંમતિ આપે કે " વિધવાના મરણ બાદ હું વારસો માગીશ નહીં " તો ટ્રાન્સફર ઑફ પ્રોપર્ટી એક્ટની કલમ ૭ પ્રમાણે તે કરાર ખોટો ઠરે છે.[૫]

**કૌટુમ્બીક યોજના**

જો વિધવાએ પોતાના સુખ અથવા હિતની ખાતર નહીં પણ તકરાર પતાવવા અને કુટુમ્બમા સંપ રાખવા, કોઇક કૌટુમ્બીક યોજના કરી હોય તો તેવી યોજના ઉત્તરવારસોને બંધનકર્તા છે.[૬] જો આવી કૌટુમ્બીક યોજના ન હોય પરંતુ પોતાના હિતની ખાતર નહીં પણ મીલકતના હિતની ખાતર પણ કોઇ સમાધાન કરવામાં આવે તો તે પણ એવી જ રીતે બંધનકર્તા છે.[૭]

---

(૧) 34 Cal 829 (P. C.) બીજયગોપાળ વિ કૃષ્ણા. 25 Cal. 1 મધુસુદન વિ. રૂક. 29 Bom L. R. 825 (P. C) (૨) 2 Pat. 117. મહારાજ વિ. ચંદ્રિકા. 45 Bom. 105 સીતારામ વિ ખંડુ. 45 All. 613. જહારી વિ બીજય. (૩) 26 Cal. 607. કામીક્ષા વિ હરિચરણ. 23 Cal. W. N. 1045 આનંદ વિ. અતુલ. (૪) 40 All. 487 (P. C) કનૈયાલાલ વિ. બીજલાલ 24 Cal. W. N 105 મુસામત વિ ભગવાનસીંગ. (P. C) 31 Mad. 4‑5 પુલીઆચેટી વિ. વરાદારાજુલુ. 38 All 107 ભરતલાલ વિ. સાલીકરામ. 41 All 611 ચાડુ વિ. પરમા. (૫) 31 Bom 165 શમસુદીન વિ. અબ્દુલ. (૬) 33 All. 356 (P. C) 16 Cal W. N. 929 20 Cal W. N. 210. 35 All 240. (૭) 1 Pat 741. (P. C)

પરંતુ જો તે માણસને કોઇ પણ હિત ન હોય અને એવા સાથે સમાધાન કર્યું હોય તો તે બંધનકર્તા નથી[1]

ઉત્તરવારસો સાથેનું સમાધાન પણ બંધનકર્તા છે; પરંતુ સમાધાન યોગ્ય અને વિચારશીલ હોવું જોઇએ.[2]

ઉત્તરવારસો સાથે સમાધાન

(૨૨) જો જરૂરીઆત થોડીજ સાબીત થાય તો? કોર્ટ નીચે જણાવેલા ઉપાયોગમાથી એક લે છેઃ—

જો જરૂરીઆત થોડી જ સાબીત થાય તો.

(૧) જરૂરીઆત હોય તેના કરતાં વેચાણનાં પૈસા વધારે હોયતો કોર્ટ વેચાણ રદ ઠરાવે અને વેચાણ લેનાર ધણીને એવો હુકમ કરે કે જરૂઆત હતી તેટલા પૈસા જો વાદી આપે-વ્યાજ સાથે-તો તે ધણીએ મીલકત પાછી આપી દેવી.[3] (૨) જરૂરીઆત હતી તેને માટે રકમ, આખી વેચાણ કિંમતના પ્રમાણમા નામ નીજ હોય, તો કોર્ટ વેચાણ રદ ઠરાવશે નહીં પરંતુ વેચાણદારને એવો હુકમ કરશે કે જેટલા પ્રમાણમાં જરૂરીઆત સાબીત થઇ નથી, તેટલા પ્રમાણની રકમ વાદીને આપવી.[4]

(૧) 47 Mad 181 (P. C) 5 Pat. 350. (૨) 47 All. 883 (P. C) માતાપ્રસાદ વિ. નગેશ્વર (૩) 29 All. 331 (P.C) એશના ડેપ્યુટી કમીશનર વિ. ખંજન. 31 Mad. 153 સંગ્રામ વિ. દ્રૌપદી. જુઓ 29 Bom L. R. 825 (P. C.) શ્રીકૃષ્ણ વિ. નાથુરામ. (૪) 47 All. 355 દોલત વિ. શંકર.

(૩) જો જરૂરીઆત હતી તેના પ્રમાણમાં રકમ ઘણીજ થોડી હોય–કે જેનો હિસાબ ગણી શકાય નહીં, તો કોઇ પણ શરત નાખ્યા શિવાય, કોર્ટ રદ ઠરાવશે નહીં.[1]

દરેક વખતે વિધવા જરૂરીયાતના પ્રમાણમાંજ મીલકત વેચી શકે નહીં; ફક્ત કોર્ટે એટલું જોવાનું છે કે વેચાણ યોગ્ય અને વિચારશીલ છે કે નહીં.[2]

**મીલકત ઉપર આંટ ન હોય.**

(૨૩) જો મીલકતના ઉપર કોઈ પણ જાતની આંટ મૂકવામાં આવી ન હોય; અને એવી કૌટુમ્બીક ધંધાની મીલકત વિધવાના હાથમાં ગઇ હોય; અને એવા ધંધા દરમ્યાન વિધવાએ દેવું કર્યું હોય અને તે છેવટે ઉત્તરવારસના હાથમાં ગઇ હોય; તો પણ લ્હેણદાર તે મીલકતમાંથી પોતાના પૈસા વસુલ કરી શકે છે.[3]

**મુદત બચાવવા લેખી કબુલાત**

(૨૪) જો મુદત બચાવવા, વિધવા અથવા બીજી સંકુચિત વારસ લખી કબુલાત આપે તો ઉત્તરવારસો બંધાતા નથી.[4]

**આખી મીલકતમાં વિધવાના આખા હિતનું ઉત્તરવારસોને ' સરેન્ડર. '**

(૨૫) જો વિધવા અથવા બીજી સંકુચિત વારસ, પોતાનો બધો અને પૂરેપૂરો હિત-હક અને હિસ્સો તરતના ઉત્તરવારસોને આપી દે તો તે રદ ઠરે નહીં; પરંતુ તે આખી અને બધી મીલકતનું હોવું જોઇએ. આવા હિસ્સામાં જરૂરીઆત જોઇએ નહીં. પરંતુ જો ઉત્તર-

(૧) 48 All. 183 (F. B) લાલબહાદુર વિ. કમળેશ્વર. (૨) 2 Lah. 357 નમનલાલ વિ. હરભગવાન. 41 All. 238 બાળકૃષ્ણ વિ. હીરાલાલ. (૩) 26 Bom. 206 સકરાભાઇ વિ. મગનલાલ. (૪) 35 All 247 (P. C) સોનીરામ વિ. કનૈયા.

વારસ સાથે મળી જાય, બન્ને જણે મીલકત વહેચી લેવાનું તરકટ કર્યું હોય તો તે બંધનકર્તા નથી.[1] તે વખતે જેટલા નજીકના ઉત્તરવારસો હયાત હોય, તે બધાને બધી મીલકત આપી દીધેલી હોવી જોઇએ; અને જો આખી મીલકતમા આખું હિત આપી દેવામા ન આવે તો તે કાર્ય યોગ્ય કહેવાય નહીં.[2] ઉત્તરવારસો અને વિધવા વચ્ચે સમાધાન થયું હોય તો તે પણ ' સરેન્ડર ' ગણાય.[3] એકજ વખતે આખી મીલકતનો મોબદલો ન થયો હોય તો ચાલે, પરંતુ કકડે કકડે થયો હોય પણ જો એમ લાગે કે આખી મીલકતનું ' સરેન્ડર ' છે તો યોગ્ય ઠરે.[4]

જો આવી રીતે આખી મીલકતમા આખા હિતનું સ્ત્રી-ઉત્તરવારસને ' સરેન્ડર ' કરવામા આવે તો ? આપણે બંગાળ-બનારસ વગેરે પ્રદેશોની પંચાત કરવામા જરૂર નથી. પરંતુ જો આપણા પ્રદેશમા એમ થાય અને જો તે સ્ત્રી પુત્રી-બ્હેન વિ. કુટુમ્બમા જન્મેલી સ્ત્રી હોય તો તે યોગ્ય ગણાય છે. તે સ્ત્રીને તે દીવસથી બધી મીલકત મળી જાય[5] આનો દાખલો લઇએ:-એક વિધવા છે-તેને એક પુત્રી અને એક ભત્રીજો છે-આખી મીલકતમાનું આખું હિત વિધવા તેની પુત્રીને બક્ષીસખતથી આપી દે છે. દોઢેક વરસ પછી પુત્રી પાણુ બધું

(૧) 41 Bom 93 મોતીરામ વિ. હારદાસ 34 Bom 165 પીરૂ વિ. બાબાજી 42 Mad 523 (P O) રંગાસામી વિ. નચેયાપ્પા 47 Cal. 466 ભગવત વિ ધનકધારી 46 Cal 103 (P O) સુરેશ્વર વિ. મહેશ્વરાણી 39 All 1. ભવાની વિ જેટરામ 39 All 520 રામ વિ. જેરથા. (૨) 49 Bom 167 મંજપા વિ રોરાગીરી. 5 Pat 290 (P. O) માનસીંગ વિ. નવલ (૩) 47 Bom 678 રામ વિ. ઢોલી 45 All 610. રામ વિ રામમનોહર (૪) 48 All. 485 મારૂ વિ. હંસ. (૫) 47 Bom. 431. નારૂ વિ. તાઇ.

વિધવા માતાને બક્ષીસખતથી બક્ષીસ આપે છે—કેટલાક વરસ પછી પુત્રી પોતાની એક પુત્રીને મુકી મરણ પામે છે—પછી વરસેક પછી વિધવા આખી મીલકત તે પુત્રીની પુત્રીને બક્ષીસ આપે છે—ત્યાર પછી વિધવા મરણ પામે છે. પેલો ભત્રીજો કહે છે કે એ બધું ખોટું કરવું જોઇએ અને આખી મીલકત તેને ઉત્તરવારસ તરીકે મળવી જોઇએ. કોર્ટે ના કહી.

**વહીવટ અને સત્તા.** ( ૨૬ ) વિધવા મીલકતનો વહીવટ કરી શકે છે અને હનુમાનપ્રસાદના કેસમાં [૧]પ્રીવીકાઉન્સીલે કહ્યું છે તેટલા બધા હક છે. જો કે, તે હક સંકુચિત છે, પણ તેના કરતાં થોડા હક નથી.

**સંકુચિત વારસની સામે હુકમનામું.** ( ૨૭ ) જો સંકુચિત વારસની સામે હુકમનામું થયું હોય તો તે ઉત્તરવારસોને પણ બંધનકર્તા છે; કારણ કે પ્રીવી કાઉન્સીલે એમ ઠરાવ્યું છે કે વિધવા સંકુચિત વારસદાર છે પરંતુ તે વારસદાર છે અને તેથી મીલકતની પૂર્ણ પ્રતિનિધિ છે. ઉત્તરવારસોને બાંધવા નીચે જણાવેલી સ્થિતિ હોવી જોઇએઃ ( અ ) મરનારને બંધનરૂપ થાય એવા કારણોને લીધે દાવો હોવો જોઇએ.[૨] ( આ ) અને મીલકતની પ્રતિનિધિ તરીકે, વિધવાની સામે હુકમનામું થએલું હોવું જોઇએ.[૩] પરંતુ આ દાવો, યોગ્ય અને ન્યાયપુરઃસર થએલો હોવો જોઇએ તરકટી દાવો હોવો જોઇએ નહીં. એનો અર્થ એમ થતો નથી કે, છેલ્લે સુધી

---

( ૧ ) 6 M. I. A. 393. ( ૨ ) 10 Cal. 985 જુગલ વિ. જીતેન્દ્ર. 45 All 613 જવાહીર વિ. બીજય. ( ૩ ) 27 Bom. 172 પેઠા વિ. જમેર 42 Bom. 69 સુબ્બી વિ. રામકૃષ્ણ. 43 Bom. 869 કંકુ વિ જદાવ. See Mulla H. L. (5th Edn.) P. 199.

ખૂબ લડાવો જોઇએ યોગ્ય રીતે સમાધાન થયુ હોય તો બંધનરૂપ છે[1]

વિરૂધ કબજો.

(૨૮) જો વિધવા અથવા એવા બીજા સંકુચિત વારસના સામે કોઇ વિરૂધ કબજો ધરાવતુ હોય તો તે ઉત્તરવારસોની સામે પણ વિરૂધ કબજો (adverse possession) ગણાય છે.[2] પરંતુ જો વિરૂધ કબજા વખતે તે મીલકત વિધવાના હાથમા આવી ન ગણાઇ હોય તો તે ઉત્તર વારસોને બંધનકર્તા નથી[3]

તેના હકો

(૨૯) ઉપર આપણે ઉત્તરવારસનો અર્થ જાણી ગયા છીએ આપણે એ પણ જોયું છે કે વિધવા, ઉત્તર વારસો અને વારસ છે– લાઇફ-ટેનન્ટ નથી.[4] જ્યાં સુધી વિધવા હયાત છે ત્યા સુધી ઉત્તરવારસોનો હક પહોચતો નથી "વિધવાના મરણ બાદ જે હયાત હોય તેમને મળે, વિધવા પહેલા જો સ્વર્ગે સીધાવ્યા હોય તો એમનુ કાંઇ લાગે વળગે નહી. આ સંજોગોમા વિધવાની હયાતિમા કોઇ પણ ઉત્તરવારસ પોતાનો હક વેચી શકે નહી–કારણ હોય તો વેચાય ના તે દરમ્યાન ફકત ઉત્તરવારસને આશાજ ગણાય[5] ઉત્તર વારસ તરીકેનો હક છે એવુ કહેવડાવવા, કોઇ

(૧) I Pat 741 (P C) રામસ્મરણ વિ. રામકુમારી. 47 All 883 (P C) માતાપ્રસાદ વિ મંગેશ્વર (૨) 48 Mad 883 (P. C) વેંદીરાજા વિ શ્રીરંગ (૩) 23 Bom 725 (P C) રણછોડદાસ વિ. પાર્વતી (૪) 39 Mad 634 (P C) 21 All 71 (P C) (૫) 29 Cal 855 (P. C) 39 Mad 634 (P. C) 31 All 53 32 All 68 40 All 518 45 Cal 590 (P C) 31 Mad 749 45 Bom 1167

ઉત્તર વારસ દાવો લાવી શકે નહીં, કારણ વિધવાના મરણ સુધી કોણ ઉત્તર વારસ છે તે ચોક્કસપણે કહેવાય નહી[૧] પરંતુ જો વિધવા અથવા બીજી સંકુચિત વારસ મીલકતની અરડાતફડી કરી નાખતા હોય જેના

**ઉત્તરવારસ** થોડા પરીણામે તેના મરણ બાદ ઉત્તરવારસોને **સંજોગોમાં** દાવો ઘણું શોષવુ પડે એમ હોય તો એવી **લાવી શકે** અરડાતફડી અટકાવવા દાવો લાવી શકે છે[૨] પરંતુ જો મીલકતને ધણો ભય ન હોય તો કોર્ટ તેના હાથમાથી વહીવટ લઇ લેશે નહીં (આ) તેવીજ રીતે જો તેના મરણ બાદ તેના ઉત્તરવારસોને અધનુરૂપ ન થાય એવી રીતે મીલકતના ઉપર વિધવા બોજો કરતી હોય તો તે અટકાવવા દાવો લાવી શકે, અને જો કોર્ટને એમ લાગે કે વસ્તુસ્થિતિ જોતા ઉત્તરવારસો બંધાય એમ નથી તો કોર્ટ એમ જાહેર કરે કે તે ફકત વિધવાની હયાતી સુધી બંધનકર્તા થશે, પછી નહીં થાય. પરંતુ ઉત્તરવારસો આવો દાવો લાવવા બંધાએલા નથી જો ન લાવે તો તેથી એમનો હક નષ્ટ થતો નથી વિધવાની હયાતિમા કાઇ પણ પગલા લેવા એ ફરજીઆત નથી તેના મરણ બાદ, મીલકતનો કબજો લેવા દાવો માંડી શકે અને ઉપર કહ્યુ છે તેવા કાયદેસર સંજોગોમાં વેચાણ

---

(૧) 39 Mad 634 (P C) જનકીનો કેસ 43 Cal 694 (P C) (૨) 43 Cal 694 (P C) લીવ વિ રામનાથણ જુઓ 39 Mad 634 37 All 177 રેનકા વિ ભોલાનાથ 21 Bom 747 અવીર વિ કુમાર (૩) 14 M I A 176 ગુલામ વિ કરણ I Cal 289 જમના વિ બામાસુંદરી 10 Cal 324 (P C) હુરીદત્ત વિ ઇસવતી 45 Cal 510 (P C) સોદાગર વિ પારીપર્સાદ

વગેરે ન થયું હોય તો કોર્ટ શરત નાંખે છે તે ઉપર જણાવેલું છે.[1] ઉપરના બન્ને કિસ્સામાં છેટેના ઉત્તરવારસો દાવો લાવી શકે નહીં. તરતના અને નજીકના જ ઉત્તરવારસો દાવો લાવી શકે. પરંતુ જો એવા નજીકના ઉત્તરવારસો ન રહેતા હોય, અથવા તેઓ વિધવા સાથે મળી ગયા હોય, અથવા બીજા કોઈ કારણને લીધે તે દાવો માંડી શકે એમ ન હોય તો ત્યાર પછી તરતના ઉત્તરવારસો દાવો લાવી શકે.[2] ( ૪ ) જો વિધવાએ દત્તકપુત્ર લીધો હોય અને નજીકના ઉત્તરવારસને એમ લાગતું હોય કે ખોટું છે તો તેમ જાહેર કરાવવા દાવો લાવી શકે.[3] ( ૬ ) જો વિધવાએ પાવર લેવા અરજી કરી હોય અને ઉત્તરવારસ સામે થાય તો અને કોર્ટને લાગે કે વિધવા નાલાયક છે તો વિધવાને પાવર મળે નહીં.[4]

નોંધઃ—જો એકવાર, ઉત્તરવારસના દાવામાં કાંઈ પ્રશ્નનો નીકાલ આવતો હોય તો બીજા ઉત્તરવારસો દાવો લાવી શકે નહીં કારણ તે 'રીસ-જ્યુડીકેટા' ગણાય.[5] જો જાહેર કરાવવા દાવો લાવવો હોય, તો વેચાણ થયું ત્યારથી બાર વર્ષમાં લાવવો જોઈએ; અને જો કબજો મેળવવા લાવવો હોય તો વિધવાના મરણથી બાર વર્ષમાં લાવવો જોઈએ.[6] વિધવાના મરણ બાદ ઉત્તરવારસોમાં શાખાંક વહેંચણ થાય નહીં, પરંતુ સરખે ભાગે વહેંચણ થાય.

---

( ૧ ) 34 Cal. 329 (P. C) વિજયગોપાળ વિ. કૃષ્ણ. 2 Pat. 171. રઘુવીર વિ. બેડુ. ( ૨ ) 6 Cal. 784 (P. C.) 38 Mad. 406 (P. C.) 35 All. 326. 43 All. 534. 10 Bom. H. C. 351. 47 All. 883 (P. C) માતા વિ. નગેશ્વર. ( ૩ ) 19 Bom. 614. રમાબાઈ વિ. રાંગવ. 20 Bom. 202 અન્યાબા વિ. દાજી. 6 Cal 764 (P. C.) આનંદ વિ. કોર્ટ ઓફ વાર્ડસ. ( ૪ ) 21 Cal. 539. એત વિ. શ્યામચરણ. ( ૫ ) 29 Mad 390 (F. B) ચીરૂવાલુનો કેસ. 41 Mad. 659 (F. B.) ચાલીગુંડા વિ. મદુલા. 44 All. 19 (F. B.) કેશવપ્રસાદ વિ. શીવપ્રકાશ. ( ૬ ) જુઓ Mulla H. L (5th Edn ) p. 207.

## [ ૭ ]

### વારસાઇ હક અને વારસો.

**વારસાઇ હક.**

( ૧ ) કોઇ પણ મનુષ્યના મૃત્યુ બાદ, તેની મીલકત કયાતો હયાતિ હકથી અથવા વારસાઇ હકથી બીજાને મળે છે હયાતિ હક કોને કહે છે તે આપણે પા. ૭૧ ઉપર જોઇ ગયા છીએ. સાધારણ રીતે હિંદુઓ એકત્ર કુટુમ્બના સભ્યો હોય છે અને તેથી એક હિંદુના મરણ બાદ તે કુટુમ્બના બાકી રહેલા સભ્યોને હયાતિ હકથી મીલકત મળે છે. પરંતુ જો તે હિંદુ પાસે પોતાની 'પોતીકી' મીલકત હોય—અર્થાત કુટુમ્બની મીલકતની મદદથી અથવા કૌટુમ્બીક મદદથી મેળવેલી ન હોય—તો તેની મીલકત તેના વારસદારને વારસાઇ હકથી મળે છે.[1]

---

( ૧ ) 44 Mad 499 ( F. B. ) વેંકાયમ્મ વિ. શ્રીનિવાસ

વારસ.

(૨) વારસ કોને કહેવા તે માટે પણ હિંદુસ્થાનમાં મોટી તકરાર છે. એકજ શબ્દ 'સપિંડ' ઉપરથી મારામારી છે. 'પિંડ' એટલે શરીર પણ થાય અને 'પિંડ' એટલે શ્રાદ્ધ અથવા તેરમા ઉપર સરાવતી વખતે જે પિંડો મૂકવામાં આવે છે તે પણ ગણાય. આપણા પ્રદેશમાં 'પિંડ' નો અર્થ શરીર કર્યો છે જ્યારે બંગ પ્રદેશમા 'પિંડનો' અર્થ બીજી રીતે કરેલો છે. 'પિંડ' એટલે 'શરીર' થી ઉત્પન્ન થએલો અથવા તેનાથી ઉતરી આવેલો મનુષ્ય 'સપિંડ' કહેવાય.[1] આ અર્થ આપણા પ્રદેશમાં લાગુ પડે છે. બંગ પ્રદેશમાં એમ માન્યતા છે કે જે 'પિંડ આપી શકે તે અને જે લઇ શકે તે સપિંડ ગણાય.[2] આ ઉપરથી સમજાશે કે આપણા પ્રદેશમાં લોહીના સંબંધને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે;

સ્ત્રી વારસો.

તેમજ પુત્રીને અને બ્હેનને પણ ખાસ સ્થાન મળ્યું છે; તેમજ સ્ત્રીવારસો સંબંધમા આપણે આગળ જાણી ગયા છીએ. કુટુમ્બમાં પરણીને દાખલ થાય એવી સ્ત્રી જો વારસદાર થાય તો તેને સંકુચિત મીલકત મળે છે, પરંતુ જો કુટુમ્બમાં જન્મેલી સ્ત્રી વારસ થાય તો સ્વતંત્ર મીલકત મળે છે.[3]

વારસાઇ હક અટકે?

(૩) કોઇ પણ હિંદુના મરણ બાદ તરતજ વારસાઇ હક ઉદ્‌ભવે છે. તે કોઇની રાહ જોતો નથી અને અટકતો નથી પરંતુ જો તે વખતે પુત્ર ગર્ભમાં હોય તો તેના જન્મ સુધી

(૧) 5 Bom. 110=7 I. A. 212 લલ્લુભાઇ વિ. કાશીબાઇ 48 I. A. 86 અમિત વિ. મહાવીર. 48 I A. 349=44 Mad. 753. વેદાચેલા વિ. સુબ્રમનીઆ. (૨) 9 Beng. L. R. 377. ટાગોર વિ. ટાગોર. (૩) જુઓ પ્રકરણ પહેલું.

અટકે છે. તે શિવાય, જે પાસેના વારસ હોય તેને મીલકત મળે છે. આ સિદ્ધાંત પ્રમાણે જેમને એકવાર વારસાઇ હકથી મીલકત મળી, પછી તે પાછી જાતી નથી; પરંતુ જો તે હિંદુના મરણ વખતેજ પુત્ર ગર્ભમા હોય અને પછી અન્તરે તો તેના જન્મ પછી તેને મળે છે. તેજ પ્રમાણે કેટલાક સંજોગોમા દત્તક લીધાથી પણ મીલકત પાછી લઇ શકાય છે.[1] પરંતુ, હિંદુના મરણબાદ અને મરણ વખતે ગર્ભાશયમા રહેલા પુત્રના જન્મ પહેલા મીલકત વિધવાને મળે છે અને જો તે દરમ્યાન 'જરૂરીઆત'ને લીધે કોઇ પણ મીલકત વેચી હોય તો તેવા પુત્રને બંધનકર્તા છે.[2] દત્તકના સંબંધમા આપણે 'દત્તકના' પ્રકરણમા વધુ જોઇશું.

વારસાઈ હક વેચાય?

(૪) વારસાઇ હકથી કોઇ મીલકત મળશે એવી આશાજ હોય, તો વારસાઇ-હક વેચી શકાય નહીં, તેમજ વીલથી અથવા બીજી રીતે બક્ષીશ પણ આપી શકાય નહીં આવી રીતનો જો કોઇ કરાર અથવા કબાલો થયો હોય તો વારસાઇ હક ઉઘડતી વખતના વારસોને બંધનકર્તા નથી.[3]

(૫)

क्लीबोऽथ पतितस्तज्ञः पङ्गुरुन्मत्तको जडः ।
अन्धोऽचिकित्स्यरोगाद्या भर्तव्याः स्युर्निरंशकाः ॥

---

(૧) 1 Lab L. J. 36 હીરા વિ. બુતા 26 Bom 449. ગોરધન વિ. બાઇ રામકુંવર 17 Mad 287. નારાયણ વિ. વીરભદ્ર 7 M. I. A. 196. બમનદાસ વિ વારીણી. 9 Beng L R 377. વગેરેના કેસ. (૨) 1 Lab. L. J 36 (૩) Tr of Ppty. Act. S 6 24 All 94. (P. C) બહાદુર વિ. મોહરસીંગ.

આ શ્લોકમાં ' આદ્ય ' શબ્દ ઉપર ટીકા કરતાં વિજ્ઞાનેશ્વર લખે છે કે:—

" आद्यशब्दनाश्रमान्तरगतपितृद्वेष्युपपातकिबधिरमूकनिरिन्द्रियाणां ग्रहणम् । "

**'અનંશ' અથવા અયોગ્ય વારસો.**

આ શ્લોક વિગેરે ઉપરથી આપણી ન્યાયની અદાલતોએ નીચેના સંજોગોમાં વારસોને 'અનંશ' અથવા અપાત્ર ગણ્યા છે:—( अ ) આંધળો[1]-બ્હેરો-અને મુંગો; પરંતુ આ રોગ જન્મથીજ તેમજ અસાધ્ય હોવા જોઇએ.[2] ( आ ) અંગના કોઇપણ ભાગ વિનાનો અથવા લિંગ વિનાનો; દાખલા તરીકે-નાક ન હોય-પગ-હાથ ન હોય-જીભ ન હોય-વિ. આ રોગ અથવા ખોડ પણ જન્મથીજ હોવાં જોઇએ. આંધળાપણું જન્મથી ન હોય પરંતુ અસાધ્ય હોય તો પણ અયોગ્યતા લાવે છે [3]( इ ) ગાંડપણુ હોય અથવા ખરાં ખોટાંની પારખ ન કરી શકે એવો તદ્દન ઉન્મત્ત અથવા મૂર્ખો હોય.[4] ગાડપણના સંબંધમાં જન્મથીજ અથવા અસાધ્ય ગાડપણની જરૂર નથી; પરંતુ જ્યારે વારસાઇ હક ઉઘડે તે

---

( ૧ ) 45 Mad 949. પુદૈવ વિ. પાવ. 45 Cal. 17=44 I. A. 229. ગંજેશ્વર વિ. દુર્ગાપ્રસાદ. 1 Bom. 557 ઉમાબાઇ વિ. ભાઉ. 1 Bom. 177. મોરારજી વિ. પાર્વતી. 26 Bom. L. R. 269. પ્રતાપ વિ. મુળશંકર. ( ૨ ) 46 Bom. 455. શર્મા વિ હજંઅ. 29 Bom. L. R. 69. સાવિત્રી વિ. ભાણુભાઈ. 4 Bom H. C. A. C. 135. વલ્લભરામ વિ. હરિગંગા. 18 Cal. 327. ચારૂચંદ્ર વિ. સુંદરી. ( ૩ ) 26 Mad 133. વેંકટા વિ. પુરશોત્તમ. ( ૪ ) 18 Cal 111. રણજીજયં વિ. જગત. 12 All. 530. સુરતી વિ. નારાયણદાસ.

વખતે જો ગાંડો હોય તો પણ અયોગ્યતા ગણાય છે.[૧] ( ૬ ) અસાધ્ય પતનો રોગ.[૨] પતનો રોગ જન્મથીજ ન હોય તો પણ ચાલે, પરંતુ તે અસાધ્ય અને ઘણીજ ખરાબ સ્થિતિમાં હોવો જોઇએ. જો તે રોગ સાધારણ સ્થિતિમાંજ હોય તો તેથી તેવો વારસ અનંશ થતો નથી.[૩] જો વારસો મળ્યા પછી તેને આવો રોગ થાય તો તે અયોગ્ય થતો નથી. સારા શરીરવાળા પિતા જેમ વ્યવસ્થા કરી શકે તેમજ તે કરી શકે.[૪] ( ७ ) બીજા અસાધ્ય રોગવાળો વારસ[૫]

આ નિયમો બન્ને-પુરૂષ અને સ્ત્રીવારસોને લાગુ પડે છે પરંતુ જો વિધવા જન્મથીજ બહેરી અને મૂગી હોય તો તેનું સ્ત્રીધન તો મળેજ અને તેના પતિની મીલકતમાંથી ભરણપોષણ પણ મળે.[૬]

નાસુરના રોગથી કોઇ વારસ અનંશ થતો નથી.[૭] તે ગાંડો થાય અથવા બીજી અયોગ્યતા તેનામાં આવે તો તેથી મેળવેલી

---

( ૧ ) 47 Bom. 707 બાપુજી વિ દત્તુ 43 Mad 464 મયુસામી વિ. મીના 38 All. 117 રામ વિ. બાલુ 5 All 509 દેવકીશન વિ. બુધપ્રકાશ 10 Cal 639 વ્રજપ્રસાદ વિ. ગૌરીશચંદ્ર ( ૨ ) 48 Bom 363 રમાબાઇ વિ. હર્નાબાઇ. ( P. C. ) 1 Bom 534. અનંત વિ. રામા. 38 Mad 250. કેવરાદાસ વિ સુસાર્થી 50 Cal 604 કરણી વિ. અશુતોષ. ( ૩ ) 48 Bom 363=51 I. A 177. રમાબાઇ વિ. હર્નાબાઇ ( ૪ ) 40 All. 77 માનસીંગ વિ. ગાયત્રી. ( ૫ ) 38 Mad 250 ( ૬ ) 4 Bom. H. C. R. A. C J. 135. વલ્લભરામ વિ. બાઇ હરિગંગા. 2 Bom. H. C. 5 અંબુબાઇ વિ. ગંગાબાઇ. ( ૭ ) 26 Mad L J. 508. સુબા વિ. ચેંકટ.

મીલકત તે ગુમાવતો નથી.[1] તેમજ જો પક્ષાઘાતથી જીભ ગઈ હોય તો તેથી તે અનંશ થતો નથી.[2]

( प ) પહેલા ત્રણ દ્વિજ વર્ણમા દાસીપુત્રને વારસામાં સ્થાન નથી.

( ए ) ખુની પણ અનંશ વારસ ગણાય છે. હિંદુ શાસ્ત્રમા એને માટે ખાસ ઉલ્લેખ નથી પરંતુ ન્યાયના સિદ્ધાંત પ્રમાણે તે અનંશ ગણાય છે. તેની હયાતિજ નથી એમજ ગણાય છે.[3] તેના છોકરાને અથવા બ્હેનને અથવા બીજો કોઇને એના પ્રતિનીધી તરીકે વારસો ઉતરતો નથી[4] પણ તેની પત્નીને ગોત્રજ સપિંડ તરીકે મળે છે.[5] પરંતુ નિર્દોષ છોકરાને ભરણપોષણ મળે.[6]

**ખુની.**

( ६ )આવી અયોગ્યતા ફકત અંગત છે; તેના છોકરાને, વારસને. પત્નીને અથવા વિધવાને બંધનકર્તા અયોગ્યતાની અસર નથી.[7] પરંતુ જો આવા અનંશોને દત્તકપુત્ર હોય તો તેવાને વારસાનો હક મળતો નથી. જો અનંશ હોય તો તે હયાત નથી એમ ધારી તેના પછીના વારસને મીલકત મળે.[8]

જો અયોગ્યતા દૂર થાય તો તેથી વારસાઇ વહેંચણ ફરીથી

---

(૧) 22 Cal. 864 અબીલખ વિ લોખી 14 Mad. 289. શંકુ વિ પુતમ્મા. (૨) 18 Cal. 111. રણવિજય વિ જગતપાલ. (૩) 48 Bom. 569=51 I. A. 368. કંચવા વિ ગિરિમાલપ્પા. 31 Mad. 100. વેદામ્માલ વિ. વેદાનાયગા. 3 Lah. 103. છંદ-કુંવર વિ. ઇંદ્રસીંગ. (૪) 3 Lah 103 48 Bom. 569 (P. C) (૫) 32 Bom. 275. અંગુ વિ. ચંદ્રભાગા. (૬) 17 Cal W. N. નીલમાધવ વિ. જ્યોતીન્દ્ર. (૭) 32 Bom. 275. (૮) 13 M. I. A 519. ભોધનારાયણ વિ. ઉમરાવ

કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી.[1] તેવીજ રીતે પાછળથી જો તેવા અનંશને પુત્ર જન્મ્યો હોય તો તેને પણ એવો હક મળતો નથી.[2] આવા બધાનો હક પાછળથી જન્મેલા પુત્રના જેવો છે. અયોગ્યતા દૂર થયા પછી જ્યારે વારસાઇ હક ફરીથી ઉઘડે ત્યારે તેનો હક લાગે.

( ૭ ) વિધવા શિવાય બીજી કોઇ સ્ત્રી જો ખરાબ ચાલચલ-ચલગતની હોય તો તેથી તે અનંશ થતી નથી.[3] સ્ત્રીધનવારસ તરીકે તે અયોગ્ય થતીજ નથી. જો એકવાર વિધવાને મીલકત મળ્યા પછી તે બગડે તો મીલકત પાછી લેવાય નહીં[4]

જેણે દુનીઆનો ત્યાગ કર્યો હોય અથવા સન્યાસી થયો હોય તે અયોગ્ય વારસ ગણાય છે.[5] શુદ્રને આ નિયમ લાગુ પડતો નથી, કારણ તે સન્યાસી થઇ શકે નહી.[6]

અયોગ્ય વારસ અને એના બૈરી છોકરાને ભરણ પોષણ મળવું જોઇએ.[7]

ધર્મ ફેરથી આયોગ્યતા આવતી નથી.[8]

---

( ૧ ) 5 All. 509 દેવકીસન વિ. બુધપ્રકાશ 6 Bom 616. બાપુજી વિ પાંડુરંગ ( ૨ ) 32 Bom 455. 5 All. 509. 2 Beng. L R. 103. (F B.) ( ૩ ) 32 All. 155. દલકૌર વિ. પુસામત. 31 Mad 100. વેદામ્માલ વિ. વેદામયગા 36 Bom 138 ગંગાધર વિ. યેસુ. ( ૪ ) 1 All. 46 (F. B.) પુસામત વિ ધાસીતા. ( ૫ ) 1 W. R. 209. તીલક વિ શામા. ( ૬ ) 40 Cal. 545 હરિશ-ચંદ્ર વિ. અતિર મહમદ. 40 Mad. 316. શામસુંદર વિ. વેડીલિંગ. ( ૭ ) 8 Cal 149. રામ વિ. લાલજી. 8 Cal. 919. રામસુંદર. ( ૮ ) Freedom of Religion Act 21 of 1850. 3 Cal. 152. રામપ્રસાદ વિ. પુસામત. 33 All. 356 ખુનીલાલ વિ. કુંવર.

**પ્રતિનીધીનો સિદ્ધાંત**

( ૮ ) જેનો પિતા મરી ગયો હોય તેવો પુત્ર અને જેનો પિતા તથા દાદો બન્ને ગુજરી ગયા હોય તેવો પૌત્ર પોતાના પિતાના તથા પ્રપિતાના ભાગનો 'પ્રતિનીધી' ગણાય છે. આજ સંજોગોમા 'પ્રતિનીધીત્વ' આવે છે. તે શિવાય બીજો કોઇને આ સિદ્ધાત લાગુ પડતો નથી.[1] આ સજોગોમા 'પુત્ર' એટલે પુત્ર-પૌત્ર-અને પ્રપૌત્ર ગણાય છે અને તે બધા સાથે વારસાઇ હકથી મીલકત મેળવે છે વહેચણુ વખતે તેઓ 'શાખાઇક' વહેચણથી લે છે-માથા દીઠ નહી. તેમજ વારસા વખતે વખતે પણ પુત્રો માથાદીઠ અથવા શાખા પ્રમાણે ભાગ લે છે. છોકરીઓને આ સિદ્ધાત લાગુ પડતો નથી[2] " વ્હેચણુ " ના પ્રકરણમા શાખાઇક વહેચણની સમજ આપી છે

**સહભાગી વારસ અને આગલો વારસ.**

( ૯ ) એકત્ર કુટુમ્બના સભ્યો જો હયાતિ હકથી સાથે મીલકત મેળવે તો સહભાગી-સભ્યો કહેવાય છે, જ્યારે જો પોતપોતાના આગલા હકથી મેળવે તો સાધારણ વારસ કહેવાય છે[3] નીચે જણાવેલા સંજોગોમા જો કોઇ મીલકત મેળવે તો તે સહભાગી-વારસ ગણાય છે, અને તેમને હયાતિ હક લાગુ પડે છે—

( ૧ ) કોઇ પણ પૂર્વજના સતાન (પુત્ર-પૌત્ર-પ્રપૌત્ર) વારસ તરીકે સાથે (તેની) સ્વોપાર્જીત અને સ્વતત્ર મીલકત મેળવે તો તે[4];
( ૨ ) પુત્રીના સંતાન ( પુત્ર-પૌત્ર પ્રપૌત્ર ) જો સયુકત હોય

( ૧ ) 30 Mad. 348. મારૂ વિ રોરાસની ( ૨ ) 6 Lah. 124 મુસામત 22 Bom. L R. 1196 નરસાપ્પા વિ. સરમાપ્પા. ( ૩ ) 27 Mad 300. કરાળી વિ. શકર ( ૪ ) 16 Cal 151. ( P. C ) જોગેન્દ્ર વિ નિત્યાનન

અને જો તેવી સ્થિતિમા પોતાના માતામહ ( માતાના પિતા ) ની મીલકત મેળવે તો[1]; ( ૩ ) એકજ માણસની બે અથવા વધુ વિધવાઓ વારસ તરીકે પોતાના સ્વર્ગસ્થ પતિની મીલકત મેળવે તો[2]

આપણા પ્રદેશમા પુત્રીઓને સ્વતત્ર મીલકત મળે છે અને તેઓ સહ-ભાગી વારસ તરીકે નહી પણ સ્વતત્ર વારસ તરીકે આગવી મીલકત મેળવે છે[3]

વહેચણના પ્રકરણમા આપણે 'શાખાઇક' અને 'માથા દીઠ' વહેચણ સબધી જાણી ગયા છીએ. તેજ નિયમ વારસામા પણ લાગુ પડે છે.

## પુરૂષના વારસાનો ક્રમ

( ૧૦ ) સાધારણ રીતે હિદુ કુટુમ્બની ઘટના એકત્ર અને સયુક્ત કુટુમ્બની હોય છે. એવા કુટુમ્બના સાધારણ નિયમો વડીલોપાર્જીત મીલકત સહભાગી-સભ્યોને હયાતિ-હકથી મળે છે પરતુ જો એવા સહભાગી-સભ્યની પાસે સ્વતત્ર અને સ્વોપાર્જીત મીલકત હોય તો તે વારસાઇ હકથી તેના વારસોને મળે છે[4] અને હયાતિ હકથી જતી નથી. વારસાઇ હકવાળા ક્રમવાર-વર્ગવાર કોણ વારસ હોય છે તે હવે આપણે જોઇશુ જો મરણ વખતે કોઇ હિદુ પાસે વડીલોપાર્જીત મીલકત હોય પણ તેનો કોઇ સહભાગી-સભ્ય ન હોય તો તે વારસોને મળે છે[5]

( ૧ ) 25 Mad 678=29 I A 156 રામાસ્વામી વિ વેંકટ રમણ ( ૨ ) 11 M I. A. 487. ભગવાન વિ મેના ( ૩ ) 34 Bom 510 વિઠપ્પા વિ. સાવિત્રી ( ૪ ) 9 M. I. A. કટમ વિ શીવગગાના રાજા 1 Mad 312 (P. C) પેરીઆસામીનો કેસ ( ૫ ) 6 M I A 309 નારાયણમ્મી વિ ગોપુ

જો મરનાર હિંદુ મરણ વખતે વિભક્ત થએલો હોય તો તેની મીલકત ( વહેંચણ વખતે ભાગમાં આવેલી હોય તો પણ ) વારસાઇ હકથી વારસોને મળે.[૧] તેવીજ રીતે જો મરનાર હિંદુ વહેંચણ પછી પાછો સંયુક્ત થયો હોય તો તેની મીલકત વારસોને મળે છે. આ પેરામાં જણાવેલી મીલકત વારસાઇ ( સંયુક્તની વિરૂદ્ધ ) કહેવાય છે.

આ પ્રકરણની શરૂઆતમાંજ જણાવ્યું છે કે આપણા પ્રદેશમાં લોહીનો સંબંધ વારસાઇ હક માટે ગણવામાં આવે છે.[૨] બુધ સીંગના કેસમાં પ્રીવી કાઉન્સીલે ઘણીજ સચોટ ભાષામાં આ સિદ્ધાંત ચર્ચ્યો છે.

**ગોત્રજ સપિંડ અને ભિન્ન ગોત્રજ સપિંડ.**

(૧૧) 'સપિંડ' શબ્દનો બરોબર અર્થ જણવાની જરૂર છે. વિજ્ઞાનેશ્વરે સપિંડના બે વિભાગ કર્યા છે. પરંતુ એ બે વિભાગના ઉપર ચર્ચા કરતાં પહેલાં આપણે 'સપિંડ' એટલે શું તે સમજીએ. 'સ' એટલે 'સમાન' અને 'પિંડ' એટલે 'દેહ.' 'ગર્ભોપનિષદ' પ્રમાણે વિજ્ઞાનેશ્વરે અર્થ કર્યો છે. તે પ્રમાણે દરેક મનુષ્યનું શરીર ૭ ભાગનું બનેલું છે-તેમાંથી ત્રણ ભાગ ( કોશ ) પિતાના અને ત્રણ ભાગ ( ચામડી-લોહી અને માસ ) માતાના. આ પ્રમાણે માતા તથા પિતા તરફથી મળેલા સરખા ભાગે શરીર બને છે. આવી રીતે જે

(૧) 4 Cal 190 (P. C.) દુર્ગાપ્રસાદ વિ. દુર્ગાકુંવરી. (૨) 19 Bom. 631. પરત બાપાલાલ વિ. મહેતા હરીલાલ. 19 All. 215 સુખા વિ. સરફરાજ. 35 Mad 152. ચિન્નાસામી વિ. કુંજ પિલાઇ. 37 All 604=42 I. A. 212. બુધસીંગ વિ. લાલુસીંગ. 5 Bom. 110 (P. C) વલ્લભભાઇનો કેસ. 42 Cal. 384 (P. C.) રામચંદ્રનો કેસ

મનુષ્યના શરીરમા જેના ભાગ હોય તે એક એકના 'સપિંડ' કહેવાય. હવે આવા સપિંડના શરીરમા મરનારના વધુ ભાગ હોય તો તે શ્રેષ્ઠ વારસ ગણાય છે. જ્યારથી અંગ્રેજીમા હિંદુ-લૉ લખાતો થયો ત્યારથી આવા સબધને propinquity કહેવામા આવે છે આપણો મુળ શબ્દ 'પ્રત્યાસત્તિ'. જો પ્રત્યાસત્તિ વધારે તો શ્રેષ્ઠતા વિશેષ. જો કે આપણા પ્રદેશમા (મયુખમા) માતા કરતા પિતાને વારસાઇ હકમા પ્રથમ સ્થાન છે પરતુ વિજ્ઞાનેશ્વર પ્રમાણે મદ્રાસ-બનારસ વિ. સ્થળોએ માતાને પ્રથમ સ્થાન છે; કારણ એમ જણાવે છે કે પુરૂષ એક કરતા વધુ સ્ત્રી કરી શકે તેથી તેના કોશ વધુ વહેંચાઇ જાય જ્યારે સ્ત્રી બીજો પતિ કરી શકે નહીં તેથી તેના કોશ વધુ રહે અને તેથી તેને પ્રથમ સ્થાન જોઇએ

આજ પ્રમાણે 'પ્રત્યાસત્તિ'ના સિદ્ધાત પ્રમાણે, જો બે દેહ એકઠા થઇ નવો દેહ બનાવી શકે તો તે પણ એક એકના સાપંડ કહેવાય. આ આધારે પતિ-પત્ની 'સપિંડ' કહેવાય છે.

આ પ્રમાણે ત્રણ જાતના સપિંડ થાય છે—(૧) જન્મથી (૨) લગ્નથી અને (૩) દત્તવિધાનથી.

એક ગોત્રમા જન્મ લઇ, તેજ ગોત્રમાં ચાલુ રહે અને શાખાને ચાલુ રાખે તે 'સગોત્ર' અથવા 'ગોત્રજ-સપિંડ' કહેવાય.

બંધુ — જ્યારે એક ગોત્રમા જન્મ લઈ, લગ્નથી બીજા ગોત્રમા દાખલ થાય-અને જન્મગોત્રના કોશ બીજા ગોત્રમા લઇ જાય અને તે કોશથી જે ઉત્પન્ન થાય તે 'ભિન્ન-ગોત્ર-સપિંડ' કહેવાય આવા-ભિન્ન-ગોત્ર-સપિંડને 'બંધુ' કહેવામાં આવે છે. આવા લોક સ્ત્રી

માત્રકૃતેજ સગા હોય છે. મુળ પૂર્વજથી પાચમી પેઢીએ 'બધુ' નો વારસાઇ હક નષ્ટ થાય છે.[1]

'બધુ' મા નીચે જણાવેલા સગા આવે છે —(૧) સ્ત્રીઓ કે જે પ્રથમ જન્મથી એક કુટુમ્બમા હોય અને પછી લગ્નથી બીજા કુટુમ્બમા જાય તે જન્મ-કુટુમ્બમા બધુ ગણાય. (૨) આવી સ્ત્રીઓના સપિડ છોકરા. (૩) પિતૃ અથવા માતૃપક્ષના સપિડ સ્ત્રી-સગા; દાખલા તરીકે માતા-દાદી-વિ અને આવી સ્ત્રીઓના સપિડ ( કુટુમ્બમા લગ્નથી દાખલ થએલા ) સગાઓ

**વારસાઇ ક્રમ** વારસાઇ ક્રમ નક્કી કરવા માટે ગોત્રજ સપિડના બે વિભાગ પાડવામા આવ્યા છે-સપિડ અને સમાનોદક એટલે પ્રથમ સપિડ-તેમાથી કોઇ પણ ન હોય તો સમાનોદક અને તેમનામાથી પણ કોઇ ન હોય તો બધુ મિતાક્ષરામા સપિડના બે અર્થ કરવામા આવ્યા છે, મોટા અર્થમા એકજ પૂર્વજથી ઉતરી આવેલા વશજો અને સંકુચિત અર્થ પ્રમાણે સાત પેઢી સુધીના 'લોહી'ના સગા.

તેજ પ્રમાણે બંધુના પણ ત્રણ વિભાગ કરવામા આવ્યા છે ( ૧ ) આત્મબધુ ( ૨ ) પિતૃબધુ અને ( ૩ ) માતૃબધુ એક ન હોય તો બીજો વર્ગ અને બીજો વર્ગ ન હોય તો ત્રીજો વર્ગ.

વારસાઇ ક્રમ માટે યાજ્ઞવલ્કય સ્મૃતિમા નીચે પ્રમાણે છે

पत्नी दुहितरश्चैव पितरौ भ्रातरस्तथा।
तत्सुतो गोत्रजो बन्धु. शिष्यः सब्रह्मचारिणः ॥
पषामभावे पूर्वस्य धन भागुत्तरोत्तरः।
स्वर्यातस्य ह्यपुत्रस्य सर्ववर्णेष्वयं विधि. ॥

(૧) 42 Cal 384=41 I. A 290 રામચંદ્ર વિ વિનાયક

**સપિંડ કોણ ?** (૧૨) ઉપર આપણે જાણતી ગયા છીએ કે સગોત્ર-સપિંડના બે વિભાગ-સપિંડ અને સમાનો[1] એક હિન્દુના સપિંડ કોણ તે જોઇએ[1]

(क) પુરૂષ લીટીમાં ૬ પુરૂષ વંશજ (ख) પુરૂષ લીટીમાં ૬ પુરૂષ પૂર્વજ; તેમાંના પહેલા ત્રણની પત્નીઓ અને કદાચ ત્યાર પછીના ત્રણની પત્નીઓ (ग) બીજા પુરૂષ ગોત્રજની લીટીમાં ૬ પુરૂષ વંશજો. (घ) તેજ પ્રમાણે ૬ પુરૂષ વંશજો (ङ પત્ની-પછી પુત્રી-પછી દોહિત.

આ પ્રમાણે ૫૭ સપિંડ થાય છે.

જો કે પુત્રીનો પુત્ર ખરી રીતે જોતા બંધુ ગણાય (કારણ કે તે સ્ત્રી મારફતે સગો થાય છે) પરંતુ વારસાઇ ક્રમમાં તેને સપિંડનું સ્થાન મળ્યું છે

**સમાનોદક કોણ ?** (૧૩) સમાનોદક કોણ તે હવે તપાસીએ. એક હિંદુથી (તેને ગણતા) સાત પેઢી સુધીના સપિંડ, અને ત્યાર પછીના તેજ પ્રમાણે આગલની સાત પેઢી સુધીના સમાનોદક, અને જો ગોત્રજ સંબંધ ચોક્કસ રીતે સાબીત થતો હોય તો આગળના પણ ખરા[2] સમાનોદક એટલે જે પુરૂષ ગોત્રીઓ ' અર્ઘ્ય ' આપી શકે તે બધા મળી સમાનોદક સગા ૧૪૭ થાય છે. નીચેના કોઠા પ્રમાણે ૧૪ પેઢી સુધીજ સમાનોદક.[3]

આ સાથે સપિંડ અને સમાનોદકનું સમપણ સમજાવી શકે એવો કોઠો આપ્યો છે

---

(૧) Mulla's Hindu Law (5th Edn) p 29 13 M I A 373 બૈયારામ વિ બૈયાકુમાર. (૨) 10 Bom 372 દેસાઇ વિ અમૃતરામ. 30 All. 510 (P C) બાઉકર વિ મથુરા 32 All 594 રામ વિ કમળા (૩) 40 Mad 654 રામરાવ વિ કુદિમા.

પિ. ૧૩—ભાઇ ૧ થી ભા. ૧૩.
પિ. ૧૨—ભાઇ ૧ થી ભા. ૧૩
પિ. ૧૧—ભાઇ ૧ થી ભા. ૧૩.
પિ. ૧૦—ભાઇ ૧ થી ભા. ૧૩.
પિ. ૯—ભાઇ ૧ થી ભા. ૧૩
પિ. ૮—ભાઇ ૧ થી ભા. ૧૩
પિ. ૭—ભાઇ ૧ થી ભા. ૧૩.

સમજુતી:—આ અક્ષરમાં લખેલા સગા તે સમાનોદક. સામાન્ય લખેલા તે સપિંડ. † આ સગા માટે નક્કી નથી થયું.

† મા. ૬—પિ. ૬—ભાઇ ૧ થી ભા. ૬—ભા. ૭ થી ભા. ૧૩
† મા. ૫—પિ. ૫—ભાઇ ૧ થી ભા. ૬—ભા. ૭ થી ભા. ૧૩.
† મા. ૪—પિ. ૪—ભાઇ ૧ થી ભા. ૬—ભા. ૭ થી ભા. ૧૩.
મા. ૩—પિ. ૩—ભાઇ ૧ થી ભા. ૬—ભા. ૭ થી ભા. ૧૩
મા. ૨—પિ. ૨—ભાઇ ૧ થી ભા. ૬—ભા. ૭ થી ભા. ૧૩.
(માતા)=પિ(તા)—ભાઇ ૧ થી ભા. ૬—ભા. ૭ થી ભા. ૧૩

વિધવા—એક હિંદુ બહેન
પુત્રી પુ(ત્ર) ૧
દોહિત્ર પુ. ૨
પુ. ૩
પુ. ૪
પુ. ૫
પુ. ૬
પુ. ૭ થી પુ. ૧૩

**ક્રમ** ( ૧૪ ) આપણા પ્રદેશમા નીચે જણાવેલા વારસો ક્રમવાર આવે છે, પહેલો હોય ત્યા સુધી બીજાને મળે નહીં, અને બીજો હોય ત્યા સુધી ત્રીજાને મળે નહીં

( ૧-૨-૩ ) પુત્ર [ એટલે પુત્ર-પૌત્ર ( જેનો પિતા ગુજરી ગયો હોય તે )-પ્રપૌત્ર ( જેનો પિતા અને પ્રપિતા બન્ને ગુજરી ગયો હોય તે ) ] સાપ્પાઇક વહેચણથી થઇ ફોક લે છે—માથા દીઠ નહિ જ્યા જ્યા પુત્ર આવે તેનો આ પ્રમાણે અર્થ સમજવો જો બે ભાઇઓજ હોય-કાકા ભત્રીજો નહીં—તો માથા દીઠ સરખે ભાગે વહેચી લે જો વહેચણ થયા પછી કોઇ પુત્ર અવતરે તો તે એકલોજ તેના પિતાની બધી મીલકત ( વહેચણમા મળેલી અને પાછળથી પણ મેળવેલી ) લે છે અને તેના જુદા થએલા ભાઇઓને તેમાથી કાંઇ પણ મળે નહીં જો એક કરતા વધુ પુત્રો એવી રીતે અવતરે તો તેઓ એકલાજ તે પ્રમાણે સરખે ભાગે વહેચી લે[१] અર્થાત વહેચણમા ભાગ લઇ જુદા નહિ થએલા પુત્રોનો હક ભાગ લઇ જુદા થએલા[२] પુત્રો કરતા પ્રથમ અને શ્રેષ્ટ છે[२] દત્તકપુત્રનુ પણ આજ પ્રમાણે

**દાસીપુત્ર** ઉપલા ત્રણ વર્ણમા દાસીપુત્રને વારસામા સ્થાન નથી, પરંતુ તેના પિતાની મીલકતમાથી ભરણપોષણ માગી શકે[३] શુદ્રમા દાસીપુત્રને હક છે અને તે ભાગ પુત્રના કરતા અરધો ભાગ લે છે, પુત્ર જે લે તેના કરતા અરધુ દાસીપુત્રને મળે. એટલે દાસી

( १ ) 4 All 427 નવલ વિ ભગવાન ( २ ) 44 Mad 4 99 વેશાલમ્ વિ શ્રીનિવાસ 22 Bom 10 કરીરપ્પા વિ પાલપ્પા 48 Mad 1 કાલ્હાપુરના મહારાજાનો કેસ (૩) 22 All 191 ( P C ) રોષન વિ બલવત 50 Mad 340 ચેટ્ટી વિ નાગાજન

પુત્રને ½ ભાગ મળે, જો એક કરતા વધારે દાસીપુત્ર હોય તો જેટલા (ખરા અને ખોટા) પુત્રો હોય તેટલા ભાગ પાડી, ખરા પુત્ર કરતા દાસીપુત્રને અડધો ભાગ આપવામા આવે છે.[૧] જો ખરા પુત્રો ન હોય અને ફક્ત વિધવા–પુત્રી–અથવા દોહિત્ર હોય તો દાસીપુત્રને અડધો ભાગ મળે અને વિધવા–પુત્રી અથવા દોહિત્રને બાકીનો અડધો ભાગ મળે.[૨] જો આ કોઇ ન હોય તો દાસીપુત્રને આખી મીલકત મળે[૩] દાસીપુત્ર પુખ્ત ઉમરનો થયો હોય તો પણ ઉપર પ્રમાણે ભાગ મળે પણ જુદો લગ્ન ખર્ચ મળે નહીં.[૪] પુત્ર અને દાસીપુત્રના વચ્ચે હયાતિહક લાગુ પડે છે. [૫]દાસીપુત્ર જો પુત્ર મૂકીને મરી ગયો હોય તો તેના પ્રતિનીધી તરીકે આવે છે. [૬]દાસીપુત્રને તેના પિતાની પત્નીના સ્ત્રીધનનો વારસ મળે નહીં (49 mad 116.)

(૪) **વિધવા** વિધવાને વિધવાની મીલકત મળે છે. એના પછી ઉત્તરવારસોને મીલકત મળે આ વિષય આગળ ચર્ચી છે. જો તેના પતિના મરણ વખતે ચાલચલગતે સારી હોય તોજ મીલકત મળે પરંતુ જો એકવાર વારસાઇ હક ઉઘડયા પછી અને એને મીલકત મળ્યા પછી વ્યભિચારીણી થાય તો વારસો પાછો ખુચવી

(૧) 48 Cal 643 (F. B) 39 Mad 136 (F B) 48 Mad I કોલ્હાપુરના મહારાજા વિ સુંદરામ 40 Bom 369 જગાબાઇ વિ બજુ (૨) 14 Bom 242 શેશગીરી વિ છરેવા 33 Mad 226 મીનાક્ષી વિ અપ્પાકુટી 33 Mad 366 અન્ના વિ ચિન્ના 46 Mad 167 (P C) કમુ વિ વિશ્વનાથ (૩) 2 All 134 સરસ્વતી વિ મનુ (૪) 26 Bom L R 488 ગોવીંદચંદ્ર વિ ચંદ્રા. (૫) 18 Cal 151. જોગેન્દ્ર વિ નિત્યાનંદ (૬) 25 Mad 591 રામલિંગ

લેવાય નહીં.[1] જો તે વિધવા પુનર્લગ્ન કરે તો વારસો પાછો ખુંચવી લેવાય જો તેનો છોકરાનો વારસો માતા તરીકે મળ્યો હોય તો મીલકત પાછી લેવાય નહીં[2] નાતરાનો રિવાજ હોય અને જો પુનર્લગ્ન કરે તો પણ મીલકત પાછી લઇ લેવાય[3]

(૫) પુત્રી આપણા પ્રદેશમા પુત્રીને સ્વતંત્ર અને પુત્રના જેવીજ મીલકત મળે છે આ બાબત આગળ જણી ગયા છીએ. (વધારામા જુઓ 27 Bom L R 670. કૃષ્ણા વિ સાસુ તુકારામ) પુત્રીઓમા પણ પ્રથમ કુવારીને મળે–તે ન હોય તો સાધન વગરની અને ગરીબ પરણેલી પુત્રીને મળે અને તે ન હોય તો સાધનસંપન્ન પરણેલી પુત્રીને મળે[4] ખરાબ ચાલચલગત હોય તો પણ (વિધવાની માફક) હરકત આવતી નથી[5] પરતુ જો બે પુત્રીઓ વચ્ચે સવાલ હોય–એક સારી હોય અને બીજી નાયકાણી હોય–તો સારીને આખી મીલકત મળે અને નાયકાણીને કાંઇ મળે નહીં[6] જૈનોમા હિંદુઓના જેટલી સખતાઇ નથી[7] પુત્રીને પણ 'અપ્રેગ્યતા' લાગુ પડે છે[8] દાસીપુત્રના નિયમ દાસીપુત્રીને લાગુ

---

(૧) 36 Bom 138 ગગાધર વિ પેરુ (૨) 29 Bom. 91. બાસપ્પા વિ રેવા (૩) 22 Bom 321 વિઠુ વિ ગોવીંદ 1 Pat 706 સુરજ વિ અત્તર (૪) 47 All 403. માણકી વિ કુંદન 2 B H. C R 5 બકુ વિ મછા 14 Bom 1. જમના વિ. તનુ 23 Bom 229 વત્ત વિ બસવા 5 I. A 40 and 2 I. A 113 (૫) 4 Bom 104 અંબા વિ રૂદ્રાવા (૬) 31 Bom 495 તારા વિ કૃષ્ણા (૭) 6 I. A 15 ચરણલાલ વિ ચુનીલાલ 1 All 688 (P. C) શીવસીંગ વિ મારુ 27 Cal 379 હરનામ વિ મન્ડીલ (૮) 2 B H C R 5 બકુબાઇ વિ મછાબાઇ

પડતા નથી[૧] દાસીકન્યાને કાંઇ (શુદ્રમાં પણ) મળતું નથી.[૨] અમદાવાદના કડવા કણબીઓમા એવો રીવાજ છે કે જો વંધ્યા પુત્રીને પિતાનો વારસો મળે તો તેના મરણબાદ (વિધવાની માફક) ઉત્તરવારસોને એટલે પિતાના વારસોને મીલકત મળે-પતિને પણ નહીં.[૩]

(૬) દોહીત્રુ. જો વારસો લેવા લાયક કોઇ પણ પુત્રી હોય તો પુત્રીના પુત્રનો હક પહોચતો નથી.[૪] ખરૂં જોતા દોહિત્ર તો બંધુ ગણાય કારણ કે સ્ત્રીની મારફત સગપણ પહોચે છે. પરંતુ ' છે તે પ્રમાણે ખાસ સ્મૃતિના આધારે તેને અહીં સ્થાન આપવામાં આવ્યું છે. જો એક કરતા વધુ દોહિત્ર હોય (એક કરતાં વધારે પુત્રીઓના છોકરા હોય) તો તેઓ માથા દીઠ લે છે-શાખા પ્રમાણે નહીં. જો આવા દોહિત્ર એકત્ર કુટુમ્બના સભ્યો હોય તો હયાતિ હક સાથે મીલકત મેળવે છે.

(૭) પિતા.

(૮) માતા. માતાને 'વિધવાની મીલકત' મળે છે અને તેના મરણ બાદ ઉત્તરવારસોને-એટલે પુત્રના વારસોને મીલકત મળે છે.[૫] ખરાબ વ્યભિચારથી અથવા પુનર્લગ્નથી તે મીલકત ગુમાવતી

---

(૧) 16 Bom. 177. પાર્વતી વિ. ભગુપત. 10 Bom. L. R 736 ભીખા વિ. બાબુ. 38 Mad. 1144. મીનાક્ષી વિ. મુની. પરંતુ બીજો કોઇ નજીકનો સગો ન હોય તો માતાની મીલકત તેને મળે છે. જુઓ 22 Bom. L R. 1306 and 24 Mad L. J. 224 and 50 Mad 340 (૨) 32 Bom. 562. ભીખા વિ. બાબુ. (૩) 27 Bom. L. R. 880. રતિલાલ વિ. મોતીલાલ. (૪) 8 All. 365. કુમાર વિ. દેવશરણ (૫) 32 Bom 26 મજલુખણ વિ. બાઇ પાર્વતી.

નથી.[1] સાવકી માતા-ખરી મા તરીકેજ ગણાય છે.[2] દત્તકપુત્રની માને પણ એટલોજ હક છે.[3]

(૯) સગા ભાઇઓ—અને એવા સ્વર્ગસ્થના પુત્રો[4]

(૧૦) સગા ભાઇનો પુત્ર; આવો ભત્રીજો અને કાકો સાથે સરખા ભાગે લે.[5]

અત્યાર સુધીના વારસોને " પ્રથમ હકદાર વારસોનું જુથ[6] " કહે છે અને અનુક્રમે આવે છે.

(૧૧) દાદી.

(૧૨) સગી બ્હેન.

(૧૩) દાદા અને સાવકા ભાઇઓ (પિતા એક અને માતા જુદી) સરખા ભાગે લે છે,

(૧૪) સાવકી બ્હેન (૧૫) પિતાના કાકા. પોતાના કાકા અને (ઉપર દર્શાવ્યા પ્રમાણેના) સાવકા ભાઇના છોકરા સરખા ભાગે લે છે.

વ્યવહારમાં આના કરતા ઘણા આઘે જવું પડતું નથી, તેથી આથી આગળના વારસોના નામ અહીં આપ્યા નથી. સગા અને સાવકા સમપણમાં ખાસ ફેર નથી, જે થોડો ફેર છે તે ઉપર જણાવ્યોજ છે.[7]

---

(૧) 29 Bom. 91 બાસપ્પા વિ. રેવા. 33 All. 702 બળદેવ વિ. મથુરા. (૨) 19 Bom. 707 રમુ વિ. સુલેખા. (૩) 33 Bom 404 આનંદી વિ. હરિ. (૪) 27 Bom. L. R. 226. કેસરલાલ વિ જસુભાઇ. (૫) 5 Bom. L. R. 516 હરિદાસ વિ. રણછોડ. 24 All. 273 (P. C.) ચંદીકા વિ. મુન્ની. 27 Bom. L. R. 226 (૬) Compact series of heirs (૭) 26 Bom. 710. સગુણ વિ. સદાશીવ. 24 Bom. 317. વિઠલ વિ રામરાવ.

સમાનોદક

(૧૫ આ સગોત્રીઓ પછી સમાનોદક આવે છે સમાનોદક કોણ છે તે પેરા ૧૩ મા આપેલા કોઠામા સમજાવ્યું છે. તેમા જ્યાં સુધી પાસેનો હક હોય ત્યા સુધી જરા પણ આઘેનાને મળે નહીં.

બંધુ.

(૧૬) જ્યારે સપિંડ સગાઓ ન હોય, તેમજ સમાનોદક સગાઓ પણ ન હોય, ત્યારે બંધુને વારસો મળે છે. સપિંડ અને સમાનોદક પુરૂષ વંશથી સીધી લીટીમા સગા હોય છે જ્યારે બંધુ કન્યાવંશથી સગા હોય છે.[1] આપણે ઉપર જાણી ગયા છીએ કે બંધુ ત્રણ પ્રકારના હોય છે. આત્મબંધુ અથવા પોતાનાજ બંધુઓ પિતૃબંધુ અથવા પિતાના બંધુઓ-અને માતૃબંધુ અથવા માતાના બંધુઓ.

આત્મ બંધુ

(अ) ફોઇનો પુત્ર (आ) માશીનો પુત્ર અને (इ) મામાનો પુત્ર આત્મબંધુ કહેવાય છે. પુત્ર એટલે પુત્ર પૌત્ર અને પ્રપૌત્ર-એમ બધે સમજવુ. મામા કરતા ફોઇના પુત્રનો હક પ્રથમ અને શ્રેષ્ટ ગણાય છે[2]

પિતૃબંધુ.

(अ) પિતાનો ફોઇનો પુત્ર (आ) પિતાની માશીનો પુત્ર અને (इ) પિતાના મામાનો પુત્ર.

(૧) 44 Mad 753 (P. C.) વેદાચેલા વિ સુબ્રમન્યા 19 Bom 631. બાપુલાલ વિ. હરિલાલ (૨) 27 Bom L. R. 1003 સખારામ વિ બાળકૃષ્ણ

(અ) માતાની ફોઈનો પુત્ર (આ) માતાની માશીનો
માતૃબંધુ    પુત્ર અને (ઈ) માતાના મામાનો પુત્ર.

આ તો ફક્ત દાર્શનીક છે; બધા બંધુનો એટલામા સમાવેશ થતો નથી. પણ બંધુ પાચ પેઢીની અંદરનો હોવોજ જોઇએ.[1] નીચેના સગાઓ પણ બંધુમા ગણાયા છે. બહેનનો છોકરો[2] ભત્રીજીનો છોકરો[3]-દૌહિત્રનો છોકરો[4]-બહેનના છોકરાનો છોકરો[5]-છોકરીની છોકરીનો છોકરો[6]-બહેનની છોકરીનો છોકરો[7]-ફોઇના છોકરાનો છોકરો[8]-ફોઇના છોકરીનો છોકરો[9]-માતામહ[10]-મામા[11]-વિ. 49 Mad. 652 કેસરસીંગનો કેસ અભ્યાસ કરવા જેવો છે

આમ બંધુ મરનારથી (તેને ગણતા) પાચ પેઢીમા હોવોજ જોઇએ; તેજ પ્રમાણે પિતૃબંધુ પાચમી પેઢીમા હોવોજ જોઇએ, અને માતૃબંધુ પણ પાચમી પેઢીમા હોવો જોઇએ. તેમજ પિતાના માતૃપક્ષથી પાચ પેઢીના સગા અને માતાના માતૃપક્ષના પાચ પેઢીના સગા પેઢી ગણતી વખત મરનારથી-તેને ગણીને-ગણવી.

ત્રણે પ્રકારના બંધુ બતાવે એવો કોઠો મી. મુલ્લાએ બનાવ્યો છે જે મી. મુલ્લાના હિંદુ-લૉના (૫ મી આવૃત્તિ) પાન ૭૨ ઉપર આપેલો છે.

---

(૧) 23 Bom L R. 692 42 Cal 384 (P C) રામચંદ્ર વિ વિનાયક (૨) 20 All 191 રઘુનાથ વિ. મુન્ના (૩) 10 Beng L R. 341. દુર્ગા વિ. જનકી (૪) 17 All 523 રામરત વિ ભગવતી (૫) 20 Mad. 382 બાબુ વિ નારાયણ. (૬) 32 All. રામપાલ વિ પાન (૭) 6 Cal 119 ઉમેદ વિ. ઉદયચંદ (૮) 47 All. 172. હરિહર વિ રામ. (૯) 19 Bom. 631. બાપુલાલ વિ. હરિલાલ (૧૦) 15 Mad. 421 ચિનામ્માલ વિ વેંકટ. (૧૧) 44 Mad 159 (P. C) વેદાચલા વિ. સુબ્રમન્યા.

પહેલા આત્મબંધુ આવે—તેમાથી કોઇ ન હોય તો પિતૃબંધુ આવે–અને તેમાથી કોઇ ન હોય તો માતૃબંધુ આવે.[૧]

દરેક વર્ગમા પણ પાસેનો સગો પ્રથમ આવે. પ્રત્યાસત્તિ[૨]ના આધારે નિર્ણય થાય છે. સગા અને સાવકા સગપણમા ( આપણા પ્રદેશમા ) ફેર નથી[૩] જો પુરૂષ અને સ્ત્રીબંધુ વચ્ચે તકરાર હોય તો પુરૂષબંધુને પ્રથમ હક હોય છે જો બે બંધુઓનું સગપણ સરખું હોય તો સીધી લીટીમા જે હોય તેને પ્રથમ હક મળે છે[૪] આ નિયમ પ્રમાણે જો પૌત્રીના છોકરા અને બહેનની છોકરી વચ્ચે તકરાર હોય તો પૌત્રીના છોકરાનો પ્રથમ હક છે. વ્યવહારમા જેટલા બંધુઓ અહીં બતાવ્યા છે તેટલાજ બસ છે પરંતુ જો બધી જાતના બંધુઓ અને તેમનો ક્રમ જાણવો હોય તો મી. મુલ્લાના હિંદુ–લૉ ( ૫ મી આવૃત્તી ) પા. ૬૮ થી ૭૭ જુઓ. આપણા પ્રદેશમા સ્ત્રીબંધુઓને પણ સ્થાન છે.

( ૧૭ ) બંધુ પુરા થયા પછી, ગુરૂ–શિષ્ય અને સહાધ્યાયી આવે છે[૫]

જો વાનપ્રસ્થ* થએલો હોય તો તેનો વારસ સહવાસી થાય

---

( ૧ ) 19 Mad 405 ( P. C ) મથુરાબાઇનો કેસ. 6 Pat L. J. 140 ( P C ) અવિત વિ મહાવીર 28 Bom 453 ચમનલાલ વિ દોશી. ( ૨ ) Propinquity. ( ૩ ) 26 Bom 710 સગુણ વિ. સદાશીવ ( ૪ ) 46 Bom 541. દત્તાત્રય વિ. ગંગાબાઇ ( ૫ ) 44 Mad 704. શાબથીનામ વિ સરકાર

* वानप्रस्थ यति ब्रह्मचारिणां रिक्थ भागिनः ।
क्रमेणाचार्यसच्छिष्यधर्मभ्रात्रेकतीर्थिनः ॥

છે. સન્યાસીનો વારસ તેનો શિષ્ય અને બ્રહ્મચારીનો વારસ તેનો ગુરૂ હોય છે.[1]

આમાંથી પણ કોઇજ ન હોય તો સરકાર વારસ થાય છે.[2]

## ફરી–સંયુક્તતા.

( ૧૮ ) જો વહેંચણ થયા પછી, પાછા કેટલાક સભ્યો ફરી સંયુક્ત થાય તો નીચે જણાવેલા ક્રમ પ્રમાણે મરનારનો વારસો જાય છે, અને આવા સભ્યો સંસૃષ્ટ કહેવાય છે.

સંસૃષ્ટ.

૧–૩. પુત્ર–પૌત્ર–પ્રપૌત્ર. આમા જે જુદા રહ્યા હોય તેમનો હક લાગતો નથી. સંસૃષ્ટ હોય તેમનો હક પ્રથમ લાગે છે અને તે ન હોય તો જુદા થએલાનો હક લાગે છે.[3] ૪. સંસૃષ્ટ સગો ભાઇ –૫. તેવો સાવકો ભાઇ અને જુદો થએલો સગો ભાઇ સાથે લે છે.[4] ૬. સંસૃષ્ટ માતા–૭. તેવોજ પિતા–૮. એવા બીજો કોઇ સહભાગી સભ્ય–૯. જુદો થએલો સાવકો ભાઇ–૧૦. તેવીજ માતા–૧૧. તેવોજ પિતા–૧૨. વિધવા–૧૩. પુત્રી–૧૪. દોહિત્ર–૧૫. બહેન.

## અવહેંચણીય મીલકત.

( ૧૯ ) કેટલીક મીલકત એવી હોય છે કે જેનો આખો વારસો ફક્ત પાટવી કુંવર અથવા વડપુત્ર ( વડશાખાના વડપુત્રને અને તેના અભાવે તેના વડપુત્રને વિ. ) ને મળે છે. આ વિષય આપણે 'વહેંચણ' ના પ્રકરણમા પેરા ૩૪ થી ૪૦ માં ચર્ચો છે.

---

(૧) 39 Bom. 168. સાધુ વિ. બલદેવ. (૨) 45 Bom. 1106. ગણપત વિ. સરકાર. (૩) 22 Bom. 101. ફકીરપ્પા વિ. ચેન્ના. (૪) 16 Mad. 440. રામ વિ. ચેંગા.

વિધવાનો સમાધાનનો હક.

(૨૦) જો મરનારની મીલકત સંબંધમાં તકરાર હોય તો વિધવા લવાદ નીમી-અથવા બીજી રીતે સમાધાન કરી શકે છે. આવું સમાધાન મીલકતને અને ઉત્તર વારસોને બંધનકર્તા છે.[1] જો વિધવા દગો-ફટકો રમતી હોય તો જુદો વિચાર થાય. જો રૂ. ૧૭૦૦૦ ની જરૂરીઆત હોય અને રૂ. ૧૯૦૦૦ માં મોર્ગેજ કર્યું હોય તો તે મોર્ગેજ ખોટું ઠરે નહીં.[2]

લગ્ન ખર્ચ.

(૨૧) વહેંચણ માટે કોઈ સહભાગી સભ્યે દાવો માંડયો હોય અને ત્યાર પછી લગ્ન ખર્ચ કરવાનો પ્રસંગ આવે તો તેવું ખર્ચ વડીલોપાર્જીત ને કૌટુમ્બીકમાં મીલકતમાંથી અપાવાય નહીં.[3]

---

(૧) 29 Bom. L. R. 1346 રાનજી વિ. રામા. તે શિવાય જો ઉત્તરવારસો એવી રીતે વર્ત્યા હોય કે જેથી એમ લાગે કે તેમણે સીધી યા આડકતરી રીતે વિધવાના કૃત્યને ઉત્તેજન યા અનુમોદન આપ્યું છે અથવા પાછળથી માન્ય કર્યું છે અથવા પોતાને બંધનકારક છે એમ માન્યું છે અથવા બીજાને એમ માનવા દીધું છે તો પછી તે લોક પાછળથી વાંધો ઉઠાવી શકે નહીં. જુઓઃ—29 Bom. L R. Page 1380 (P. C.) રામાગોડા વિ. ભાઉસાહેબ. (૨) 29 Bom. L R. 886 (P.C) નિયામીત વિ. દીનદયાળ. 29 Bom. L R. 825 (P.C) કૃષ્ણ વિ. નાથુ. 29 Bom. L R. 1385 (P. C) સુરજ વિ. શાહ. (૩) 24 Bom. L R. 1209 (P. C) રામલીંગા વિ. નારાયણ. 29 Bom. L. R. 1412. પ્રાણજીવન વિ. મોતીરામ.

[ ૮ ]

### દત્તક

(૧) પૂર્વેના સમયમાં પુત્ર માટે ઘણીજ આકાંક્ષા રહેતી હતી એમ લાગે છે. એક જગ્યાએ લખેલું ૧૪ જાતના પુત્રો વિ. છે કે:

" अपुत्रेण सुतः कार्यो यादृक्तादृक् प्रयत्नतः ॥ "

ગયા પ્રકરણમાં આપણે જાણી ગયા છીએ કે પત્નીને હિંદુ-શાસ્ત્રમાં ' સગોત્રજ ' કહેવામાં આવી છે. આ ન્યાય પ્રમાણે જો કોઇ હિંદુ પાછળ વિધવા મૂકી મરણ પામે તો પુરુષવંશ નાશ થયો કહેવાતો નથી; આ સિદ્ધાંતના આધારે વિધવાને પુત્ર સ્થાપિત કરવાનો અધિકાર મળ્યો હોય એમ લાગે છે.

પહેલા ચૌદ જાતના પુત્રો હતા એમ નીચેના શ્લોક ઉપરથી લાગે છે:

औरसः पुत्रिकापुत्रः क्षेत्रजो गूढजस्तथा ।
कानीनश्च सहोढश्च पौनर्भवनिषादकौ ॥
पारशवो दत्तकोऽपि कृत्रिमः कृतकस्तथा ।
अपविद्धः स्वयंदत्तश्चतुर्दशसुताः स्मृताः ॥

ઔરસ—ન્યાય અને વિધિપુરઃસર લગ્ન પછી તેવીજ રીતે ઉત્પન્ન થએલો પુત્ર—અને દત્તકપુત્ર એ બે જાતના પુત્રો હાલના સશાસ્ત્ર કહેવાય છે. બીજી જાતના પુત્રોને હવે સ્થાન નથી.[1] મલબારમા હજી પુત્રીકાપુત્રને સ્થાન છે. પુત્રીકાપુત્ર એટલે " अभ्रातृकां प्रदास्यामि तुभ्यं कन्यामलं कृताम् । अस्यां यो जायते पुत्रः समे पुत्रो भवेदिति " મિથિલા પ્રદેશમા કૃત્રિમ દત્તકને સ્થાન છે.

( ૨ ) પુત્રનો અર્થ ' પુ નામના નરકમાથી જે તારે તે પુત્ર !' આ આધારે પુત્ર તો જોઇએજ. ન

**દત્તક પુત્રનું કારણ.** હોય અથવા ન થાય તો શું કરવું ? દત્તવિધાનથી પુત્ર લેવો. આજ કારણને લીધે એમ લખેલું છે કે " पिंडोदक क्रिया हेतोर्नामसंकीर्तनाय च. "[2] આ વિષય માટે ખાસ નિર્ણયાત્મક પુસ્તકો ' દત્તકચન્દ્રિકા ' અને ' દત્તકમિમાસા ' છે. નીચે જણાવેલા કેસમા તે સંબંધમા વિવેચન છે.

---

( ૧ ) Pat. L J. 561. બબી રીતાકુંવર વિ. પુરણમલ. ( ૨ ) 9 All. 288 ગંગા વિ ઘેખરાજ 35 Bom. 169 સિતારામ વિ. હરિ. 39 Bom 441 (P. C) ટીકક વિ. શ્રિનિવાસ.

શાસ્ત્રના આધારે ફક્ત હિંદુઓમાજ દત્તકનો રીવાજ છે. બીજી કોઇ કોમમા નથી; પરંતુ હિંદુની પણ કોઇ પેટા કોમમા અથવા કોઇ કુટુમ્બમા એવો લોકરિવાજ હોય કે દત્તક લેવાય નહીં તો તેને માન મળે.[1]

**શાસ્ત્રોક્ત દત્તક.**

( ૩ ) શાસ્ત્રોક્ત દત્તવિધાન માટે કેટલાક નિયમો છે તે નીચે પ્રમાણે: (क) દત્તક લેનાર, દત્તક લઇ શકે એવી સ્થિતિમા જોઇએ. (ख) તેવીજ સ્થિતિમા દત્તક આપનાર જોઇએ. (ग) ભાવિ દત્તકપુત્ર પણ તેવી સ્થિતિમા જોઇએ. (घ) વસ્તુતઃ દત્તક આપ્યા પછી અને તેનો સ્વીકાર થયા પછી દત્તવિધાન પુરૂં થયું ગણાય. (ङ) દત્તહોમ થવો જોઇએ.

જૈનોમા આટલી સખ્તાઇ નથી.

**દત્તક કોણ લઇ શકે?**

( ૪ ) દરેક હિંદુ પુરૂષ દત્તકપુત્ર લઇ શકે છે. (क) હિંદુ પત્ની સગોત્રી હોવાથી દત્તકપુત્ર ( પતિની હયાતિમા તેની સમતિથી[2] ) લઇ શકે છે; પણ તે બીજા કોઇ પુરૂષ માટે લઇ શકે નહીં. માતા પોતાના પુત્રને માટે અથવા બહેન પોતાના ભાઇ માટે દત્તક લઇ શકે નહીં. તેમ તે પોતાને માટે લઇ શકે નહીં.[3]

---

( ૧ ) 27 Bom 492 (P. C) વેરાબાઇ વિ. હીરાબાઇ. 11 Cal 463 (P. C) ફુનિંદ્ર વિ રાજેશ્વર. ( ૨ ) 2 B H. C. A. C. 153 નારાયણ વિ. નાના ( ૩ ) 36 Cal 624 નરેન્દ્રનાથ વિ. દીનાનાથ

દત્તવિધાનની વિધિ પિતા અથવા માતાએજ કરવી જોઇએ.[1]

જે હિંદુને પુત્ર ( પૌત્ર-પ્રપૌત્ર )[2] ન હોય અને મમજણો[3] હોય તે દત્તકપુત્ર લઇ શકે; પરંતુ જો પુત્ર ( વિ. ) હોય તો દત્તક લઇ શકે નહીં; જુઓ 27 Bom. L R. 1509. જો અનંશપુત્ર હોય તો પણ દત્તક તેનાથી લેવાય નહીં.[4] કુંવારો તથા ગાંડો હિંદુ[5] પણ દત્તક લઇ શકે. પત્નીની સંમતિની જરૂર નથી, અને તે ગર્ભવતી હોય તો પણ દત્તક લેવાય.[6] દાસીપુત્ર હયાત હોય તો પણ દત્તકપુત્ર લેવાને વાંધો નહીં.[7]

જૈનોમા આટલી સખ્તાઇ નથી; પરંતુ મુબાઇ ઇલાકામા જૈનોને એટલી સખ્તાઈ લાગુ પડે છે.[8]

જૈન.

દોહિત્ હોય અથવા પ્રપૌત્ર હયાત હોય તો દત્તક લેવાને વાંધો નહીં.[9] ઉપરાઉપરી ( એકની હયાતિમા ) અથવા એક સાથે એક કરતા વધારે દત્તક લેવાય નહીં[10]

અનંશ દત્તક લઇ શકે છે પણ આપણે ઉપર જોયુ તે પ્રમાણે અનંશના કરતા તેના પુત્રને વધુ હક મળે નહીં. ફક્ત ભરણુપોષણુ

---

( ૧ ) 22 Bom 590. લક્ષ્મી વિ રામચંદ્ર. ( ૨ ) ( 1872 ) I A Sup Vol 131 ગોપીલાલ વિ ચંદ્રાવલી ( ૩ ) 40 Mad. 660 શેષમ્મા વિ પદ્મનાભ. 15 Bom 565. વંદ્રાવન વિ. મણીલાલ. ( ૪ ) 46 Bom. 455. સમ્પિા વિ. હજ્જ. ( ૫ ) 12 Bom. 329. ગોપાળ વિ. નારાયણુ. ( ૬ ) 12 Bom 105 હનમંત વિ. ભીમાચાર્ય. ( ૭ ) 48 Mad. 1 કોલ્હાપુરના મહારાજાનો કેસ. ( ૮ ) 22 Bom 416. અમાવા વિ. મહાદેવ. 12 Bom L. R 402 (P.O) લાલા વિ. જંબુપ્રસાદ. ( ૯ ) 22 Bom. 482. રંગા વિ. અક્ષમ ( ૧૦ ) 20 I. A 30 મહેશ વિ. તારકનાથ. 19 Cal. 573 દુર્ગા વિ. સુરેન્દ્ર

મળે અને જો અયોગ્યતા આવ્યા પહેલા કાઇ સ્વતંત્ર અને આગવી મીલકત મેળવી હોય તો તે મળે.[1]

જે હિંદુધર્મ છોડી બીજા ધર્મમા ગયા હોય તે દત્તક લઇ શકે નહીં પણ જો એવો રીવાજ સાબીત કરે તો ચાલે[2]

માસીક અડચણના સમયમા જો વિધવા દત્તક લે તો ખોટુ ઠરે.[3]

દત્તકપુત્ર લેવા વિધવાને પોતાના સ્વર્ગસ્થ પતિની સમતિ છે એમજ પ્રાથમીક મનાય છે. પોતાની આગવી મીલકત હોય તો કોઇની સમતિ શિવાય વિધવા દત્તક લઇ શકે[4] પગ્તુ જો એકત્ર કુટુમ્બ હોય તો સસગની અથવા બીજા સહભાગી-સભ્યોની સમતિ લેવી પડે[5] પરંતુ આગવી મીલકતના સબધમા પણ સ્વર્ગસ્થે ચોખ્ખી અથવા આડકતરી રીતે ના પાડી હોય તો વિધવાથી દત્તક લેવાય નહીં, તેમજ તેણે જો દત્તક લીધો હોય તો વિધવા વાધો કાઢી શકે નહીં

જો વિધવા ગર્ભવતી હોય અને પુત્રને અવતર્યા પહેલા જો તે દત્તક લે તો સહભાગી-સભ્યની સમતિ શિવાય દત્તક લેવાયો છે, એમ કહેવાય (એકત્ર અને વડવાઇ મીનકત હોય તો) અને દત્તક ખોટો ઠરે[6]

---

(૧) 21 Bom L. R 427 વામન વિ કૃષ્ણાજી (૨) 35 Bom 264 મછા વિ હીરા 27 Bom 495 વેશ વિ હીરા ( P C ) (૩) 9 M I A 506 રામા વિ સદાશીવ (૪) 12 M I A 397 મદુરાનો કલેક્ટર (૫) 6 Bom 498 રામજી વિ ઘનુ 15 Bom 110 વિઠોબા વિ બાપુ 29 Bom 410 લક્ષ્મી વિ વિષ્ણુ 31 Bom 373 બસુ વિ આનંદરાવ 50 Bom 468 ઇશ્વર વિ ગજાબાઇ (૬) 50 Bom 772 બાલા વિ અકુબાઇ

યાદવના[1] કેસમા પ્રીવી કાઉન્સીલે એવો ઉલ્લેખ કર્યો છે કે જો સ્વર્ગસ્થે ખાસ બાધ ન કર્યો હોય તો એકત્ર કુટુમ્બમા પણ બીજા સહભાગી-સભ્યોની સંમતિ શિવાય વિધવા દત્તક લઇ શકે. પણ આ વાત ગ્રાહ્ય થઇ નથી.

જો એક કરતા વધુ વિધવા હોય, તો પાટવી વિધવા દત્તક શકે; પરંતુ જો સ્વર્ગસ્થે અમુક વિધવાને ખાસ પરવાનગી આપી હોય તો તે વિધવાને દત્તક લઇ શકે તે શિવાય બીજા કીસ્સામા બીજી વિધવાએ પાટવીની સંમતિ લેવી જોઇએ. એકત્ર કુટુમ્બ હોય તો સસરાની સમતિ ચાલે-પાટવી વિધવાની સંમતિ લેવાની જરૂર નથી.[2]

બારેક વરસની બાળવિધવા દત્તક લઇ શકે નહી પરંતુ સમજણી બાળવિધવા લઇ શકે.[3]

વ્યભિચારી વિધવા દત્તક લઇ શકે નહી; જો તેના સ્વર્ગસ્થ પતિએ આજ્ઞા કરી હોય તો પણ તેનાથી લેવાય નહીં.[4] મુંબાઇ ઇલાકામા શુદ્રમા એવી વિધવા લઇ શકે.[5] પુનર્લગ્ન પછી આગલા પતિને માટે દત્તક લેવાય નહીં.[6]

એક દત્તકપુત્રના મરણ બાદ બીજો એમ ઉપરા ઉપરી દત્તક લેવાય; પણ જો સ્વર્ગસ્થે એમ ઠરાવ્યું હોય કે બે (અથવા વધુ) કરતા વધારે લેવા નહીં તો પછી ન લેવાય.[7]

---

(૧) 48 I. A. 513 યાદવ વિ નામદેવ (૨) Mulla's Hindu Law (5th Edn) pp, 442, 443 (૩) 46 Bom. 307 પાર્વતી વિ ફકીર. 43 Bom 481 બાસપ્પા વિ. સિદ્ધ. (૪) 5 Beng. L R 362 સબામલાલ વિ સૌદામિની (૫) 45 Bom 459 બસંત વિ. મલાપ્પા. (૬) 23 Bom L R 482 (F. B) ફકીરાપ્પા વિ. સાવિત્રી. (૭) 49 Cal. 1 યાદવ વિ. નામદેવ (P. C)

દત્તક લેવા માટે મૂળ આશય જોવાની જરૂર નથી.[1]

જો પતિ કોઇ પુત્ર શિવાય મરણ પામ્યો હોય અને એકલી વિધવાજ વારસ હોય તો–અને તેની પાસે ફકત સ્વતંત્ર મીલકતજ હોય અર્થાત વિભકત થએલો હોય તો–વિધવા દત્તક લઇ શકે સીધી યા આડકતરી રીતે સ્વર્ગસ્થે વિરોધ દર્શાવેલો હોવો જોઇએ નહીં.[2] જો કોઇ છોકરા માટે વિરોધ દર્શાવ્યો હોય તો તેને દત્તક લેવાય નહીં જો સ્વર્ગસ્થ પુત્ર મુકીને મરી જાય અને જો માતા શિવાય બીજા કોઇ વારસ શિવાય તે પુત્ર મરણ પામે તો મીલકત પાછી વિધવા–માતાને મળે એ સજોગમા પણ વિધવા માતા દત્તક લઇ શકે; પણ જો પુત્ર પોતાની વિધવા અથવા પુત્ર અથવા માતા શિવાય બીજો કોઇ વારસ મૂકે તો તેનો દત્તક લેવાનો હક નષ્ટ થાય છે[3] જો એવો કોઇ વારસ મૂકાયો હોય અને તેના મરણથી જો મીલકત પાછી વિધવા માતાને જાય તો પણ તેનાથી દત્તક લેવાય નહીં[4]

**પુત્રની વિધવા અને સસરાની સમતિ.**

જો કોઇ પુરૂષને પુત્ર હોય નહીં પણ પુત્રની વિધવા હોય તો તેવી પુત્રની વિધવા પોતાના સસરાની સમતિ લઇને દત્તક લઇ શકે સસરા શિવાય બીજાની સમતિ ચાલે નહીં. તેવી સંમતિ સસરાની હયાતિમા જ લેવી જોઇએ

---

(૧) 22 Bom 558 રામચંદ્ર વિ મૂળજી (૨) 9 Bom 58 ગિરિ વિ ભીમજી 41 Mad 855 મદન વિ પુરૂષોત્તમ (૩) 49 Cal 1 (P C) યાદવ વિ નામદેવ 43 Bom 778 (P. C) પ્રતાપ વિ. અગર 26 Bom 526 (F B) રામ વિ રામરાવ 41 Mad 855 (P C) મદન વિ પુરસોત્તમ 46 Mad. 423 ત્રીપુર વિ વેંકટ 48 Bom. 492 અજરા વિ પાડુરંગ (૪) 26 Bom. 526 (F B) 47 Bom. 37 એકનાથ વિ લક્ષ્મીબાઇ

જો સસરો મૃત્યુ પત્રથી અથવા એવા બીજા કોઇ લખાણથી સંમતિ આપે તો તે સસરાની હયાતિમા જ ચાલે-તેના મરણ બાદ તે નષ્ટ થાય છે.[1] પરંતુ જો તેવી ( પુત્રની ) વિધવા જેને મીલકત મળતી હોય તેવા વારસની સંમતિ લઇ દત્તક લે તો ખોટું ઠરે નહીં. દાખલો લઇએઃ—એક પુરૂષને પત્ની-પરણેલી પુત્રી-અને સ્વર્ગસ્થ પુત્રની વિધવા છે; તે પુરૂષ મૃત્યુપત્ર કરે છે અને તેના અંદર પુત્રની વિધવાને દત્તક લેવા કહે છે; તે મરણ પામે છે-પછી તે પુત્રની વિધવા વીલમાં આપેલી સંમતિના આધારે-અને વધારામા તે પુરૂષની વિધવા તથા પુત્રીની સંમતિ લઇ દત્તક લે છે. મૃત્યુપત્રમાં આપેલી સંમતિ તેના મરણ બાદ ચાલે નહીં-તેની વિધવા હકદાર વારસ છે અને તેને મીલકત મળે-તેથી સાધારણ રીતે તે મીલકત તેની પાસેથી લઇ લેવાય નહીં-સાધારણ રીતે દત્તક ખોટું ઠરે-પણ તે વિધવાએ અને પુત્રીએ સંમતિ આપી છે માટે દત્તક ખરૂં છે.[2] દત્તક લેવાનું અધિકારપત્ર લખાણમા હોવું જોઇએ અને તે રજીસ્ટર કરાવવું જોઇએ. તેમાં સરતો નંખાય નહીં અને જો સરત હોય તો તે ખોટી ગણાય છે.[3] સાધારણ રીતે દત્તક લેવાની પરવાનગી છે એમ મનાય છે અને જો કોઇ કહે કે મનાઇ હતી તો તેને સાબીત કરવું પડે. તેને આપવામા આવેલી સત્તાનો ઉપયોગ એને કરવો હોય તો કરે પણ તેને ફરજ પાડી શકાય નહીં.[4]

---

( ૧ ) 29 Bom. 410. લક્ષ્મી વિ. વિષ્ણુ 24 Bom. L. R 69 દત્તાત્રય વિ. ગંગા 29 Bom. L R. 1320. વરોડા વિ. રામચંદ્ર.
( ૨ ) 29 Bom L R 1320 વરોડા વિ રામચંદ્ર 45 Bom. 829 વામન વિ. વેંકાજી. 21 Bom. L R. 496 (P. C.) પ્રતાપ વિ. અગર.
( ૩ ) 13 Bom 56 અસર વિ. રતન ( ૪ ) 33 I. A. 55 મુત્સદી વિ. કુંદન.

( ૫ ) माता पिता वा दद्यातां यमद्भिः पुत्रमापदि ।
सदृशं प्रीतिसंयुक्तं स ज्ञेयो दत्रिमः सुत : ॥

**દત્તક કોણ આપી શકે ?**

પિતા અને માતા શિવાય બીજા કોઈને દત્તકમા પુત્ર આપવાનો અધિકાર નથી. માતાની સંમતિ શિવાય, પિતા આપી શકે છે. સાવકી માતા અથવા ભ્રાતા અથવા પ્રપિતા આપી શકે નહીં; તેમજ પિતા અથવા માતા અથવા બન્ને બીજાને અધિકાર આપી શકે નહીં[૧] પ્રથમ હક પિતાનો, પછી માતાનો[૨] જો વિધવા પુનર્લગ્ન કરે તો તેનો હક નષ્ટ થતો નથી[૩] કાઇ વિધિ કરવાની હોય તો તે બીજા પાસે કરાવી શકાય–અને એમ કરવાથી દત્તક ખોટું ઠરતું નથી.[૪] દત્તક આપનાર સમજણો હોવો જોઇએ.[૫]

**કોને દત્તકમાં લેવાય ?**

( ૬ ) ભાવિ દત્તક પુત્ર પ્રથમ તો હિંદુ છોકરો ( છોકરી નહીં ) હોવો જોઇએ.[૬] પછી તેની જ્ઞાતિનો હોવો જોઇએ.[૭]–પછી બને ત્યાં સુધી પાસેનો સપિંડ સગો હોવો જોઇએ–તેના અભાવે તેવો સગોત્રી તેના અભાવે ભિન્ન-

( ૧ ) 33 Bom 107 પુતલી વિ માધુ 11 Bom. H. C. R. 199. ચિન્તુ વિ. જાનકી 16 Mad 384 પાપમ્મા વિ. અપ્પા. 10 Bom H. O R. ભગવાન વિ. રાજમલ 10 Bom 535 સુરતનો કલેક્ટર વિ ધીરસીંગ. 10 Bom. 268 શિવલીનો કેસ. ( ૨ ) નારાયણ વિ. કુપ્પુ 2 Pat. 469 રાજા વિ જગન્નાથ ( ૩ ) 33 Bom. 107 પુતલી વિ માધુ ( ૪ ) 25 Bom. 551 રામ વિ શાંતા. ( ૫ ) 19 Cal 452 બિશ્વેશ્વર વિ. શીવચંદ્ર. ( ૬ ) 13 Bom 690 ગંગા વિ. અનંત ( ૭ ) 46 All 637 શીવ વિ. રામ.

ગોત્રજ[1] ( ભગિનિપુત્ર અને દોહિત્ર નહીં ), તેના અભાવે બીજો કોઇ સગો અને તેના પણ અભાવે જ્ઞાતિમાંથી ગમે તે કોઇ છોકરો. છેલ્લા બે નિયમ આગ્રહથી સચવાય નહીં તો ચાલે. સગા શિવાય બીજાને લેવાય.[2] તેવા છોકરાની માતા અને ભાવિપિતા બન્ને પરણી શકે ( કુંવારી અવસ્થામાં ) એવા હોવાં જોઇએ[3]–આ સુત્રને લીધે બહેનના છોકરાને અને પુત્રીના છોકરાને દત્તક લેવાય નહીં; શુદ્રમા આવો દત્તક લઇ શકાય. આ નિયમ માટે અમદાવાદના લેઉવા પાટીદાર શુદ્ર ગણાય છે અને તેથી એમનામાં ભગિનીપુત્રને અને દોહિત્રને દત્તક લેવાય છે.[4] ઉપલા ત્રણ વર્ણમાં પણ જો રીવાજ હોય તો આવા છોકરાને પણ દત્તકમાં લેવાય.[5] આપણા પ્રદેશમા ગમે તે ઉમરના છોકરાને દત્તકમાં લેવાય. છોકરાવાળા પુરૂષને પણ દત્તકમા લઇ શકાય; તેમ દત્તક લેનાર કરતાં મોટી ઉમરનો હોય તો પણ વાંધો નહીં[6] એકનો એક છોકરો પણ દત્તકમા લેવાય.[7] માબાપ વિનાના અનાથને દત્તકમા લેવાય નહીં–કારણ કે તે એમાંથી એક દત્તકમા આપવા માટે જોઇએ.[8] પરંત રીવાજ હોય તો ચાલે.[9] એક સાથે જો બે ત્રણ દત્તક લે તો બધાં ખોટાં ઠરે.[10]

---

( ૧ ) દત્તકચંદ્રિકા. ( ૨ ) 10 Bom. 80 ધર્મા વિ. રામકૃષ્ણ. ( ૩ ) 39 Bom 410 મલનન વિ. કાશીનાથ. 32 Bom. 619 and 15 Bom L R, 824 and 34 Bom. 491. ( ૪ ) 21 All. 412 ભગવાનનો કેસ. 25 Bom. L. R 510 કહાનદાસ વિ. જીવણ. ( ૫ ) 22 Bom 973 નાની વિ. ચુનીલાલ. ( ૬ ) 48 Bom. 387 બાલા વિ. માધુ. ( ૭ ) 25 Bom. 537 કૃષ્ણા વિ. પરસંદી 24 Bom. 367 વ્યાસ વિ. વ્યાસ. ( ૮ ) 10 Bom. H. C. 268 શીવલીંગપ્પાનો કેસ. ( ૯ ) 45 Bom. 754 પુરશોત્તમ વિ. વેણીચંદ ( જૈન ). ( ૧૦ ) 19 Cal 513 and 12 Cal. 406.

તેમજ એકજ છોકરાને બે ત્રણ માણસો દત્તક લે તો તે પણ ખોટાં ઠરે.[1]

**દ્વયામુશ્યાયન**

( ૭ ) જો કોઇ પિતા પોતાના પુત્રને એવી સરતે દત્તકમાં આપે કે એ પુત્ર બન્નેનો ગણાશે તો એવી સરત બંધનકર્તા છે એમ થવાથી તે બન્નેનો પુત્ર ગણાય અને બન્ને કુટુમ્બમાં થી વારસો લઇ શકે.[2] આવો દત્તકપુત્ર દ્વયામુશ્યાયન દત્તક છે એમજ પ્રાથમીક મનાય; પરંતુ આપણા પ્રદેશમાં આવી સરત સાબીત કરવી પડે છે–પ્રાથમીક મનાય નહીં[3] આવી રીતે દત્તકમાં આપનારની અને લેવાની વીધિ વિધવા પણ કરી શકે.

**દત્તવિધાન.**

( ૮ ) દત્તક આપતી અને લેતી વખતે કેટલીક વિધિ કરવી પડે છે–દત્તકમાં પુત્ર આપવો અને લેવો અર્થાત દાનપ્રતિગ્રહ–દત્ત હોમ; શુદ્રમા દત્તહોમની જરૂર રહેતી નથી; આ વીધિ બીજા પાસે કરાવી શકાય,[4]–અને બાજી સાધારણ વિધિઓ.

**દાનપ્રતિગ્રહ.**

ફકત દત્તકપત્ર હોય તો ચાલે નહીં.[5] દાનપ્રતિગ્રહની વીધિ તો થવીજ જોઇએ[6] દત્તકમાં આપવાનો હક બીજા કોઇને અપાય નહીં.[7] જો દત્તકપુત્ર સગોત્રી હોય તો દત્તહોમની જરૂર રહેતી

---

( ૧ ) 10 Cal 686 રાજકુમાર વિ. વિશ્વેશ્વર ( ૨ ) 25 Bom. 537 કૃષ્ણા વિ. પરમેશ્રી. ( ૩ ) 42 Bom. 277 હકરાવ વિ. લીમરાવ. 41 Bom. 315 લક્ષ્મીપતિ વિ. વેંકટેશ. ( ૪ ) 22 Bom. (519) લક્ષ્મી વિ રામચંદ્ર. 25 Bom. 551. શામ વિ. શાંતા ( ૫ ) 1 Bom. L R. 842 ધપ્પાબાઇ વિ. ચમનલાલ ( ૬ ) 19 Cal 452 (P. C.) બીરેશ્વર વિ. અર્ધા. ( ૭ ) 10 Bom H C. 241 ભગવાનદાસ વિ. રાજમલ.

નથી[1] તે શિવાય, દત્તહોમ વીધિ થવો જોઇએ.[2] વૃદ્ધિ અથવા સુતકમા જો દત્તક લેવાયો હોય તો ખોટો ઠરે નહીં.

**સંમતિ.** દત્તક લેનાર આપનાર અને જો દત્તકમા જનાર સમજણો હોય તો તેની પણ-સંમતિ જોઇએ. જબર જસ્તીથી-દગાથી-ખોટી સમજણથી અથવા એવી રીતે સંમતિ લેવામાં આવી હોય તો ખોટું ઠરે.[3] દત્તક આપતી વખતે અથવા તેને અંગે જો પૈસા આપવા લેવાનો ઠરાવ થાય તો તેથી દત્તકને બાધ આવતો નથી પરંતુ પૈસા લેવા આપવાનો કરાર ખોટો ઠરે છે.[4] એકવાર દત્તક થયા પછી, રદ કરાય નહીં દત્તક પિતાનો વારસો છોડી દેવો હોય તો તેમ થઇ શકે.[5]

દત્તકથી દત્તકપુત્ર તેના મૂળ કુટુમ્બમાથી હકહિસ્સો છોડી દે છે અને દત્તક કુટુમ્બમા પુત્ર તરીકે ગણાય છે. નવા કુટુમ્બમાં વહેચણ વિગેરેમા એનો હકહિસ્સો પહોચે છે.[6] પરંતુ જો દત્તકમાં ગયા પહેલા તેણે પોતાના પિતાની મીલકત મેળવી હોય તો દત્તકમાં ગયાથી એવી પ્રથમ મેળવેલી મીલકત પાછી આપવી પડે નહીં.[7]

જો દત્તક લીધા પછી પુત્ર જન્મે તો દત્તક પુત્ર પાછળથી જન્મ્યા જેવો ગણાય છે અને તેને તેવા હક લાગુ પડે છે એને

---

(૧) 24 Bom 218 વહુ વિ. ગોવીંદ 39 Bom. 441 (P. C )દીનક વિ. શ્રીનિવાસ. (૨) 49 Bom. 515 ગોવીંદ વિ. રીંહાબાઇ 39 Bom. 441 ( P. C ) (૩) 6 Bom. 524 સોમશેખર વિ. સુભદ્રા. 29 Mad 437 વેંકટ વિ. રંગા. (૪) 46 Bom. 908 નારાયણ વિ ગોપાળ (૫) 19 Bom 239 માધુ વિ. બયાજી. (૬) 43 Bom 778 ( P. C. ) પ્રતાપ વિ. અમરસીંગ. 40 Bom 270 ( P C ) નગીન વિ. બચુ. (૭ , 47 Bom. 542 મહાબળેશ્વર વિ. સુબ્રમન્યા. 49 Bom. 520 માણેકબાઇ વિ. ગોકળદાસ.

જન્મેલા પુત્રના જેટલી મીલકત મળતી નથી પરંતુ મીલકતનો ¼ ભાગ મળે.[1]

જો કોઇ પરણેલા પુરૂષને દત્તકમાં લે તો, તેની પત્ની નવા કુટુમ્બમાં દાખલ થાય છે જો તેવાને પુત્ર હોય તો તે જૂના કુટુમ્બમાં રહે છે, પરંતુ જો તે વખતે પુત્ર ફક્ત ગર્ભમાંજ હોય અને નવા કુટુમ્બમાં ગયા પછી અવતરે તો તે નવા કુટુમ્બમાં ગણાય.[2]

**થોડી મીલકતનો કરાર**

(૯) જ્યારે દત્તક લેવાય ત્યારે દત્તકપુત્ર પુખ્ત વયનો હોય અને એ જો એની દત્તકમાતા સાથે કરાર કરે કે પોતે થોડી મીલકત લેશે તો બંધનકર્તા છે.[3] જો તેવો પુત્ર સગીર હોય, અને જો એનો પિતા દત્તકમાતા સાથે કરાર કરે તો સાધારણ રીતે તે રદ ઠરે છે, પરંતુ જો તે વ્યવહારિક હોય અને ખાસ નુકસાનકર્તા ન હોય તો રદ ઠરે નહીં.[4]

**મીલકતનો હસ્તફેર**

(૧૦) મા પાસે જે સ્વર્ગસ્થની મીલકત આવી હોય, તે મીલકત દત્તક લીધાથી દત્તકપુત્રને મળે, પરંતુ જીવન ઉપરનો અધિકાર નષ્ટ થતો નથી. જો માતા શિવાય બીજાને મીલકત મળી હોય તો, તેનાથી દત્તક લેવાય નહીં, પરંતુ જો તે સખસની સંમતિ લઇ દત્તક લીધો હોય તો લેવાય અને તે મીલકત પણ તેની પાસેથી લઇ દત્તકપુત્રને અપાય છે.[5]

---

(૧) 42 Bom 547 અદવી વિ ફકીર (૨) 17 Bom 100 ગિરિ વિ નિંગપ્પા. (૩) 40 Bom 668 કાશી વિ. તાત્યા (૪) 19 Bom 36 અતાજી વિ દત્તાજી (૫) 45 Bom 829 વામન વિ. વેંકાજી

મીલકતમાંથી માતાને ભરણપોષણ મળે.[1] જો કુટુમ્બ સંયુકત હોય તો દત્તકપુત્રનો હક જન્મપુત્રના જેટલોજ લાગે છે.[2]

( ૧૧ ) જો પિતા અથવા માતા મીલકતનું વેચાણ વિ. કરે તો જેમ જન્મપુત્ર વાંધો લઈ શકે તેમ દત્તકપુત્ર પણ લઇ શકે.[3] જો પિતા સ્થાવર મીલકતની ભેટ આપે તેને માટે બક્ષીસ-પત્ર લખાઇ-સહીપત્રી થઇ ગયાં હોય-બક્ષીસપત્ર આપી દીધું હોય-અને બક્ષીસ સ્વીકારાઈ હોય-અને ત્યાર પછી પરંતુ રજીસ્ટર થયા પહેલાં-દત્તક લેવાય તો દત્તકપુત્રને બક્ષીસ બંધનકર્તા છે.[4] તેવીજ રીતે જો રૂ. ૩૦૦૦) ની જરૂરીઆયત હોય અને રૂ. ૩૫૦૦) એ મકાન વેચ્યું હોય તો વેચાણ રદ કરાય નહીં-પણ ખરૂં ઠરે.[5]

**દત્તક અને મીલકતનું વેચાણભેટ વિ.**

( ૧૨ ) જો ખોટું દત્તક હોય તો તેવા કહેવાતા દત્તકપુત્રનો હક જન્મકુટુમ્બમાંથી નષ્ટ થતો નથી.[6] જો તેવા દત્તકપુત્રને ભેટ આપવામાં આવી હોય તો સવાલ થાય કે તે છોકરાની જાતને આપવામાં આવી છે કે તેને દત્તકપુત્ર તરીકે આપવામાં આવી છે. જો તે છોકરાની જાતને આપવામાં આવી હોય તો તેને મળે પણ જો તે તેને દત્તકપુત્ર તરીકે જ આપવામાં આવી હોય તો ખોટી ઠરે.[7]

**ખોટું દત્તક હોય તો?**

---

( ૧ ) 7 Bom. 225 જમના વિ રાયચંદ. ( ૨ ) 31 Bom 373 ( P. C. ) બચુ વિ. માનકોર. ( ૩ ) 5 Bom. 630 રામ વિ. લક્ષ્મણ. 19 Bom. 809 નારાયણ વિ. બાલાજી. 33 Bom. 88 રામકૃષ્ણ વિ. ત્રિપુરા. ( ૪ ) 29 Bom L. R. 833 (P. C.) કલ્યાણસુંદર વિ. કરૂપ્પા. ( ૫ ) 29 Bom. L. R. 825 (P. C) શ્રીકૃષ્ણ વિ. નાથુરામ. ( ૬ ) 45 Bom 829 વામન વિ. વેંકાજી ( ૭ ) 47 Bom 65 બાઇ ઢોંઢુ વિ. લક્ષ્મણ

## [૯]

### ભરણ પોષણ

वृध्दौ च मातापितरौ साध्वी भार्या सुत  शिशु
अप्यकार्यंशत कृत्वा भर्तव्या मनुरब्रवीत् ॥

**ભરણપોષણનો હક અને તેનો વિસ્તાર વિ**

(૧) આપણે ઉપર જોઈ ગયા છીએ કે હિંદુઓમાં એવી માન્યતા છે કે જો કોઈ હિંદુ દેવુ મૂકી મરી જાય તો તે સ્વર્ગે જતો નથી આ માન્યતાને લીધે લ્હેણદારોનો હક ભરણપોષણના હક કરતા શ્રેષ્ટ ગણાય છે[૧] ભરણપોષણનો હક બે કારણોને લીધે ઉદભવે છે—એક તો

(૧) 2 Bom 494 લક્ષ્મણ વિ સત્યભામા

સગપણને અગે જેવા કે પત્ની–સગીર છોકરા–વૃદ્ધ માતપિતા;[૧] અને બીજું કારણ અમુક જાતની મીલકત કોઇ હિંદુના હાથમા હોય તો, જેવી કે એકત્ર અને સયુકત કુટુમ્બની મીલકત એવી મીલકતનો કર્તા કુટુમ્બના બધા ( મગ્ન ) સહભાગી સભ્યો અને તેમના બૈરા છોકરાને પાળવા બધાએલો છે[૨] જો કોઇ હિંદુ કોઇ સગાને પાળવા બધાએલો હોય તો તેના મરણ બાદ તેનો વારસ પણ તેજ પ્રમાણે પાળવા બધાએલો છે.

જો પુત્ર તેના પિતાની મીલકત મેળવે તો સાવકી માને પાળવા બધાએલો છે.[૩] તેવાજ સજોગોમા વહુ સાસુને પાળવા બધાએલી છે[૪]

આ હક કાયદાની દૃષ્ટિએ કેવા પ્રકારનો છે તે આ પ્રકરણના અતમા વિચારીશું.

( ૨ ) પુત્રો —સગીર પુત્રોને પાળવા પિતા બધાએલો છે આગવી મીલકતમાથી પણ તેમનુ ભરણ–પોષણ કરવુ જોઇએ. પુખ્ત ઉમરના પુત્રોને માટે આવો બોજો નથી.[૫] જે પુત્રો વહેચણ ન માગી શકે તેવા પુખ્ત ઉમરના પુત્રો પણ ભરણ–પોષણ માગી શકે.[૬] અવહેચણીય મીલકતમાથી પાટવી શીવાય બીજા પુત્રો ભરણ–પોષણ માગી શકે[૭]

જે દાસીપુત્ર ભાગ માગી શકે નહીં, તે દાસીપુત્ર પોતાના પિતાની મીલકતમાથી ભરણપોષણ માગી શકે.[૮] દાસીપુત્રની માતા હિંદુજ હોવી જોઇએ દાસીપુત્રના છોકરાનો આવો હક નથી.

---

( ૧ ) 2 Bom 573 સાવીત્રિ વિ લક્ષ્મી ( ૨ ) 23 Mad 512 વેંકુઠ વિ. કાવાપિ ( ૩ ) 9 Bom 279 દરા વિ. નાથા ( ૪ ) 8 Bom 15 કકુ વિ. જડાવ ( ૫ ) 2 Bom 346 રામચદ્ર વિ સખારામ ( ૬ ) 16 Bom 29 અપાજી વિ રામચદ્ર 46 Bom 435 ગુપાળ વિ. તવાનપ્પા ( ૭ ) 12 Bom 94 હિમ્મત વિ. ગણપત. ( ૮ ) 26 Bom L R 488 મોતીચંદ વિ. ચંદ્રાબાઈ

( ૩ ) પુત્રીઃ—કુંવારી પુત્રીઓને પાળવા પિતા બંધાએલો છે. તેના મરણબાદ તેની મીલકતમાંથી તેના વારસો પાળવા બંધાએલા છે.[1] પરણેલી પુત્રી તેના પતિના કુટુમ્બમાં દાખલ થાય છે. જ્યાંસુધી તેનો પતિ હયાત હોય ત્યાં સુધી પત્ની તરીકેના હક ભોગવે છે અને પછી વિધવાના હક મળે છે. આ હક પછી વિચારીશું. જો પુત્રની વિધવા હોય અને જો સસરા પાસે આગરી મીલકત હોય તો તેની મીલકતમાંથી ભરણપોષણ માંગી શકાય. જો આવી રીતે પણ ભરણપોષણ મળે નહીં તો પોતાના પિતાની મીલકતમાંથી માંગી શકે.

( ૪ ) પૌત્ર અને પૌત્રીને પાળવા દાદો બંધાએલો નથી.[2] અનંશ અથવા અયોગ્ય વારસો પણ ભરણપોષણ માંગી શકે. આ સંબંધમાં આપણે પહેલાં જાણી ગયા છીએ. દાસીપુત્રોને ભરણ-પોષણ માંગવાનો હક નથી.[3]

અવૃદ્ધ સ્ત્રી.

( ૫ ) અવૃદ્ધ સ્ત્રી એટલે રાખેલી સ્ત્રીઃ—આવી સ્ત્રીનો પતિ જો હયાત હોય તો તે અવૃદ્ધ ગણાય નહિં અને આવી સ્ત્રીને અવૃદ્ધ સ્ત્રીના હકમળતા નથી.[4] આવી અવૃદ્ધ સ્ત્રી એકજ પુરૂષની રાખેલી હોવી જોઇએ; જો તે સ્ત્રીએ એક કરતા વધુ પુરૂષને રાખ્યા હોય તો અવૃદ્ધ ગણાય નહીં. તેના રાખેલા પતિની હયાતમાં તેને કાંઇ હક નથી પરંતુ તેના મરણ બાદ તે ભરણપોષણ માંગી શકે—પરંતુ તેના મરણ સુધી તે તેના એકલાનીજ રખાત જોઇએ.[5]

---

( ૧ ) 23 Bom 291 મંગળા વિ. રૂક્મણી. ( ૨ ) 7 Bom. 127 કાળુ વિ. કાશી. ( ૩ ) 18 Bom. 177 પાર્વતી વિ. ગણપત. ( ૪ ) 26 Bom. L. R. 63 આનંદીલાલ વિ. ચંદ્રા. ( ૫ ) 48 Mad. 805 રાજારામ વિ. પપામલ 26 Bom. 163 નિંગરેડી વિ. લક્ષ્મણ. 50 Bom. 604 (P. C.) નાગુબાઇ વિ. મોંઘીબાઇ.

પત્ની

(૧) પત્નીને પાળવા પતિ બંધાએલો છે—તેની પાસે મીલકત હોય કે ન હોય.[૧] તે જુદું ભરણ-પોષણ માંગી શકે નહીં, પતિની સાથેજ રહેવું જોઇએ; પરંતુ જો પતિ જુલમ ગુજારતો હોય અથવા તેણે પોતાની પત્નીને કહાડી મૂકી હોય તો જુદું ભરણપોષણ માંગી શકે.[૨] તેમજ જો ઘરમાં રાખેલી આને રાખતો હોય તો પણ જુદું ભરણપોષણ માંગી શકે.[૩] પરંતુ જો તેણે બીજી પત્ની કરી હોય તો જુદું ભરણપોષણ માગી શકે નહીં; તેમજ સાધારણ તકરાર થતી હોય તો તેથી તેવો હક મળતો નથી.

જો કોઇ પત્ની વ્યભિચારીણી નીવડે તો તે ભરણપોષણનો હક ગુમાવે છે. પરંતુ જો તે એવી ખરાબ ચાલચલગત મૂકી દઇ સુધરી જાય તો ભૂખે મરતી બચે એટલું ભરણપોષણ મળે.[૪] પતિ હિંદુધર્મ છોડી દે તો પણ ભરણ પોષણ મળે. અનંશની પત્નીને પણ ભરણપોષણ મળે.[૫]

જો પિતા પુત્રોને પોતાની બધી મીલકતની બક્ષીસ આપી દે તો પણ પત્ની તે મીલકતમાથી ભરણપોષણ માંગી શકે. એવી રીતે બક્ષીસ આપી એ હક ડુબાડાય નહીં[૬] પરંતુ જો એવો જ્ઞાતિ રીવાજ હોય કે પત્ની ઉમ્મરલાયક થાય ત્યાં સુધી તે તેના પીઅર રહે તો તે અવસ્થામા પતિ ભરણપોષણ આપવા બંધાએલો નથી.

(૧) 5 Bom. 99. નર્મદા વિ. મહાદેવ 27 Mad. 45 જયંતિ વિ. આલમેલ. (૨) 19 Cal 84 મોતન વિ. જોગેન્દ્ર. (૩) 32, Cal. 234 દુલાર વિ. દ્વારકાનાથ. (૪) 34 Bom. 278. પરબી વિ. મહાદેવી 27 Bom. L. R 13. સહુબાઇ વિ હરિબા 19 Mad 6. કંદસ્વામી વિ મુરૂગમાલ. (૫) 12 Bom 26 યશવંત વિ. કાશી. (૬) 5 Bom. 99 નર્મદા વિ. મહાદેવ.

( ૭ ) વિધવાને પણુ ભરણુપોષણુનો હક છે. લગ્નથી કુટુમ્બમાં દાખલ થયાથી તે હક ઉત્પન્ન થાય છે, અને એની પાસે બીજું સ્ત્રીધન હોય કે ન હોય તેના ઉપર આધાર રહેતો નથી.[1] ભરણુપોષણુની રકમ નકકી કરતી વખતે સ્ત્રીધનની રકમ ગણત્રીમાં લેવાય પરંતુ ભરણુપોષણુનો હક લગ્નસિદ્ધ હક છે. જો સ્વર્ગસ્થ પતિ એકત્ર કુટુમ્બનો સહભાગી સભ્ય હોય તો આખી કૌટુમ્બીક મીલકત ઉપર હક લાગે છે-ફક્ત શાખા ઉપર નહીં.[2] અને જો તે જુદો થએલો હોય તો તેની મીલકત ઉપર હક લાગે છે-વારસો બીજી મીલકતમાંથી આપવા બંધાએલા નથી.[3] પરંતુ જો વિધવાનેજ પતિની મીલકતનો વારસો મળ્યો હોય તો પછી બીજા પાસે ભરણુપોષણુ માંગી શકે નહીં. વખતે કોઇ પણુ કારણુ શિવાય જો વિધવા તેના પતિની હયાતિમાં જુદી રહેતી હોય તો પણુ તે ભરણુપોષણુ માંગી શકે.[4] જો પત્ની જુદી ( કોઇ પણુ ખાસ કારણુ જેવું કે મારકુટ વિ. ) રહેતી હોય તો જુદુ ભરણુપોષણુ માંગી શકે નહીં તે ન્યાય વિધવાને લાગુ પડતો નથી. વિધવા તેના સ્વર્ગસ્થ પતિના ઘરમાં રહેવો બંધાએલી નથી; કોઇ પણુ કારણુ શિવાય જુદી રહે તો પણુ ભરણુપોષણુ માંગી શકે. પરંતુ જો તે વ્યભિચારીણીનો ધંધો કરવા જુદી રહેતી હોય તો તેનો હક નષ્ટ થાય છે.[5] જો મીલકત ઘણીજ થોડી હોય કે જેથી જુદો ભાગ

વિધવા

---

( ૧ ) 38 Mad. 153 સીંગાયા વિ. કનક. જુઓ 5 Bom. 99 and 11 Cal. 492. ( ૨ ) 35 Mad. 147. સુબારાજુલુ વિ કમળા 23 All. 86. બચા વિ. મોતીના. 11 Bom. 199. અધિબાઇ વિ. કરસનદાસ. ( ૩ ) 2 Bom. 632 અપ્પાજી વિ. ગંગા. ( ૪ ) 31 Mad. 338. સુરંપાલીનો કેસ ( ૫ ) 3 Bom. 415. ( P. C. ) નારાયણુ વિ. રમાબાઇ. 14 Bom. 490. ગોકીબાઇ વિ. લક્ષ્મીદાસ. 29 Cal 557. સિધેશ્વરી વિ. જનાર્દન.

કરવો એ અસંભવીતજ લાગતું હોય તો જુદું ભરણપોષણ કોર્ટ અપાવે નહીં[1]-પરંતુ રૂ. ૫) સુધી કોર્ટે અપાવેલું છે. જો સ્વર્ગસ્થે પોતાના મૃત્યુપત્રમા એમ શરત કરી હોય કે વિધવાએ પોતાનાજ ઘરમા રહેવુ તો તેને જુદું ભરણપોષણ મળે નહીં.[2] જો વિધવા વ્યભિચારીણી હોય તો તેને ભરણપોષણ મળે નહીં. જો તેણે તેને માટે હુકમનામુ મેળવ્યું હોય અથવા કરારનામું મેળવ્યું હોય તો પણ તેનો હક નષ્ટ થાય છે અને મળે નહીં.[3] પરંતુ જો તેવી ચાલચલગત છોડી દે અને પવિત્ર આચરણ પાળે તો ખાવા પુરતુ ભરણપોષણ મળે[4]

જો વિધવા પુનર્લગ્ન કરે તો તે પોતાના ભરણપોષણનો હક ત્યાગે છે[5]

વિધવાને ભરણપોષણમા કેટલી રકમ મળવી જોઇએ-તથા મેળવેલી રકમમા વધારો-ઘટાડો થઇ શકે કેમ તે આગળ ઉપર વિચારીશું.

**પુત્રની વિધવા**

( ૮ ) એક વાર લગનથી પતિના કુટુમ્બમા દાખલ થયા પછી દરેક સ્ત્રી પોતાના પિતાના કુટુમ્બમાથી બહાર જાય છે. તે સ્ત્રીના પતિ પાસે અથવા તેના સસરા પાસે મીલકત ન હોય

---

( ૧ ) 2 Bom 52 and 3 Bom 272. 4 Bom 261 રામચંદ્ર વિ. સગુણા, ( ૨ ) 13 Bom 218. મુળજી વિ ઉજમ. 15 Bom 236 ગિરિ વિ હોનામા ( ૩ ) 9 Bom. 108 વિષ્ણુ વિ મંજુ 7 Bom 84 and 5 Cal 776 ( P. C ) ( ૪ ) 49 Bom 459 વાળુ વિ હરિબા ખરાબ ચાલચલગતનો આરોપ દાવા અરજીમા અથવા બચાવનામામા સ્પષ્ટ રીતે કરવો જોઇએ-જુઓ-27 Bom. 485 ( P. C ) દાજી વિ એશાબાઇ. ( ૫ ) 31 All. 161 ગંગાધર વિ. હોરાલ્યા

તો પણ પિતા પાસે અથવા તેના વારસો પાસેથી ભરણપોષણ માગી શકે નહીં[૧] જો તેનો પતિ જુદો થએલો હોય તો તેના સસરા સામે પણ તેનો હક રહેતો નથી [૨] જો કે તેની સામે કાયદાઇક હક નથી પરંતુ ધર્મ–હક છે પરંતુ સસરાના મરણ બાદ તેના વારસો પ્રત્યે કાયદાઇક હક લાગુ પડે છે, અને તેઓ ભરણપોષણ આપવા બંધાએલા છે [૩] પરંતુ જો સસરાએ બધી મીલકત મૃત્યુ પત્રથી આપી દીધી હોય તો પુત્રની વિધવાનો હક નષ્ટ થાય છે [૪] જો પુત્રની વિધવા પોતાના સસરાના ઘરમાં સાથે રહેવા ના કહે તો તેથી તેનો હક નષ્ટ થતો નથી [૫]

**વિધવા ભાભી**

( ૯ ) જો બે ભાઇ સંયુક્ત કુટુમ્બના સહભાગી સભ્યો હોય અને એક ભાઇ વિધવા મૂકીને મરી જાય અને બીજા ભાઇને દયાતિદકથી બધી મીલકત મળે તો તે પોતાની વિધવા ભાભીને પાળવા બંધાએલો છે અને તેવી સ્રીને ભરણપોષણ મળે [૬]

**પુત્રી**

( ૧૦ ) કુવારી પુત્રીઓ ભરણપોષણ માગી શકે તેમજ લગ્ન-ખર્ચ પણ માગી શકે પરણેલી પુત્રીના સંબંધમાં આપણે ઉપર જાણી ગયા છીએ તેવી પુત્રીઓ લગ્નથી પતિના કુટુમ્બમાં

( ૧ ) *2 Bom 573 and 2 Bom 632 9 Bom 79* દયા વિ નાથા ( ૨ ) 7 Bom 127 કાળુ વિ કાશી 37 Mad 396 મીનાક્ષી વિ રામા ( ૩ ) 23 Bom 608 યમુના વિ મુંડુ 29 Cal 557 સિધ્ધેશ્વરી વિ જનાર્દન ( ૪ ) 25 Bom 263 પાર્વતી વિ તરવાડી ( ૫ ) 29 Cal 557 ( ૬ ) 11 Bom 199 અધીબાઇ વિ કરસનદાસ

દાખલ થાય છે અને ત્યા એમનો હક લાગુ થઈ, પિતાના કુટુમ્બ-માંથી નષ્ટ થાય છે. પરંતુ જો વિધવા પુત્રીને તેના પતિના કુટુમ્બમાંથી ( મીલકતના અભાવે ) ભરણપોષણ મળે નહીં તો પિતાના કુટુંમ્બ-માંથી મળવું જોઇએ. આ હક કાયદાઇક નથી પરંતુ ન્યાયના સિદ્ધાંત ઉપર બધાએલો છે.[1] સંયુક્ત કુટુમ્બનો કોઇ સહભાગી સભ્ય કુંવારી પુત્રીઓને મૂકીને મરી જાય તો તેની પુત્રીઓને ઘરમા રહેવાંનો હક છે અને ખર્ચ માગવાનો પણ હક છે. તેમજ જો કાયદાઇક જરૂરી-આત શિવાય બાકીના તેવા સભ્યો ઘર વેચી નાંખે તો ખરીદનાર તેવી પુત્રીઓને ઘર ખાલી કરાવી શકે નહીં.[2]

( ૧૧ ) સગીર ઉમરના પુત્રો પણ ભરણપોષણ માગી શકે.[3]

પુત્રો

પરંતુ તે આજ્ઞાકિત હોવા જોઇએ.

અવરુદ્ધ સ્ત્રી–અનંશ–વિ–ના સંબંધમાં આપણે વિચારી ગયા છીએ.

( ૧૨ ) ભરણપોષણની રકમ નકકી કરતી વખતે ઘણા સંજોગો ધ્યાનમા લેવા જોઇએ છે. ( ૧ ) મરનારની મહત્તા–તેનું સમાજમા સ્થાન અને તેની આબરૂ. ( ૨ ) મરનારની આખી મીલકતની કીંમત અને તેની આખી આવક.

ભરણપોષણની રકમ.

( ૩ ) વિધવાની જરૂરીઆતો; જુના વિચાર પ્રમાણે વિધવાને પહેર-વાને બાર મહીને બે લુગડા અને ખાવાને બે મણ બાજરી જોઇએ. પણ આ વિચાર હવે લક્ષમા લેવાતો નથી. હાલના વિચાર પ્રમાણે તો પતિની હયાતિમાં જેટલી જરૂરીઆતો હોય–જેટલું સુખ મળતું

---

( ૧ ) 23 Bom 291. મંજ્ઝા વિ. રૂકમણી. ( ૨ ) 43 Mad 635 સુર્યનારાયણ વિ. બાળસુબ્રમન્યા. ( ૩ ) 7 Bom. 538. તુળજી વિ. હુસેન. 43 Bom. 778 ( P C. ) પ્રતાપ વિ. અગર

હોય-જેટલો વૈભવ મળતો હોય-તે બધા વિધવાને મળવા જોઇએ અને તે પ્રમાણે જરૂરીઆતો આંકાય છે.[૧] ( ૪ ) આવક થતી હોય એવુ સ્રીધન-ઘરેણા ગણાય નહી-સ્રીધનમાથી જેટલી આવક થતી હોય તે ગણનામા આવે, અને જેટલુ ભરણપોષણ મળવુ જોઇએ તેમાથી બાદ કરવામા આવે[૨] ( ૫ ) ગમે તે સજોગોમા પણ તેના ધણીના ભાગે જે મીલકત આવે અને તે મીલકતના વ્યાજમાથી જેટલુ મળે તેના કરતા વધુ વિધવાને મળે નહી[૩] ( ૫ ) એક વાર વિધવાને ભરણપોષણ મળ્યા પછી જો તે મધુ ઉડાવી દે તો પછી ફરી મળે નહી[૪]

( ૧૩ ) ઉપર જણાવેના બધા નિયમો વિધવાને તેમજ બીજા જે કોઇ ભરણપોષણ માગતા હોય તેને લાગુ પડે છે[૫]

**રકમ-વધી શકે તેમ ઘટી શકે**

( ૧૪ ) આપણે પેરા બારમા જોયુ કે કેટલાક સજોગોના આધારે ભરણપોષણના રકમ નક્કી થાય છે તેવી રકમ કરારનામાથી-અથવા હુકમનામાથી પણ નક્કી થાય જો તે પેરામા જણાવેલા સજોગોમા ફેરફાર થાય તો તે ઉપરથી

( ૧ ) 26 Bom L R 269 પ્રતાપગવરી વિ મૂળશંકર following 18 Cal 327 and 9 C W N 651 5 I A 55 and 12 All 538 માસીક રૂ ૨૨૦૦૦) ની આવક હતી ત્યા રૂ ૩૦૦૦) નુ માસીક ભરણપોષણ અપાવ્યુ હતુ 22 Cal 410 ( ૨ ) 4 N W P H C R 63 શીબદાઇ વિ દુર્ગાપ્રસાદ 2 *Bom* 573 સાવિત્રી વિ લક્ષ્મી 14 Bom 490 ગોકીબાઇ વિ લક્ષ્મીદાસ ( ૩ ) 27 Mad 45 જયતિ વિ આલમેલુ 11 Bom 199 અધિબાઇ વિ કરસનદાસ ( ૪ ) 2 Bom 573 સાવિત્રી વિ લક્ષ્મી ( ૫ ) 21 All 232 મહેરા વિ દીગંપાલ

નક્કી થએલી રકમમાં પણ ફેરફાર થાય-વધે અથવા ઘટે.[1] જો આવકમા વધારો થયો હોય અથવા બજારમા ચીજોની કિંમત વધી જીંદગીની ખર્ચ વધી પડયો હોય તો ભરણપોષણની રકમ વધી શકે,[2] તેજ પ્રમાણે ઘટાડી શકાય. પરંતુ જો જેના હાથમાં મીલકત હોય તેની નિષ્કાળજીને લીધે કિંમત ઘટી હોય તો ઘટાડી શકાય નહીં.[3] પરંતુ જો વિધવા એમ કરાર કરે કે જો વિધવાનો વિચિત્ર ભવિષ્યમાં સંજોગોમાં ફેરફાર થાય તો પણ કરાર હોય તો વધુ રકમ માંગશે નહીં તો પછી રકમ નહીં.[4] પરંતુ જો એમ કરાર કર્યો હોય કે આટલી રકમ લઇશ અને વધારામા એમ ઠર્યું ન હોય કે સંજોગો બદલાય તો પણ વધુ માંગીશ નહી તો વધુ માંગી શકે. તેમજ એમ ઠરાવવામાં આવ્યું હોય કે તે તેની હયાતિ સુધીજ આપવાનું છે તો તેથી એમ ન મનાય કે તે વધુ માગી શકે નહીં.[5]

( ૧૫ ) નીચે જણાવેલા સંજોગોમાં વિધવા ભરણપોષણ સાધારણ રીતે માગી શકે નહીં!— ( ૧ ) કયારે તે મળે નહીં? એની પાસે આવક આવે એવું એટલું બધું સ્ત્રીધન હોય કે તેની આવક જેટલું ભરણ-

( ૧ ) 2 Bom 624 સીદલીંગપ્પા વિ. સીદાવા. 5 Cal. L. R. 18 રાજેન્દ્ર વિ પુતો. ( ૨ ) 22 Mad 175. બંગારૂ વિ. વિજય. ૧૯૨૫ મા જસ્ટીસ મીરઝાએ ચંદ્રપ્રભાવતી વહુજી વિ નાથદ્વારના ગોસ્વામી ગોરધનલાલજીના કેસમાં પણ એમ ઠરાવ્યું છે. કન્સેન્ટ ડીક્રી લેવાએલી હતી તેમ છતાં રકમ વધારી શકાય ( ૩ ) 24 Bom. 386 ગોપીકાબાઈ વિ. દત્તાત્રય. ( ૪ ) 46 Mad L J. 189. અધ્યા સૂર્યચંદ્ર વિ અપ્પા દુર્ગમ્મા. 47 Mad 308. મહેશ્વર વિ દુર્ગમ્મા ( ૫ ) 14 Mad. L J. 339 સુબ્રામન્યા વિ વેંકમામ્માલા. 27 Mad. L. J. 656. રાજા વેંકટના કેસ. 24 Bom. 386. ગોપીકા વિ. દત્તાત્રય.

પોષણુ મળે એટલી આવતી હોય[1] ( ૨ ) ભરણુપોષણુ માટે જે મીલકત મળી હોય તે બધી વાપરી નાખે ( ૩ ) પુનર્લગ્ન કરે. ( ૪ ) જો તે વ્યભિચારીણી હોય અને તેને માટે સ્વર્ગસ્થના ઘરમાથી જુદી રહેતી હોય.[2] પરતુ ત્યાર પછી જો પાછી સારી ચાલચલગતની થાય તો ખાવા પુરતુ ( bare ) ભરણુપોષણુ મળે

આવી રીતે ભરણુ–પોષણુના વધારા ઘટાડા માટે જુદો દાવો દાખલ કરવો પડે; પરંતુ જો પહેલાના દાવાના હુકમનામામા એને માટે છુટ આપી હોય તો તે હુકમનામાની બજવણીમા તેને માટે અરજી થઇ શકે[3]

આ વધઘટનો સવાલ કરાર ઉપર અવલંબતો નથી માટે વધઘટ થેઇ શકે છે—પછી તે કરાર હોય કે હુકમનામુ હોય હિંદુ શાસ્ત્રમા જણાવેલા કેટલાક સજોગો ઉપર તે સવાલ અવલબે છે અને જ્યારે તે સજોગોમા ફેરફાર થાય ત્યારે ભરણુ–પોષણુના આકડામા પણ ફેરફાર થાય[4]

**ચાર્જ નથી**

( ૧૬ ) ચાર્જનો અર્થ 'ગીરો' જેવો બોજો થાય છે. સવાલ એમ ઉપસ્થીત થાય છે કે વિધવાના ભરણુપોષણુનો હક સ્વર્ગસ્થની અથવા કૌટુમ્બીક મીલકત ઉપર બોજો કરે છે કે કેમ ? જ્યા સુધી કોર્ટ ચાર્જ ઠરાવે નહી ત્યા સુધી બોજો કરતો

---

( ૧ ) 3 Bom 415 14 Bom 490 4 Cal. L J 74 4 N W. P H C R 63 2 B H C R 341 2 Bom 584 10 Cal. 638 ( ૨ ) *See Dr Gour's Hindu Code page 490* ( ૩ ) 26 Bom 707 રણમલ વિ ફુલન ( ૪ ) 2 Bom 624 સીદલીંગપ્પા વિ સીદાવા

નથી[1] પરંતુ જો એકવાર ચાર્જ જાહેર કર્યો હોય અને પછી જો તે મીલકત વેચાય તો લેનાર તેના જોખમે લે છે.[2]

**દેવા વિ. અને હક**

(૧૭) કૌટુમ્બીક દેવાં પહેલાં પતવવાં પડે. દેવાં પતાવ્યાં પછી ભરણ-પોષણનું નક્કી થાય.[3] આ સંજોગોમાં જો દેવા પતાવવાં માટે મીલકત વેચવામાં આવે તો અને ખરીદનારને ખબર હોય તેમ છતાં ખરીદનારને વાંધો આવે નહી.[4] પણ જો ખરીદનાર અને વેચનાર બે મળી જાય ભરણપોષણનો હક ડુબાડવા માટે વેચતા હોય તો વેચાણ ખોટું ઠરે; તેમજ, જો ચાર્જ ઠર્યા પછી વેચાણ થાય તો તેથી ભરણપોષણનો હક ડુબે નહીં.[5] તેવીજ રીતે જો તેવા હક ડુબાડવા મૃત્યુપત્ર કરી જાય અથવા બક્ષીસથી કોઇને આપી દે તો તેથી ભરણ પોષણનો હક ડુબે નહીં.[6] તેવીજ રીતે જો વિધવાએ ભરણપોષણ માટે દાવો માંડયો હોય અને તે દાવામાં ચાર્જ માંગ્યો હોય અને તે દાવાની દરમ્યાનમાં જો મકાન વેચાય તો ખરીદનાર તેના જોખમે લે છે; તે દાવાના હુકમનામામાં ચાર્જ ઠેરવવામાં આવે તો ખરીદનારને બંધનકર્તા છે.[7]

---

(૧) 3 Lah. 55. બઝવીરામ વિ કેવી. 23 Bom 342. બીહારીલાલ વિ. રામબાઈ. 24 All. 160. ભરતપુર વિ. ગોપાળ. 27 Mad. 45. જયંતિ વિ. આલ્મેલુ. 22 All. 326. રામકુંવર વિ. રામ. 12 Bom. L. R. 1075 યમના વિ. નાનાબાઇ. 22 Bom. L. R. 110 પાર્વતી વિ. શ્રીનિવાસ. (૨) 27 Cal. 194. કુલોદપ્રસાદ વિ. જગેશ્વર. (૩) 12 Bom. L R. 1075, 27 Mad. 45. 5 All. 367. દયાળ વિ. હૈશલ્યા. 7 Lah. 12. સુંદર વિ. રામનાથ. (૪) 2 Bom. 494. લક્ષ્મણ વિ. સત્યભામા. (૫) 43 Mad. 801. શ્યામસુંદરનો કેસ. (૬) 5 Bom 99. નર્મદા વિ. મહાદેવ. 23 All. 86 ઉમા વિ. મોટીલા. (૭) 29 Mad. 508. ઢીમણા વિ. કૃષ્ણા. 27 Cal. 77. જોગેન્દ્ર વિ. કુલકુમારી.

**ચડી ગએલી રકમ**

(૧૮) ભરણુપોષણુની રકમ ચડી ગઇ હોય તો તે મેળવી શકાય કે કેમ ? ફેંસલાઓ એમ સુચવે છે કે બાર વર્ષની ચડેલી રકમ માગી શકાય. તે મેળવવા માટે માંગણી અને અસ્વીકાર સાબીત કરવાની જરૂર નથી.[૧] આ બાબતમા કોર્ટ પોતાની વિવેક-મર્યાદા દાખવી શકે પણ તે ન્યાયપુરઃસર હોવી જોઇએ. મરજીમા આવે તેમ હા–ના કહી શકે નહીં. જો ન્યાયની દ્રષ્ટિએ એમ લાગતું હોય કે ચડી ગએલી રકમ અપાવવી જોઇએ તો ના કહેવાય નહીં.[૨]

આવો હક દરેક ક્ષણે ઉપસ્થિત થાય છે.[૩] પરંતુ જો એકવાર માગણી કરી હોય અને તેનો અસ્વીકાર થયો હોય તો ત્યારથી બાર વર્ષની અંદર દાવો લાવવો જોઇએ.[૪] જો વિધવાએ જરૂરીઆત બતાવી હોય તો જ્યારથી તેણે તેવી રકમ ( બાર વર્ષની અંદરની ) માગી હોય તો ત્યારથી મળે[૫]

**હકનો પ્રકાર**

( ૧૯ ) આવા ભવિષ્યના હકનું વેચાણુ થાય નહિ[૬] પરંતુ પાછળની ચડી ગએલી રકમ ઉપરના હકનું વેચાણુ કરી શકે.[૭] જો પાછળની રકમ નકકી થઇ હોય નહીં પણ તે નકકી કરાવવા

( ૧ ) 13 Bom. L. R 1023. પાર્વતી વિ ચતરભાઇ. તેમજ નીચે ( ૨ ) મા જણાવેલા પણ કેસો જુઓ. ( ૨ ) 12 Bom L R. 238. 17 Bom. 45 5 Bom. 99 3 Bom. 207 and 415. 2 Bom H C. R 323 1895 P. J. 44 43 Bom 66. કરબા વિ. કેવળ. 36 Bom 131. પાર્વતી વિ ચતુર. 21 Mad. L. J. 482 સુબ્બામન્ના વિ મુકા. ( ૩ ) 36 Bom. 383. રંગુબાઇ વિ સુબાઇ. ( ૪ ) 5 Bom. 68. છગન વિ. બાપુ ( ૫ ) 43 Bom 66. કરબા વિ. કેવળ. 36 Bom. 383. રંગુ વિ. સુબાઇ ( ૬ ) 5 Bom 99. નર્મદા વિ. મહાદેવ ( ૭ ) જુઓ Mulla's H. L. P. 507. ( 5th

દાવો હોય તો પણ તે હકનું વેચાણ થાય કે નહીં તે શંકાસ્પદ છે. પરંતુ ઉપર જણાવેલા કેસો વાંચતા એમ ધ્વનિ નીકળે છે કે રકમ નક્કી થઇ હોય નહીં તો પણ તે સંજોગોમાં વેચાણ અથવા ટ્રસ્ટ થઇ શકે.

(૨૦) દાવો — વિધવાનો ભરણપોષણનો હક છે, એવું જાહેર કરાવવા અથવા પાછળની ચડી ગએલી રકમ મેળવવા અથવા ચાર્જ મેળવવા દાવો લાવી શકાય. જો સ્વર્ગસ્થ કૌટુમ્બીક સહભાગી હોય તો બધા સભ્યો સામે દાવો લાવવો જોઇએ-ફક્ત તેની શાખાના સભ્યો સામે લાવે તો ચાલે નહીં.[૧]

(૨૧) રહેઠાણ — જેમ વિધવા ભરણપોષણ માંગી શકે તેમ રહેઠાણ માટે જગા પણ માંગી શકે. સ્વર્ગસ્થના ઘરમા બીજા સભ્યો સાથે વિધવા રહેવા બંધાએલી નથી.[૨] પરંતુ જો મીલકત થોડી હોય અને જો બીજું કૌટુમ્બીક ઘર ન હોય તો જુદું ઘર માગી શકે કે કેમ તે સવાલ છે. જો વિધવાનો આવો હક નષ્ટ કરવા ખરીદનાર સાથે મળી જઇ, ઘર વેચી દેવામાં આવે તો તેથી તેનો હક નષ્ટ થતો નથી.[૩] પરંતુ જો કાયદાયક જરૂરીઆતને અંગે વેચાણ થયું હોય અથવા સ્વર્ગસ્થે પોતાની આગવી મીલકત વેચી હોય તો

Edn.) 8 W. R. 41 હયમાવતી વિ. કરણા. 11 Bom. 528. રાજારામ વિ. નાનારાવ. unreported judgement in S. A. No. 760 of 1904 in Bom. H. C. લક્ષ્મી. વિ. મહેશ.

(૧) 40 Bom. 337. સીતા વ લક્ષ્મી. 35 Mad. 147. સુબ્બારાજુલુ વિ. કમળા. (૨) 13 Bom. L. R. 1023 પાર્વતી વિ. થટણ. (૩) 9 Bom. L. R. 382. કીસનદાસ વિ. રંગુબાઇ. 12 Bom. L. R. 1077. યમુના વિ. નાનાસાહ.

વિધવાનો હક નષ્ટ થાય છે.[1] કુંવારી પુત્રીઓને પણ પોતાના પિતાના ઘરમાં રહેવાનો હક છે, પરંતુ ઉપરના નિયમો એને લાગુ પડે છે.

( ૨૮ ) પેટા ૨૦ મા જણાવ્યા પ્રમાણે દાવો માંડવામા
આવ્યો હોય, તેમજ તે દાવામાં પેરા ૨૧
ચોપડા વિ. બતાવવા મા જણાવ્યા પ્રમાણે રહેવા મકાન માગવામાં
જોઇએ. આવ્યું હોય તો તે દાવા દરમ્યાન પ્રતિવા-
દીએ કેવા કાગળીઆ ઓચરીઆ-ચોપડાઓ
મીલકત વિ. બતાવવું જોઇએ એ સવાલ ઉભો થાય છે. એમ ઠર્યું છે કે જેટલી મીલકત ઉપર હક લાગતો હોય અથવા વિધવા એમ કહેતી હોય કે આટલી મીલકત ઉપર હક લાગે છે તો તે મીલકતનું જ્યાં જ્યાં વર્ણન આવતું હોય અથવા એવી મીલકતનો જ્યા ઉલ્લેખ હોય તેવા બધા ચોપડાઓ કાગળીઆ વિ. બતાવવા જોઇએ ચંદ્રપ્રભાવતી વહુજી વિ. ટિકાયત મહારાજ ગોર્ધનલાલજીના દાવામા ઘણીવાર એમ હુકમ આપવામા આવ્યા છે.

( ૨૯ ) જો કોરટે એમ ઠરાવ્યું હોય કે ભરણપોષણની રકમ વધારવા દાવો લાવી શકાય તો તેવા હુકમનામાની રહામે અપીલ થાય નહીં.[2]

---

( ૧ ) 45 Bom. 337. ગંગા વિ. જનકી 17 Bom. 398 and 27 Mad. 45 and 43 Mad 635 ( ૨ ) 28 Bom L. R. ગોર્ધનલાલજી વિ. ચંદ્રપ્રભાવતી.

Vallabhji Ramjee

# [ ૧૦ ]

## દેવાં.

ऋणमात्मीयवत्पित्र्य पुत्रैर्देय विभावितम् ।
पैतामहं समदेयं नदेयं तत्सुतस्य तत् ॥
अतः पुत्रेण जातेन स्वार्थमुत्सृज्य यत्नतः ।
ऋणात्पिता मोचनीयो यथा न नरकं व्रजेत् ॥

૧૮૬૬ નો કાયદો ૧

( ૧ ) પિતાના દેવા પતાવવા પુત્ર બધાએલો છે. આ નિયમના આધારે આપણા પ્રદેશમા પુત્રો પાસે પોતાના પિતાની મીલકત હોય કે નહીં તો પણ હુકમનામા થતા હતા, પરંતુ ૧૮૬૬ ના મુબાઇ એકટ પછી પિતા પાસેથી મળેલી મીલકત સામેજ હુકમનામા થવા માંડયા તે કાયદા પ્રમાણે પુત્ર પિતાની મીલકત મળી

હોય તેટલા પુરતોજ જોખમદાર છે—વધુ નથી.[1] પરંતુ જો કોન્ટ્રેક્ટ કર્યો હોય તેમાં પુત્રે ભાગ લીધો હોય અથવા તેની સંમતિ હોય તો તે જાતે જવાબદાર છે. જો લીમીટેશન લાગ્યું હોય તો પણ પુત્ર પોતાના પિતાનું દેવું પતવી શકે છે.[2]

**પુત્રોની જોખમદારી.**

(૨) એક હિંદુ બે પ્રકારના સંજોગોમાં દેવાં કરી શકે:— એક તો પોતાની અંગત જરૂરીઆત માટે અથવા પોતાના એકત્ર અને અવિભક્ત કુટુમ્બ માટે. બીજા કારણના સંબંધમા આપણે પ્ર. ૩ ( સંયુક્ત અને અવિભક્ત કુટુમ્બમાં ) વિવેચન કરી ગયા છીએ, એટલે અહીં પ્હેલા કારણના સંબધમાંજ વિવેચન કરવાનું કહ્યું.

**બીજા વારસોની જોખમદારી.**

(૩) જો એક હિંદુ પાસે પોતાની અને સ્વતંત્ર મીલકત હોય તો તે તેના વારસોને મળે છે—સહભાગી સભ્યોને હયાતિ હકથી જતી નથી. જો પિતા અને પુત્રો વચ્ચેજ સંયુક્ત કુટુમ્બ હોય તો પિતાના મરણ બાદ તે મીલકત પુત્રો ( એટલે પુત્ર-પૌત્ર-પ્રપૌત્ર ) ને હયાતિ હકથી મળે છે. જો પિતાએ દેવું કર્યું હોય અને જો તે અનીતિમાન અને અન્યાયના માર્ગનું ન હોય તો પુત્રો ( મીલકતમાથી ) આપવા બધાએલા છે[3].

---

( ૧ ) 11 Bom H. C R. 76 ઉદેરામ વિ. રાણુ 13 Bom. 653 હલ્ડુ વિ. ત્રિભુવન. ( ૨ ) 10 Bom. H. C R. લીલકચંદ વિ જીતમલ. (૩) 6 M. I. A. 393. હનુમાનપ્રસાદ વિ. બાબી. જુઓ 51 I. A. 129. બ્રીજનારાયણ વિ. મંગળાપ્રસાદ. 9 I. A. 128 મુતાયન વિ. સાંગીલી. ('26 ) A. P. C. 105 મસીત વિ. દામોદર. 44 Mad 214 વેંકટ વિ. મોહન.

પોતાની સ્વતંત્ર અને આગવી મીલકતમાંથી આપવા પુત્રો બંધાએલા નથી. તેજ પ્રમાણે બીજા વારસોની જોખમદારી છે[1].

(૪) જો એક સહભાગી સભ્યે દેવું કર્યું હોય તો લ્હેણદારે તે સભ્યની હયાતિમાં હુકમનામું મેળવી, તેના ભાગ ઉપર જપ્તી લઇ જવી જોઇએ. જો હુકમનામું મેળવ્યું હોય પણ તેની હયાતિમાં જપ્તી લઇ જાય નહીં, તો તેના મરણબાદ હયાતિહકથી તેનો ભાગ બીજા સહભાગી સભ્યોને જાય છે તેથી લ્હેણદારનું કાંઇ વળે નહીં. હયાતિમાં જપ્તી લઇ ગયા પછી, તેના મરણબાદ વેચાય તો કાંઇ હરકત નહીં[2]. અવલ જપ્તી મેળવ્યા પછી હુકમનામું થયું હોય અને ત્યાર પછી તે સભ્ય મરણ પામે તો જપ્તીદારને કાંઇ મળે નહીં[3]. પરંતુ જો દેનાદાર પિતા હોય તો પેરા બે-ત્રણમાં જણાવેલા નિયમો લાગુ પડે છે.

**સહભાગી સભ્યનું દેવું**

(૫) આ આખા પ્રકરણમાં જ્યાં જ્યાં 'પુત્ર' આવે ત્યાં ત્યાં પુત્ર પૌત્ર અને પ્રપૌત્ર સમજવું. જો પિતા તેના પુત્રો સાથે એકત્ર હોય તો અને તેનું દેવું અન્યાયી અથવા અનીતિમાન ન હોય તો પુત્રોની પવિત્ર ફરજ છે કે તે દેવું પતાવવું. પરંતુ પુત્રો મીલ

**પુત્રોની પવિત્ર ફરજ**

(૧) 8 Bom 220 and 309 કેવળ વિ ગણપતિ અને ગીરધરલાલ વિ બાઇ શીવ (૨) 11 Bom H C R 76 હઝારામલ્લ કેસ. 5 Cal 148 (P. C) સુરજ વિ. શીવપ્રસાદ 48 All 1. ફકીરચંદ વિ સંતલાલ. 17 I. A. 194. બાપુ વિ મહેરબાન (૩) 40 Bom. 329. લક્ષ્મણ વિ વિનાયક 3 Pat 250 સુંદર વિ. રઘુનંદન મદ્રાસકોર્ટ આનાથી વિરૂધ છે.

કતમાંથીજ આપવા બંધાએલા છે[1]-પોતાની આગવી મીલકતમાંથી આપવા બંધાએલા નથી શિવાય કે તેઓએ પોતે ભાગ લીધો હોય અથવા સંમતિ આપી હોય. આ બધા કારણોને લીધે જો પુત્રોનો ભાગ વેચાય તો તે બંધાએલા છે. પિતાએ પોતાને માટે દેવુ કર્યું હોય પણ જો અન્યાપી અને અનીતિમાન ન હોય તો લ્હેણદાર પુત્રોનો ભાગ પણ વેચી શકે. તેમજ જો પિતાએ માર્ગેજ કર્યું હોય-જુનું દેવું પતવવા માટે-તો લ્હેણદાર તેમાં પુત્રોનો ભાગ હિસ્સો હક વેચી શકે. પ્રીવી કાઉન્સીલે આ કાયદો પ્રથમ સુરજ-બંસીકુંવર વિ. શીવપ્રસાદના કેસમા[2] ચોખ્ખો કર્યો. લ્હેણદાર ફક્ત પિતા સામેજ હુકમનામું મેળવી બજવણી વખતે અને દરખાસ્ત ભરતી વખતે પુત્રોના ભાગને પણ જોખમદાર ગણી શકે; પુત્રોને દાવામા પક્ષદાર ન બનાવ્યા હોય તો પણ એવી રીતે પાછળથી જોખમદાર બનાવી શકાય. પરંતુ પુત્રો એમ સાબીત કરી શકે કે એવું દેવુંજ નહોતું-અથવા હતું તો તે અન્યાયથી અને અનીતિમાન હતું-પણ પુરાવાનો બોજો પુત્રો ઉપર રહે. બજવણી વખતે જે વેચાણ થાય તેમા ખરીદનાર એવી તપાસ કરવા બધાએલો નથી; રેકર્ડ ઉપર જે હોય તેનાથીજ બંધાએલો છે.[3] પિતા હયાત હોય કે મૈયત થએલો હોય તો પણ પુત્રોના ઉપર પ્રમાણે પવિત્ર ફરજ છે.[4] એકલા પિતા સામે હુકમનામું મેળવ્યું હોય તો બજવણી વખતે સાથે પુત્રોનો હક-હિસ્સો અને ભાગ વેચાય છે કે એકલા પિતાનો તે સવાલનો નિર્ણય તો બજવણીના કાગળીઆ ઉપરથી

---

(૧) 46 All. 95 (P. C.) બ્રીજનારાયણ વિ. મંગળાપ્રસાદ. 43 Bom. 112. હનમંત વિ. ગણેશ. (૨) 6 I. A 88 and 5 Cal. 148 જુઓ: 44 I A. 126 and 51 I. A. 129 (૩) 45 All. 45. રામચંદ્ર વિ. મહમદ. 48 Cal. 341. મધુસુદન વિ. ઇશ્વરી. 43 Bom. 612. હનમંત વિ. ગણેશ. (૪) 46 All 95 બ્રીજનારાયણ વિ. મંગળાપ્રસાદ. 44 Cal. 524 (P. C.) શ્રીપત વિ. સુપર્સીંગ.

નક્કી થાય છે. જે તે કાગળો ઉપરથી ખરીદનારને એમ લાગ્યું હોય કે પુત્રોના હક્ક-હિસ્સો ભાગ લે છે તો તે ઉપર ધ્યાન અપાય.[1] જો એક હિંદુ પોતાના પુત્ર સાથે કૌટુમ્બીક ધંધો કરતો હોય અને તે ધંધા દરમ્યાન ( અને ધંધાને માટેજ ) દેવું કરે, સાથે માર્ગેજ પણ કરે-તો તે દેવું અને માર્ગેજ પુત્રને બંધનકર્તા છે. એટલુંજ નહીં પણ જો તે પુત્રને સગીર પુત્ર હોય તો તેવા સગીર પુત્રને પણ બંધનકર્તા છે. આવા કેસમાં જો માર્ગેજીએ માર્ગેજ ઉપરજ હુકમનામું મેળવ્યું હોય તો પણ બજવણી વખતે તેવા સગીર પૌત્રનો હક-હિસ્સો ભાગ વેચાઈ શકે.[2] પરંતુ જો પિતા-પુત્ર વચ્ચે વહેંચણ થઇ ગઇ હોય અને પુત્ર પોતાનો ભાગ લઇ જુદો થઇ ગયો હોય તો અને ત્યાર પછી જો એકલા પિતા સામે દાવો માંડી તેની સામેજ હુકમનામું મેળવ્યું હોય તો પુત્રોનો ભાગ બજવણી વખતે વેચી શકાય નહી.[3]

( ૬ ) આ પ્રકરણમાં જ્યાં જ્યાં 'પિતા' શબ્દ વપરાયો છે. ત્યાં ત્યાં પિતા-પ્રપિતા અને પિતાનો દાદો એમ સમજવું; 'પુત્ર' ની સમજણ પણ તે પ્રમાણે આપી છે. જ્યારે પિતા એક દેવું કરે અને તેને અંગે માર્ગેજ કરે-અને જ્યારે તે આપી શકે નહીં ત્યારે ક્યા તો કૌટુમ્બીક મીલકતનું વેચાણ કરી અથવા માર્ગેજ કરી પહેલાનું માર્ગેજ અથવા દેવું પતવે-તે વખતે પહેલાનું દેવું

**જુનું દેવું.**

( ૧ ) 43 Bom. 17 હનમાનદાસ વિ. ભગવાનદાસ. 44 I. A. 1 શ્રીપત વિ. ટાગોર. ( ૨ ) 29 Bom L R 1441. વાડીલાલ વિ. કનૈયાલાલ ( ૩ ) 22 Mad. 519. કૃષ્ણા વિ. રામાસામી. પરંતુ જો પુત્રોને પક્ષકાર બનાવી હુકમનામું મેળવ્યું હોય તો પુત્રોનો ભાગ વેચી શકાય. જુઓ: 38 Mad 1120. કામેશ્વર વિ. વેંકટ and 40 Mad L. J Page 473 કણી વિ શેઠ and also 4 Pat. 469 રામ વિ. નંદ and 47 Mad, 621. જગન્નાથ વિ. વિશ્વેશ્વરામ.

'જુનું દેવું' કહેવાય.[1] ખરીદનારના ઉપર 'જુનું દેવું' સાબીત કરવાનો બોજો રહે છે.[2] પછી જો પુત્રો એમ કહેતા હોય કે તે દેવું અન્યાયી અને (અથવા) અનીતિમાન હતું તો તે પુત્રોએ સાબીત કરવું જોઇએ. તેમજ ખરીદનારને ખબર હતી એમ પણ સાબીત કરવું જોઇએ[3] જો એવા જુના દેવા માટે પછીનું માર્ગેજ ન હોય તો પિતાના ભાગ પુરતુંજ તે બંધનકારક છે–પુત્રોના ભાગ પુરતું નહીં.[4] બ્રીજનારાયણ વિ મંગળપ્રસાદના કેસમાં પ્રીવી કાન્સીલે એમ ઠરાવ્યું છે કે પુત્રોની પવિત્ર ફરજ પિતાની હયાતિમાં પણ છે–તેના મરણબાદ છે એમજ નહીં. તેમજ આપણે ઉપર જાણી ગયા છીએ કે વહેંચણ બાદ પિતા પુત્રોનો ભાગ વેચી અથવા માર્ગેજ કરી શકે નહીં. જો કાયદાપૂર્વક જરૂરીઆતને અંગે દેવું કરવામાં આવ્યું હોય અને તેમાં પુત્રોનો ભાગ-લાગ પણ વેચ્યો–અથવા માર્ગેજ કર્યો હોય તો જુના દેવાનો સવાલ આવતો નથી.[5] પૌત્રોની જોખમદારી પુત્રોના જેટલીજ છે.[6]

(૭) નીચે જણાવેલા પ્રકારના દેવા પુત્રોને બંધનકારક નથી–(૧) અનીતિમાન,[7] (૧) ફોજદારી ગુન્હો થાય એવું.[8]

(૧) 31 All 176 ચંદ્રદેવ વિ માતાપ્રસાદ, 19 Bom L R 498 શાહુરામ વિ ભૂપસીંગ (P C) 46 All 95 બ્રીજનારાયણ વિ મંગળપ્રસાદ (P C) (૨) 26 Bom 326 જમશેદજી વિ કાશીનાથ. 45 All 576 સાહેબસીંગ વિ ગિરધારીલાલ (૩) 24 Bom 343 ત્રેસમ વિ એકનાથ 34 All 296 બળવંત વિ કેસન્સી (૪) 41 Bom 347 નરો વિ વારાગોડા (૫) જુઓ મુલ્લાનો હિંદુ-લૉ-૫ મી આવૃત્તી પૃ. ૧૪ મુ (૬) 4 Pat 478 લધુ વિ. ગોરધન (૭) 24 Bom 343 (૮) 6 All 234 24 Cal 672 27 Mad 71

(૩) રોકડા રૂપીઆ લીધા હોય અથવા જતું નહીંએવું દેવું. (૪) પુત્ર જુદો થયો હોય ત્યાર પછીનું પિતાનું દેવું[૧] (૫) જો પિતાએ પુત્રને ભેટ આપી હોય તો તેની મીલકત[૨]. (૬) લીમીટેશન લાગેલું દેવું.[૩] (૭) સદાકાળ બંધનકારક રહે એવું દેવું.[૪] (૮) ખોટા દાવા માટે પિતાને શિક્ષાકારક રકમ આપવી પડી હોય તો તેને માટે કરેલું દેવું.[૫] (૯) ધર્મફેર થયા પછીનું દેવું.[૬]

કયા પ્રકારનું દેવું પુત્રોને બંધનકારક નથી.

( ૮ ) અનીતિમાન અથવા અન્યાયી દેવા તે નીચે જણાવેલા પ્રકારનાઃ-(૧) દારૂ માટે. (૨) જુગાર માટે (૩) કોઇ પણ કારણ શિવાય પૈસા આપવાનું વચન આપવું તે (૪) ગુસ્સામાં અથવા નીચવૃત્તિ માટે પૈસા આપવાનું વચન આપવું તે. (૫) જામીન માટેનું દેવું.[૭] (૬) દંડ,[૮] (૭) ટોલનો વેરો. (૮) અવ્યવહારીક દેવુ.[૯] જામીન માટે યાજ્ઞવલ્કયમાં તથા નારદમાં નીચે પ્રમાણે લખેલું છે.

અયોગ્ય દેવું કેવું ?

दर्शने प्रत्यये दाने प्राति भाव्यं विधीयते ।<br>
आद्यौ तु वितथे दाप्य पितरस्य:सुता अपि ॥<br>
न पुत्रर्णं पिता दद्याद्द्यात्पुत्रस्तुत पैतृकम् ।<br>
कामक्रोधसुराद्यूतप्रातिभाव्यकृतं विना ॥

---

(૧) 8 Bom. 481. 40 Mad. L. J. 473. (૨) 10 Bom. H. C. R. 206 (૩) 33 Mad. 308. (૪) 6 Bom. L. R. 642. (૫) 20 Mad. L. J. 89. (૬) 40 Cal. 407. (૭) 23 Bom. 454 તુકારામ વિ. ગંગારામ. 28 Bom. 408 નારાયણ વિ. વેંકટ. (૮) 1 Bom. 84 નાની વિ. હરિરામ. (૯) 35 Bom. 169 સિતારામ વિ હરિરામ.

જો ફોજદારી ગુન્હો કર્યા વગર, અપ્રમાણીકપણે પિતાએ પૈસા ખાધા હોય તો પુત્ર જોખમદાર છે[૧]

**દમ દુપટનો નિયમ**

( ૮ ) આ નિયમ પ્રમાણે એકજ વખતે મુદ્દલ કરતા વધુ વ્યાજ મળે નહી.[૨] જો કોઇ રકમ હપ્તાથી આપવાની હોય તો હપ્તા આપતા બાકી રકમ રહે તે મુદ્દલ ગણાય છે[૩] પરંતુ જો લહેણુદાર અને દેવાદાર વચ્ચે એવી સરત થાય કે વ્યાજ મુદ્દલમા ગણાશે તો એવી સરત બધનકર્તા છે અને આ નિયમ લાગુ પડતો નથી[૪] દાવો માડયા પછી આ નિયમ લાગુ પડતો નથી[૫] આ નિયમ આખા મુબાઇ ઇલાકાને લાગુ પડે છે.[૬] મૂળ દેવાદાર હિદુ હોય તોજ આ નિયમ લાગુ પડે છે–પાછળનો દેવાદાર હિદુ હોય તે ચાલે નહી.[૭] જ્યા સુધી કોઇ હિદુ દેવાદાર હોય ત્યા સુધીજ આ નિયમ લાગુ પડે છે અને જ્યા તે હિદુ દેવાદાર કોઇ મુસલમાનને હવાલો આપે ( લહેણુદારની સમતિથી ) તો પછી હવાલાની તારીખથી નિયમ લાગુ પડતો બધ થાય છે લહેણુદાર મુસલમાન હોય તો હરકત નહી[૮] માર્ગેજના સોદામા પણ આ નિયમ લાગુ પડે છે[૯]

---

( ૧ ) 43 Bom 912 હનમત વિ ગણેશ ( ૨ ) 1 Bom H C 47 ઢોડુ વિ નારાયણ ( ૩ ) 30 Bom 452 નસરવાનજી વિ લક્ષ્મણ ( ૪ ) 24 Bom 305 સકુલાલ વિ બાપુ ( ૫ ) 27 Bom L R 492 અચ્યુત વિ રામચદ્ર 40 Cal 710 નદલાલ વિ ધિરેન્દ્ર ( ૬ ) 9 Bom. H C 83 નારાયણ વિ. સતાજી ( ૭ ) 21 Bom 38 હરિલાલ વિ નાગર ( ૮ ) 21 Bom. 85 અલિ વિ શોભાજી ( ૯ ) 9 Bom. H C 83 24 Bom 114 સુદરા વિ જયવત 35 Bom 199 જીવણ વિ. મનોર

# [ ૧૧ ]

## વાલી અને સગીર.

**बाल आषोडशाद्वर्षात् । नारद.**

( ૧ ) હિંદુશાસ્ત્ર પ્રમાણે સોળ વર્ષે બાળક ઉમર લાયક થાય . મુંબાઇ હાઇકોર્ટ પ્રમાણે સોળ વર્ષ પુરાં થવાં જોઇએ.[૧] પરંતુ જયારથી સરકારે આ બાબતમાં કાયદો ઘડયો છે ત્યારથી ૧૮ વર્ષ પુરા થયે ઉમરલાયક થવાય છે. પણ એ કાયદો લગ્ન-દત્તક અને છુટાછેડાના કિસ્સામાં લાગુ પડતો નથી. જો તે કાયદા પ્રમાણે કોઇને વાલી નીમવામાં આવ્યો હોય તો ૨૧ મે વર્ષે ઉમર લાયક ગણાય છે.[૨]

---

( ૧ ) 12 Bom. H. C. R. 281. શીવજી વિ. દયુ. ( ૨ ) 33 All. 255 દરકારી વિ. ગોમી.

## [ ૧૧ ]

## વાલી અને સગીર.

**बाल आषोडशाद्वर्षात् । नारद.**

( ૧ ) હિંદુશાસ્ત્ર પ્રમાણે સોળ વર્ષે બાળક ઉમર લાયક થાય છે. મુંબાઇ હાઇકોર્ટ પ્રમાણે સોળ વર્ષ પુરા થવા જોઇએ.[૧] પરંતુ જ્યારથી સરકારે આ બાબતમાં કાયદો ઘડયો છે ત્યારથી ૧૮ વર્ષ પુરા થયે ઉમરલાયક થવાય છે. પણ એ કાયદો લગ્ન-દત્તક અને છુટાછેડાના કિસ્સામાં લાગુ પડતો નથી. જો તે કાયદા પ્રમાણે કોઇને વાલી નીમવામા આવ્યો હોય તો ૨૧ મે વર્ષે ઉમરલાયક ગણાય છે.[૨]

---

( ૧ ) 12 Bom. H. C. R. 281. શીવજી વિ. દતુ. ( ૨ ) 33 All. 255 હરદારી વિ. ગોમી.

## [ ૧૧ ]

### વાલી અને સગીર.

**बाल आषोडशाद्वर्षात् । नारद.**

( ૧ ) હિંદુશાસ્ત્ર પ્રમાણે સોળ વર્ષે બાળક ઉમર લાયક થાય છે. મુંબાઇ હાઇકોર્ટ પ્રમાણે સોળ વર્ષ પુરા થવાં જોઇએ.[1] પરંતુ જ્યારથી સરકારે આ બાબતમાં કાયદો ઘડયો છે, ત્યારથી ૧૮ વર્ષ પુરા થયે ઉમરલાયક થવાય છે. પણ એ કાયદો લગ્ન-દત્તક અને છુટાછેડાના કિસ્સામાં લાગુ પડતો નથી. જો તે કાયદા પ્રમાણે કોઇને વાલી નીમવામાં આવ્યો હોય તો ૨૧ મે વર્ષે ઉમર લાયક ગણાય છે.[2]

---

( ૧ ) 12 Bom H. C. R. 281. શીવજી વિ. દતુ. ( ૨ ) 33 All. 255 દરકારી વિ. ગોભી.

વાલીના પ્રકાર.

( ૨ ) ત્રણ પ્રકારના વાલી હોય છે:-(૧) જન્મહકથી વાલી અર્થાત નૈસર્ગિક (૨) ખાનગી રીતે ( પિતાએ અથવા માતાએ ) યોજેલા વાલી અને (૩) સગીર અને વાલીના કાયદા પ્રમાણે કોર્ટે નીમેલો અથવા હાઇકોર્ટે નીમેલો વાલી.

( ૩ ) પહેલા પ્રકારમા પિતા, પછી પિતાએ નીમેલો વાલી, પછી માતા અને પછી રાજા પણ આવે છે. શ્રેષ્ટ હક પિતાનો છે, અને પછી ઉપરના સંજોગો પ્રમાણે માતાનો હક આવે છે[1]

પ્રકાર ૧

માતા-પિતા શિવાય બીજા કોઇને જન્મસિદ્ધ હક નથી. તેમના અભાવે ઘણા ભાગે કોર્ટ કોઇ પિતૃપક્ષના નજીકના સગાને વાલી નીમે અને તેમના અભાવે માતૃપક્ષના કોઇ નજીકના સગાને નીમવામા આવે.[2] સગીર પત્નીનો વાલી પતિ છે-પિતા કે માતાને

સગીર પત્ની.

હક નથી-પરંતુ જો તે ઘણીજ નાની હોય તો કોર્ટ પતિને એમ ફરમાવે કે એના ઘરમાં કોઇ સ્ત્રીસગા સાથે રાખવી, પરંતુ સગીરપણાના સબબ ઉપર પતિને ના કહેવાય નહીં-પત્ની માગવાનો તેનો પ્રથમ અને શ્રેષ્ટ હક છે[3]. માતૃપક્ષ અને પિતૃપક્ષના સંબંધમાં સખત નિયમ નથી; સંજોગોના ઉપર આધાર રહે છે; વખતે બહારનાને પણ કોર્ટ નીમે[4]. પરંતુ જો પિતા હયાત હોય અને જો

---

( ૧ ) 12 Bom. 110. નાનાભાઇ વિ. જનાર્દન. 28 All. 233 કૈસ્રબ વિ. લેરાઇ. 5 Bom. L R 542 રંગુ વિ. ગોપાળ ( ૨ ) 32 Bom. 50. ગુલબાઇનો કેસ. ( ૩ ) 50 Bom. 268 નવનીત વિ. પુરશોત્તમ. 28 Cal. 37. સુરજ વિ. કાલી. ( ૪ ) 42 All. 146 સિવગપ્રસાદનો કેસ. 38 Mad. 1125 થાપારમાલ વિ. કુપ્પાના

તે કોઇ રીતે અયોગ્ય ન હોય તો કોર્ટ બીજા કોઇને વાલી નીમશે નહી[૧]. વડીલોપાર્જીત મીલકતના સંબંધમા કોર્ટને સગીરનો વાલી નીમવાનો ( સગીર અને વાલી કાયદા નીચે ) હક નથી પરંતુ હાઇકોર્ટજ ( તેના ખાસ અધિકારથી ) નીમી શકે. વડીલોપાર્જીતના સંબંધમા હિંદુશાસ્ત્ર પ્રમાણે કર્તા તેનો વાલી થાય છે. જો બધાજ છોકરાઓ સગીર હોય તો એક ઉમરલાયક થાય ત્યા સુધી કોઇને વાલી નીમે, પરંતુ જેવો તે ઉમરલાયક થાય કે તરતજ તેને બધી સોપવી પડે-બીજા સગીર હોય તો પણ[૨].

**વડીલોપાર્જીત મીલકત.**

દત્તક પુત્રના સંબંધમા, તે તેના જન્મકુટુમ્બમાથી નીકળી દત્તક કુટુમ્બમા દાખલ થાય છે તેથી દત્તક માતપિતાને બધા હક મળે છે.[૩]

અનૌરસ છોકરાની વાલી માતા થાય છે.[૪]

જ્યા નાતરાના રીવાજ હોય ત્યા નાતરૂં કર્યા પછી માતાનો હક નષ્ટ થતો નથી.[૫]

ધર્મફેરથી વાલીનો હક નષ્ટ થતો નથી.[૬] પિતા જો ધર્મ ફેર કરે તો તેના કબજામાથી છોકરાને લઇ લેવાય નહિં. પણ જો તે તેમનો ત્યાગ કરે તો તેને ઘણુ ભાગે અપાવે નહી.[૭] જો સગીર

( ૧ ) 41 I. A. 314 (P. C) બેસટ વિ. નારાયણસીંગ 46 All 706 શુકદેવ વિ. રામચંદ્ર ( ૨ ) 32 Bom 259. રામચંદ્ર વિ કૃષ્ણ 30 Bom 152 બિંદાબ વિ. મથુરા 19 Bom 309 વીરૂ વિ નીલગંગાની. 25 All. 407 ( P. C ) ગરીબ વિ અલક. ( ૩ ) 3 Bom. 1 લક્ષ્મી વિ શ્રીધર ( ૪ ) 16 Bom 307 સાવિત્રીનો કેસ ( ૫ ) 33 Bom 107 પતલી વિ માધુ ( ૬ ) 28 All 233 કોલેશ વિ જોરાબ ( ૭ ) 25 Bom 551 શામસીંગ વિ. શાતા. 25 Cal 881 મોકુંદ વિ નોબદીપ

ધર્મફેર કરે તો કોર્ટ એમ વિચાર કરે કે સંજોગોના પ્રમાણમાં શું હિતાવહ છે–તે ઉપરથી નિર્ણય કરે.[૧]

જરૂરીઆતના અંગે અથવા મીલકતના ફાયદા માટે, નૈસર્ગિક વાલીને મીલકત વેચવા વિગેરેનો અધિકાર છે.[૨] તેજ સંજોગોમાં કરાર પણ કરી શકે પરન્તુ સગીરની જાતને બંધનકર્તા ન હોવો જોઇએ–ફક્ત મીલકતનેજ બંધનકારક હોવો જોઇએ.[૩] સ્થાવર મીલકત ખરીદી શકાય નહીં; તેને માટે જે કરાર થયો હોય તે સગીરને બંધનકારક થાય નહિં.[૪]

નૈસર્ગીક વાલી સમજુત કરી શકે, તેમજ લીમીટેશન કાયદા પ્રમાંણે દેવું કબુલી મુદત વધારી શકે.[૫]

**'ડી ફેક્ટો'**

નૈસર્ગિક વાલીનો એક પેટા વિભાગ છે જેને ઇંગ્લીશમાં 'ડી ફેક્ટો' વાલી કહે છે. જે નૈસર્ગિક રીતે કાયદેસરનો વાલી ન હોય પણ લાગણીથી અથવા એવા બીજા પ્રકારથી તેવી રીતે વર્તે તો તેને 'ડી ફેક્ટો' વાલી કહે છે. આવા 'ડી ફેક્ટો' વાલીને નૈસર્ગિક વાલીના જેટલો હક છે.[૬] પરંતુ જો તેવો વાલી ઘણા લાંબા વખત સુધી તેવો હક બજાવે નહીં અને ઘણા વર્ષે તેવો હક બજાવવા નીકળે તો તે ચાલે નહીં–પરંતુ તેવા સંજોગોમાં

---

( ૧ ) 16 Bom. 307 સાવિત્રીનો કેસ. ( ૨ ) 6 M. I. A. 393 હનુમાન વિ. મુસામત 20 Bom. 286 મુરારી વિ. તાપના 45 All. 77 રઘુવન વિ. ઉદઅત ( ૩ ) 20 Bom. 61 રણમાલ વિ. વાડીલાલ ( ૪ ) 39 Cal. 223 (P. C.) મીર વિ. ફકીરૂદીન. 47 Mad. 449 બરા વિ. રામા. ( ૫ ) 9 Bom 365 નિર્વાણનો કેસ. 26 Bom. 221 અન્ના વિ સંઘાડી. ( ૬ ) 49 Mad 768 સીતારામ વિ અપૈયા. 12 Bom. H. C. 79 બાઈ અમૃત વિ. બાઇ માણેક.

તેવા વાલી પાસેથી ખરીદનારને ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી એક્ટની કલમ ૫૧નો લાભ કોર્ટ અપાવે.[1] 'આવા 'ડી ફેક્ટો' વાલીને સગીરના પિતાની ઉત્તરક્રિયા વિગેરે કરવાને માટે દેવું કરવાનો અધિકાર છે.[2]

( ૪ ) મૃત્યુપત્રથી વાલી નીમવાનો પિતાનો અધિકાર છે તેવી રીતે માતાને પણ દૂર કરી શકે[3] માતાને આવો અધિકાર નથી; પરંતુ કોર્ટ તેની ઇચ્છાને માન આપે.[4] વડીલોપાર્જીત અને કૌટુમ્બીક મીલકતના સંબંધમા પણ પિતા પોતાના સગીર પુત્રો માટે વાલી નીમી શકે–અને તેના પુરતા અધિકાર પણ આપી શકે.[5]

પ્રકાર ૨

( ૫ ) સગીરની આગવી મીલકતનો વાલી કોર્ટ નીમી શકે. પરંતુ વડીલોપાર્જીત અને કૌટુમ્બીક મીલકતમા જો તેનો ભાગ હોય તો તેને માટે કોર્ટને ( વાલી અને સગીરના કાયદા નીચે ) અધિકાર નથી[6] પરંતુ હાયકોર્ટ તેવી મીલકત માટે તેના ખાસ અધિકાર ( inherent jurisdiction ) થી નીમી શકે; જો સગીરના હિતને માટે હોય તોજ એવી કોર્ટ હુકમ કરે[7] .

પ્રકાર ૩

---

( ૧ ) 29 Bom. L R. 1414 હરીલાલ વિ ગોરધન ( ૨ ) 14 Bom 562 નથુ વિ શોભા ( ૩ ) 43 All 213 દેવાચંદ વિ આનંદ. 44 Mad 189 જગન્નાથ વિ વસંત ( ૪ ) 21 Mad 401 વેંકા વિ વેંકટ. ( ૫ ) 38 Bom. 94. મહાબળેશ્વર વિ રામચંદ્ર ( ૬ ) 25 All. 407 ગરીબ વિ. ખમક 32 Mad 139 કાળકર વિ માદુ ( ૭ ) 25 Bom. 353 મણીલાલ. 19 Bom 96 જગન્નાથ 16 Bom. 634 જયરામ. 50 Cal 141. હરિનારાયણ

## [૧૧]

### ખોજા અને કચ્છી મેમણ

( ૧ ) ખોજા અને કચ્છી મેમણો ધર્મફેર થએલા હિંદુઓ છે. એમણે મુસલમાની ધર્મ સ્વીકાર્યો પછી હિંદુઓના કેટલાક રિત રિવાજો ચાલુ રાખ્યા હતા અને તેથી વારસાઇના નિયમો એમને લાગુ પડે છે, તે શિવાય બીજી બાબતોમા મુસલમાની નિયમો લાગુ પડે છે[1] એકજ અપવાદ છે અને તે એ કે જો વધ્યા વિધવા હોય તો માતાને મેનેજમેન્ટનો અધિકાર છે[2] એક વાર એવી માન્યતા હતી કે એમનામા સયુક્ત અને એકત્ર કુટુમ્બની ભાવના

---

( ૧ ) 16 Bom L R 224 મગળ વિ અબ્દુલ. 41 Bom. 181 એડવોકેટ જનરલ વિ જીમ્નાભાઇ ( ૨ ) 12 Bom H C 29 રહીમબાઇ.

હતી પણ એમ નિર્ણય થયો છે કે હિંદુઓનો તે નિયમ એમને લાગુ પડતો નથી.[1]

( ૨ ) પોરબંદરના હાલાઇ મેમણ,[2] ગુજરાતના સુન્ની વોરા,[3] અને ભરૂચના મોલેસલામ ગીરાસીઆઓ પણ હિંદુઓના વારસાઇ નિયમ પાળે છે.

( ૩ ) હવે કચ્છી મેમણ એક્ટ થયો છે; તે પ્રમાણે જો કોઇને મુસલમાની કાયદો રાખવો હોય તો એમ જાહેર કરે, તેથી હિંદુ કાયદો લાગુ પડતો બંધ થઇ જાય.

---

( ૧ ) 38 Bom 449. જાનમહમદ વિ. દતુ. 16 Bom. L. R. 224 and 41 Bom 181 47 Bom. 369. હાજી વિ. હરન. ( ૨ ) 47 Bom 146 ખતુ વિ. મહમદ.' ( ૩ ) 20 Bom 53 and 181 38 Bom 449 જાનમહમદ વિ. દતુ.

# [૧૩]

## બીનામી મોંબદલા.

**વ્યાખ્યા.**

( ૧ ) જ્યારે એક માણુસ પોતાના પૈસાથી કોઇ મીલકત ખરીદે પણ ખત બીજાના નામે કરાવે–અથવા પોતાના નામનું એકવાર ખત કરાવ્યા પછી બીજાના નામ ઉપર પૈસા લીધા શિવાય ચડાવે–ત્યારે તેવો મોંબદલો બીનામી કહેવાય છે અને જે બીજા માણુસના નામ ઉપર ચડાવ્યું હોય તેને બીનામીદાર કહે છે. તે બીજા માણુસને કોઇ પણ રીતે ફાયદો કરવાનો ઇરાદો હોવો જોઇએ નહીં. ટ્રસ્ટ, ભેટ, બક્ષીસ અથવા બીજી કોઇ રીતથી પણ તેને ફાયદો કરવાનો ઇરાદો હોવો જોઇએ નહીં.[૧] આવી રીતે માર્ગેજ અને ભાડાચીઠ્ઠી

---

( ૧ ) 13 M. I. A. 232 મોલ્વી વિ. મુસામત.

પણ બીજાના નામે લેવાય છે. આવી રીતે જે બીનામી હોય તો ખરા માલીકને માલીક તરીકે ગણવામાં આવે છે; પરંતુ જો ઉપર જણાવેલાં કારણો જોવામા આવે તો બીનામીદારને ખરો માલીક ગણવામાં આવે છે અને ખરા માલીકનો દાવો ચલાવવા દેવામાં આવતો નથીઃ—

( અ ) જો તે કોઇ પણ કાયદાની કલમની વિરૂધ હોય; ( આ ) બિનામીદાર પાસેથી જો કોઇએ પૈસા આપી. શુદ્ધ અંતઃકરણથી અને અજ્ઞાનતામા લીધું હોય તો તેવા ખરીદનારના હકને હરકત ન આવે એમ હોય તો; ( ઇ ) જો ખરા માલીકના લ્હેણદારોને રખડાવવા માટે એમ કર્યું હોય અને વસ્તુતઃ લહેણદારો રખડી ગયા હોય તો;[1] ( ઈ ) સામાજીક નિયમની વિરૂધ હોય ( against public policy ).

( ૨ ) જો ક એ પોતાના પૈસે ખના નામે કોઇ મીલકત લીધી હોય, તો ક ના લહેણદારના દાવામાં તે મીલકત વેચાવી લહેણદારને પૈસા અપાવે.[2]

( ૩ ) આ નિયમ હિંદુ કાયદામાથી ઉદ્દભવેલો નથી; તે ઇંગ્લીશ એક્વીટીનો નિયમ છે. વિલાયતમા જો કોઇ પોતાની પત્નીના અથવા પોતાના છોકરાના નામે મીલકત લે તો તે પત્નીના અથવા છોકરાંના સુખને માટે લીધી છે એમ ગણાય છે[3] પણ આપણા દેશમાં તે નિયમ લાગુ પડતો નથી. આપણે ત્યાં તો મૂલ માલીકનીજ

---

( ૧ ) 23 Bom. 406 ( P. C. ) હોનપ્પા વિ. નરસપ્પા. 38 Bom. 10. ગીરધર વિ આણીક 11 Bom., 708 ચેણવી વિ. પુંતપ્પા. 35 I. A. 98 વેંકટ વિ. મુની. ( ૨ ) 3 Bom 30 ગોપી વિ માર્કંડ. ( ૩ ) 47 I. A, 275. હર્વીકનો કેસ.

મીલકત ગણાય છે.[૧] જો મૂળ માલીક દાવો લાવે તો પુરાવાનો બોજો એના ઉપર છે.

( ૪ ) જો બીનામીદાર તે મીલકતના સંબંધમા દાવો લાવે તો દાવામા જે ઠરાવ આવ્યો હોય તે મૂળ મીલકતદારને બંધનકર્તા છે.[૨] એની મીલકતના સબધમા બીનામીદારને દાવો લાવવાનો પુરો અધિકાર છે.[૩]

---

( ૧ ) 10 All 197 (P. C) ઠાકોર વિ ગગાપ્રસાદ 13 Cal. 181 (P. C) ધરણીકાંત વિ. કીસ્ટો 37 All. 557 (P C.) બીલાસ વિ દેસરાજ. 29 Bom 206 મોતી વિ પુરશોતમ ( ૨ ) 22 Bom. 672 રાવજી વિ મહાદેવ 29 Cal. 682. બરોદાકાંતા વિ ચંદ્રકાંતા 15 Mad 267 રાગાર વિ. કૃષ્ણ ( ૩ ) 46 Cal 556 ગુરનારાયણ વિ શીવલાલ 22 Bom 672. રાવજી વિ. મહાદેવ.

## [ ૧૪ ]

### ભેટ-બક્ષીસ.

**વ્યાખ્યા.** ( ૧ ) જ્યારે એક માણસ કોઇ પણ જાતની મીલકત ઉપર માલીકી હક ધરાવતો હોય, અને જો તે માણસ કાંઇ પણ પૈસા લીધા શિવાય અથવા બીજા કોઇ બદલાની આશા રાખ્યા શિવાય પોતાનો હક ત્યજી ( મફત ) બીજાને આપે, અને એવો બીજો તે સ્વીકારે, ત્યારે ભેટ આપી કહેવાય

**કોની ભેટ થાય ?** ( ૨ ) જો કોઇ હિંદુ પાસે સ્વતંત્ર અને આપકી મીલકત હોય તો તેવી મીલકતની ભેટ થઇ શકે; પરંતુ વડીલોપાર્જીત મીલકતની ભેટ કોઇ સહભાગી સભ્યથી થાય નહી કોઇ સ્ત્રી પોતાના

બોધનની ભેટ કરી શકે. કોઇ વિધવા પોતાના સ્વર્ગસ્થ પતિના હિતને માટે ( ધર્ણીજ ) થોડી સ્થાવર મીલક્તની ભેટ કરી શકે-પણ મૃત્યુપત્ર કરી શકે નહીં. તેવી વિધવા જંગમ મીલકતની ભેટ કરી શકે -પણ વીલ કરી શકે. નહીં. અવિભાજ્ય મીલકતની ભેટ થઇ શકે[1].

( ૩ ) હિંદુ કાયદા પ્રમાણે લખાણુની જરૂર નથી, પરંતુ કબજો સોંપાવો જોઇએ.[2] રજીસ્ટર કરાવેલા ખતથી ચાલે નહીં. કબજો સોંપવો જોઇએ અને તેનો સ્વીકાર થવો જોઇએ.[3] પરંતુ

કયારે ગણાય ?

જો તાત્કાલીક કબજો અપાય એમ ન હોય તો અથવા હાથુકા કબજો ન અપાય એમ હોય તો તેને માટે સઘળાં જરૂરી પગલાં લે તો ચાલે.[4]

( ૪ ) પરંતુ જ્યાં ટ્રાન્સફર ઑફ પ્રોપર્ટી એક્ટ લાગુ પડતો હોય ત્યાં જો તે સ્થાવર મીલકત હોય તો રજીસ્ટર ખત જોઇએ, તેના ઉપર બે જણની સાક્ષી જોઇએ, પછી કબજો સોંપવાની જરૂર નહીં, તેમજ ફકત કબજો સોંપ્યાથી ભેટ થાય નહીં. જંગમ મીલકત માટે કબજો સોપ્યાથી થાય અથવા રજીસ્ટર ખતથી થાય.

( ૫ ) ભેટ વખતે જો કોઇ જન્મ્યો ન હોય તો તેવાને ભેટ થાય નહીં.[5] આને માટે વધારામાં ૧૯૧૬ નો ૧૫ મો કાયદો જુઓ.[6]

( ૬ ) જો દાતા પોતાની જીંદગી સુધીનો હક રહેવા દે તો તેથી ભેટ ખોટી થતી નથી.[7] પરંતુ હિંદુ કાયદાથી અજ્ઞાત એવી

---

( ૧ ) 22 Mad. 383 (P. C.) ( ૨ ) 18 Bom. 688 26 Bom. 449. ( ૩ ) 7 Bom. 131 and 20 Cal. 464. ( ૪ ) 11 Cal. 121 (P.C.) 27 Bom. 31. 23 Bom. 131. 17 Bom. 486. ( ૫ ) 14 Cal. 446. ( ૬ ) See Mulla's Hindu Law ( 5th Edn.) pp. 259, 360. ( ૭ ) 45 All. 115 (F.B)

જાતનું મીલકતનું ધોરણ બનાવાય નહીં. જુઓ ટીગોરનો કેસ.[૧] જો દાતાએ એવી સરત કરી હોય કે તે ભેટવાળી મીલકત કોઇ દીવસ વેચાય નહીં અથવા માર્ગેજ થાય નહીં તો તેવી સરત ખોટી ઠરે અને બક્ષીસ કાયમ રહે.[૨] તેવીજ રીતે જો અનીતિની સરત નાંખી હોય તો સરત ખોટી ઠરે.[૩]

( ૭ ) જો કોઇ વર્ગને ભેટ આપી હોય ત્યારે ભેટના વખતે અથવા મૃત્યુપત્રથી હોય તો, દાતાના મરણ વખતે જે હયાત હોય તે લે.[૪]

**ભેટ ખોટી થાય ?** ( ૨ ) એકવાર ભેટ બંધનકારક થઇ ત્યાર પછી, પાછી લેવાય નહીં[૫] પરંતુ જબરજસ્તીથી અથવા ગેરસમજુતથી ભેટ થઇ હોય તો પાછી લેવાય.[૬] જો લહેણદારોને રખડાવવા માટે ભેટ થઇ હોય તો તેમનાં કહેવાથી ભેટ ખોટી થાય.[૭] મૃત્યુ વખતે અને મરણના ભયથી જો બક્ષીસ કરી હોય તો ખોટી ઠરે નહીં.[૮]

( ૯ ) ટ્રસ્ટ થઇ શકે.[૯]

---

( ૧ ) 9 Beng. L R. 377. ( ૨ ) 44 *Bom.* 304. 7 Mad. 315. ( ૩ ) 6 All. 313. (P. C) ( ૪ ) 41 Cal 1007 (P. C.) રાધા વિ. રાણી. 29 Mad. 412. રંગનાથ વિ. ભાગીરથી. 29 Bom. 133. એડવોકેટ જનરલ વિ. કરમાલી. ( ૫ ) 23 Bom. 131 રાજરામ વિ. ગણેશ. ( ૬ ) 15 Bom 549. ( ૭ ) 6 All. 560 (P. C.) રાયબેચન મુસામત ( ૮ ) 17 Bom. 486. ભાસ્કર વિ. સરસ્વતી ( ૯ ) જુઓ Mulla's Hindu Law. ( 5th Edn ) 366

## [ ૧૫ ]

### મૃત્યુ-પત્ર અથવા વીલ.

( ૧ ) દરેક મનુષ્યને પોતાની મીલકતની બહુ કાળજી રહે છે પોતાના મરણ બાદ મીલકતનુ શું થશે તે વિચાર વખતોવખત આવ્યા કરે છે. મરણ બાદ મીલકતની વ્યવસ્થા કેવી રીતે

**વ્યાખ્યા**

કરવી તે જો કોઇ ખતથી દર્શાવે તો તે ખતને 'મૃત્યુપત્ર' યાને 'વીલ' કહે છે. આવુ મૃત્યુપત્ર તેના મરણબાદ અસરકારક (effective) થાય છે. તેના મરણ પહેલા તે મૃત્યુપત્ર બદલી શકે છે અને જે છેલ્લું હોય તે અસરકારક ગણાય છે. જો છેલ્લા વીલ માં પહેલાના વીલ રદ કર્યા છે એમ લખ્યું ન હોય તો બધા વીલ અસરકારક ગણાય પરંતુ જો કોઇ મીલકત માટે વિરૂદ્ધ સુચના

( conflicting ) હોય તો છેલ્લા વિલમા સુચના લખી હોય તે પ્રમાણે થાય અને પહેલાની સુચના રદ થાય.

**કોણ કરે ?** ( ૨ ) સાધારણ રીતે દરેક ઉમર લાયક એટલે ૧૮ વર્ષ અથવા તે ઉપરનો સમજણો હિંદુ વીલ કરી શકે છે. જો તે ગાડો થઇ ગયો હોય અથવા બેભાન સ્થિતિમા હોય તો તે વીલ કરી શકે નહીં, તેમજ ૧૮ વર્ષથી નાનો હોય તો તે વીલ કરી શકે નહીં. [1]હિંદુ વીલ કરી શકે તેનો અર્થ

**કઇ મીલકતનું ?** એમ નથી કે દરેક જાતની મીલકતનું વીલ કરી શકે. કૌટુમ્બીક અથવા વડીલોપાર્જીત મીલકતનુ ( જો બીજા સહભાગી સભ્યો હોય તો ) વાલ થાય નહીં જુઓ 29 Bom. 351 and 42 All. 461.

જે માણસ મૃત્યુપત્ર સાબીત કરવા માગતો હોય તેના ઉપર પુરાવાનો બોજો છે. તે માણસે એમ સાબાત કરવું જોઇએ કે તે ૧૮ વર્ષ ઉપરની ઉમરનો અને સમજણો તથા સાનસુધમા હતો. તેમજ જે માણસે વીલ લખી આપ્યુ હોય તે માણસને કાઇ ફાયદો ( તેજ વીલથી ) મળતો હોય તો જે માણસ વીલ સાબીત કરવા માગતો હોય તેણે એમ બતાવવું જોઇએ કે વીલ કરનાર મનુષ્ય બધુ સમજતો હતો અને બધુ જાણ્યા પછી તેણે સહી કરી હતી [2]

પૂર્વના હિંદુ-લોમાં ( અર્થાત હિંદુશાસ્ત્રમા ) મૃત્યુપત્રનો ઉલ્લેખ નથી. આધુનીક સમાજને અંગે આ સિદ્ધાંત દાખલ થયો છે, અને

( ૧ ) 36 Bom. 622 બાઇ ગુલાબ વિ ઠાકોરલાલ. 38 Mad. 166 કૃષ્ણમાચારીનો કેસ ( ૨ ) 23 All. 405 (P C) સુખદેવ વિ કેદારનાથ 25 Cal. 824 (P. C) સત્યમોહિનિ વિ હમેશચંદ્ર.

તે પ્રમાણે હિંદુને વીલનો અધિકાર પ્રાપ્ત થયો છે;[૧] તેટલા માટે કોઇ હિંદુ વડીલોપાર્જીત મીલકતનું (ઉપર જણાવેલી સ્થિતિમાં) વીલ કરી શકતો નથી.[૨]

**સંયુકત વીલ**

કેટલીક વાર સંયુકત કુટુમ્બના સભ્યો સંયુકત ખત કરે છે. અને તેને સંયુકત 'વીલ'નું નામ આપે છે. 'વીલ' તરીકે વર્ણવ્યાથી વીલ થતું નથી. ઘણું તો તે કોટુમ્બીક યોજના તરીકે ગણાય.[૩]

**દેવું.**

(૩) આ જગ્યાએ દેવા સંબંધી એક સિદ્ધાંતનો ઉલ્લેખ કરવાની જરૂરીઆત છે. જો એક મનુષ્ય પોતાના પુત્રો અને પિતાને મૂકી મરણ પામે તો કોટુમ્બીક અને વડીલોપાર્જીત મીલકત હયાતી હકથી તેના પિતાને અને પુત્રોને મળે છે. હવે જો એ મરનાર પિતા સામે હુકમનામું થયું હોય તો તે હુકમનામાની બજવણી તેની કોટુમ્બીક મીલકત સામે થાય નહીં. તેમજ તે પિતાના મરણ બાદ તેના પિતા મરણ પામે અને તેને લીધે જો હયાતિ હકથી પાછળથી મરનારના પૌત્રોને મીલકત મળે તો પ્રથમ મરનાર પિતાના દેવા સંબંધમા થએલા હુકમનામાની બજવણી તેવા પૌત્રોના હાથમાં જે મીલકત હોય તેની સામે થાય નહીં.[૪]

---

(૧) 9 M. I. A. 123 12 M I. A 37 (૨) 29 Bom. 351 હરિલાલ વિ. બાઇ મણી 42 All 461. લાલા વિ. શ્રીમદ દેવજી. 19 Bom 803. કાળુ વિ બારસુ. (૩) 35 All 339 (P. C) બીજનાથ વિ. શીવદન 48 All. 316=53 I A. 123 (P. C.) લક્ષ્મીચંદ વિ. આનંદી 29 Bom L. R. 1522 વેંકટ વિ. જનાર્દન 29 Bom L. R 1496 (P. C.) મુકુંદ વિ. બાળકૃષ્ણ. (૪) 48 All 245 બિંદાપ્રસાદ વિ રાજબલ્લભ.

૬ (૪) ઉપર જણાવ્યું છે કે કઇ મીલકતનું વીલ થઈ શકે. તે ઉપરાંત એટલું ધ્યાનમા રાખવાનું છે કે તેની પત્નીનો અથવા બીજા કોઇ મનુષ્યના ભરણપોષણનો વ્યાજબી અને કાયદાઇક હક હોય તો તે નષ્ટ કરીને વીલ કરી શકે નહીં.[1] હવે કઇ મીલકતનું વીલ થાય તેનો બરોબર ઉલ્લેખ કરીએ:— (અ) સ્વતંત્ર અને પોતે મેળવેલી મીલકતનુ વીલ થાય.[2] (આ) કોઇ સ્ત્રી પોતાના સ્ત્રીધનનું વીલ કરી શકે. આ વિષય આપણે સ્ત્રીધનના પ્રકરણમાં ચર્ચ્યો છે. (इ) અવિભાજ્ય મીલકતનું વીલ થઈ શકે; પરંતુ કુળાચારની વિરૂદ્ધ થાય નહીં.[3]

આ બાબતમાં 'હિંદુ વીલ્સ એક્ટ' તથા 'પ્રોબેટ એક્ટ' જુઓ. હવે, 'સક્સેશન એક્ટ 'ની કલમ ૫૭ તથા ૫૮ અને શેડ્યુલ ત્રીજું.

ભરણપોષણના હકનો નાશ કર્યા સિવાય વારસાનો હક નષ્ટ કરી, વીલ કરી શકાય.[4] જે મીલકતનું વીલ થઇ શકતું હોય તેને આ લાગુ પડે છે. દત્તક પુત્ર લીધા પછી, દત્તક પિતા પોતાની સ્વતંત્ર મીલકતનું વીલ કરી શકે છે. દત્તક લેતી વખતે એવો કરાર થાય નહી કે સ્વતંત્ર મીલકતનું વીલ કરશે નહીં;[5] પરંતુ

**દત્તક અને વીલ**

(૧) 8 M. I. A. 66 & 12 M. I. A. 1 (૨) 12 M. I. A. 1 to 38 (૩) 22 Mad. 383 (P. C.) વેંકટનો કેસ. 10 All. 272 (P. C.) સર્તાજ વિ. દેવરાજ. (૪) 10 Beng. L. R. 267. પ્રસન્ન વિ તારાનાથ 3 Bom H. C. A. C 6. નરોત્તમ વિ. નરસીંગદાસ. 10 Mad. 251. સુબૈયા વિ. સુરૈયા. જુઓ: 9 Beng. L. R. 377 માં ટાગોરનો કેસ તથા 32 Cal 861. (૫) 22 Mad. 383 (P. C.) વેંકટનો કેસ 30 Mad. 369. સુબ્બારેડી વિ. રેરાસામી.

દત્તક લીધાં પછી વડીલોપાર્જીત અને કૌટુમ્બીક મીલકતનું વીલ થાય નહીં—તેના બધા નિયમ લાગુ પડે છે.[1] પરંતુ જો દત્તક લીધા પહેલા અથવા પુત્રજન્મ પહેલા—અને તે એકલોજ સહભાગી સભ્ય હોય—તેણે વીલ કર્યું હોય તો દત્તક વિ થી વીલ રદ થતુ નથી. પરંતુ તેના મરણ વખતે તે પુત્ર હયાત હોય તો વીલ લાગુ પડતું નથી અને નિરૂપયોગી થાયછે.[2]

**વીલ માટે નવો કાયદો**

( ૫ ) નવા કાયદાને અગે, તા. ૧લી જાન્યુઆરી ૧૯૨૭ થી નવા સકસેશન એકટની કલમ ૬૩ હિંદુઓને લાગુ પડે છે. તે કાયદાને અગે દરેક હિંદુનું વીલ લખાણમા હોવુ જોઇએ. એટલું જ નહી પણ તેના ઉપર તેની સહી અને બે માક્ષીઓની સહી હોવી જોઇએ. સાક્ષીઓની તેમજ વીલ કરનારની સહીઓ દરેકની હાજરીમા અને રૂબરૂમા હોવા જોઇએ, જો કોઇની ગેરહાજરીમા કોઇએ સહી કરી હોય તો તે વીલ ખોટું ઠરે—અથવા કોઇના કહેવાથી કે 'મે સહી કરી છે' તે સહી કરે તો પણ વીલ ખોટું ઠરે. સને ૧૯૨૬ સુધીના કેસો ( ફેંસલા ) ( હિંદુના વીલ સબધમા ) હવે લાગુ પડતા નથી, પણ સકસેશન એકટ પ્રમાણે થએલા વીલના કેસો લાગુ પડે છે. જેમ વીલ કરવાના સંબંધમા નવો કાયદો લાગુ પડે છે તેમજ વીલ રદ કરવાના સબધમા નવો કાયદો લાગુ પડે છે. જો કોઇ હિંદુએ કુવારી સ્થિતિમા વીલ કર્યું હોય તો લગ્ન કર્યા પછી તે રદ થતું નથી

---

( ૧ ) 2 Lab 69 પરમાનંદ વિ શીવચરણ. ( ૨ ) 38 Mad 369. બોદી વિ વેંકટસામી જુઓ: 12 Mad 490 લક્ષ્મી વિ. સુબ્રમન્યા.

**ટાગોર કેસ**

( ૬ ) હિંદુ વીલના સંબંધમા ટાગોરનો કેસ પ્રખ્યાત છે, એ કેસ બક્ષીસ અને વીલ બન્નેને લાગુ પડે છે. તે કેસમા કેટલાક સિદ્ધાંત દર્શાવ્યા છે. જેને મીલકત મળવાની હોય તે મીલકત મળવા વખતે હયાત-કાયદાની દૃષ્ટિએ પણ-હોવા જોઇએ. આ સંબંધમા સેતલવાડ એકટથી થોડો ફેર થયો છે. જુઓ મુલ્લાનો હિંદુ લૉ આવૃત્તિ ૫ મી પા. ૩૭૫ પરંતુ હિંદુ-લૉથી અજ્ઞાત એવી નવી જાતની મીલકત ઉભી કરાય નહીં. ટાગોર કેસ વિગેરે માટે જુઓ: મુલ્લાનો હિંદુ-લૉ ૫ મી આવૃત્તિ પા. ૪૭૭ થી ૩૯૦.

**વીલ અને બક્ષીસ-પત્રના અર્થ કરવાના નિયમ**

( ૭ ) નવા સકસેશન એકટની કલમ ૭૪ થી ૧૧૧ માં આવા નિયમ જણાવવામા આવ્યા છે. આમાના ઘણા નિયમો હિંદુઓના વીલને લાગુ પડે છે વીલનો અર્થ કરતી વખતે વીલ કરનારનો શો ઉદ્દેશ હતો તે ધ્યાનમાં રાખવાનો છે. ઉદ્દેશ બદલાવવો જોઇએ નહીં; સબંધમા જે ઇંગ્લીશ ફેસલા છે તે લાગુ પડે છે. પ્રાથમીક રીતે વીલમા જે શબ્દો લખ્યા હોય તેના ઉપરથીજ અર્થ કરવાનો છે, અને તેનો અર્થ કરતી વખતે આજુબાજુના સંજોગો પણ ધ્યાનમા રાખવા જોઇએ.[૧] "કોર્ટની પ્રથમ ફરજ એ છે કે વીલની ભાષા ઉપરથી વીલ કરનારનો ઉદ્દેશ શોધી કહાડવો તેમ કરતી વખતે આજુબાજુના સંજોગો-વીલ કરનારનું સ્થાન (Position)—તેનો કોટુમ્બીક સંબધ-અને અમુક શબ્દ અમુક અર્થમાજ વાપરશે તેની શક્યતા-એ બધું ધ્યાનમા રાખવું જોઇએ. કોર્ટે વીલ કરનારની ખુરશીમા બેસવું જોઇએ-અને જાણે એની ખુરશીમા છે એમ ધારી

( ૧ ) 6 M I A 526 સુરજમણી વિ દીનબંધુ મલીક

વિચાર કરવો જોઇએ. વીલ કરનારની જ્ઞાતિ અને ધાર્મિક વિચારો પ્રત્યે પણ ધ્યાન આપવું જોઇએ. આ બધું કરતી વખતે ઇંગ્લીશ દૃષ્ટિએ જોવું જોઇએ નહીં પરંતુ આ બધુ વિલમા જે શબ્દો વપરાયા હોય તેના ઉપરથીજ જોવાનું છે."[૧]

જો 'માલીક' શબ્દ વાપરવામા આવ્યો હોય તો સાધારણ રીતે સ્વતંત્ર અને આખી મીલકત આપવામા આવી છે એમ ધરાય; તેમજ ' પુત્રપૌત્રાદિક્રમેણ ' શબ્દ વાપરવામા આવ્યો હોય તો આખી મીલકત સ્વતંત્ર રીતે આપવામા આવી છે એમ પ્રાથમીક મનાય.[૨] "હિંદુના વીલનો અર્થ કરતી વખતે સાધારણ રીતે એમની માન્યતા-રીત રીવાજ વિ. ધ્યાનમા રાખવા જોઇએ. તેઓ મા એવી માન્યતા હોય છે કે કૌટુમ્બીક અને વડીલોપાર્જીત મીલકત સાધારણ રીતે એમના કુટુમ્બમાજ રહેની જોઇએ એમ માનવાને વાધો નહીં; તેમજ પત્નીને સંકુચિત મીલકત મળે છે એમ પણ સાધારણ રીતે માનવું જોઇએ."[૩] આવી બાબતમા ઇંગ્લીશ નિયમો લાગુ કરતા પહેલા ઘણો વિચાર કરવો જોઇએ. જ્યા માન્યતા-રીત રિવાજ વિ. નો પ્રશ્ન આવે ત્યા ઇંગ્લીશ નિયમો ઘણી સભાળથી લાગુ કરવા જોઇએ-અને ત્યા સુધી લાગુ કરવા જ નહીં[૪]

(૧) 37 Mad 199. (P. C.) નરસીંહ વિ પારથા (૨) 24 Cal 34 હરિતમોહન વિ ચારણલાલ (P. C) 30 All. 84 (P. C.) સુરજમણી વિ રબીનાથ. 43 Bom 778 (P. C.) પ્રતાપ વિ. ભ્રગેસીંગ. 46 Cal. 683 (P. C.) રામસરણ વિ રામનારાયણ. (૩) 35 Cal 896 (P C) રાધાપ્રસાદ વિ રાણીમણી (૪) 37 Mad 199. નરસીંહ વિ. પારથા 38 Cal. 468 (P. C) ભગવતી વિ કાલીચરણ

જો કોઇ મીલકત બે જણને સાથે આપી હોય તો સવાલ એમ થાય છે કે તે કોટુમ્બીક સહભાગી સભ્યો તરીકે લે છે કે બે જણ સરખે ભાગે લે છે. જો પહેલી રીતે લે તો હયાતિહક લાગુ પડે છે. જો તે બે જણ એકજ કુટુમ્બના ન હોય તો સરખે ભાગે લે છે એ નિર્વિવાદ વાત છે.[1]

જો એકજ કુટુમ્બના હોય તો પણ પ્રાથમીક માન્યતા એવી રહે કે તેઓ સરખે ભાગે લે છે. પણ જો ખાસ ઉલ્લેખ હોય તો કોટુમ્બીક સહભાગી સભ્યો તરીકે લે.[2]

---

(૧) 23 Cal 670 (P. C) જોગેશ્વર વિ. રામચંદ્ર. (૨) 26 Bom. 445. દીવાળી વિ. બેચર 43 All. 600. કીશોરી વિ. મુદ્રા 28 Mad 363 and 49 Mad 98. જનકીરામ વિ. નાગમણી.

## પરિશિષ્ટ ૧.

# હિંદૂ વારસાનો નિબંધ.

( સંવત્ ૧૯૬૭ નો ત્રીજો. )

ઉદ્દેશ. હિંદુ ધર્મશાસ્ત્રના વારસા સંબંધી મુલતત્વોની વ્યાખ્યા કરી નિબંધ કરવો ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમણે નીચે પ્રમાણે ઠરાવ્યું છેઃ—

### બાબ ૧ લો.

#### આરંભના નિયમ

સંજ્ઞા ૧. આ નિબંધને "હિંદુ વારસાનો નિબંધ" કહેવો.

શરૂઆત ૨ (૧) આ નિબંધ મિતી માઘ સુદી ૨ સંવત ૧૯૬૭ ના રોજ એટલે તારીખ ૧ માહે ફેબ્રુવારી સન ૧૯૧૧ ના રોજ અમલમા આવશે. (૨) પરંતુ એમ ઠરાવવામા આવે છે કે, કોઇ કુટુંબ, વર્ણ અગર દેશમા વારસાના સંબંધમાં પ્રમાણ ગણેલા અને માન્ય થઇ ચુકે શકે તેવા ખાસ રીતરીવાજને આ માંહેની કોઇ પણ બાબતથી પ્રતિબંધ થતો નથી.

વિશેષ કુલાચારને બાધ નથી.

૩. વિષય ઉપરથી અગર પૂર્વાપર સંબંધ ઉપરથી જુદો અર્થ કરવાનો હેતુ જણાતો ન હોય તેવે પ્રસંગે આ નિબંધમાં વાપરેલા નીચે લખેલા શબ્દોનો નીચે મુજબ અર્થ સમજવો (ક) 'સગોત્ર' એટલે એકજ સામાન્ય મુળ વડીલથી કેવળ પુરૂષોથી બનેલી અખંડ શ્રીડીએ ઉતરેલા હોય એવા વંશજો. ઉદાહરણ—દર-કોઇ સખસ પોતાના પૌત્ર, પિતામહ, ભાઇ, ભત્રીજા, કાકાના દિકરા વિગેરે પિત્રાઇઓ સાથે સગોત્ર સગપણ ધરાવે છે. (ખ) 'સપિંડ' એટલે (૧) પોતાના બાપના તરફથી ગણતા પોતાના પહેલાંની ૭ પેઢી સુધીમા, અથવા (૨) પોતાની માની તરફથી ગણતા પોતાના પહેલાંની ચાર પેઢી સુધીમા એકજ સામાન્ય મુળ વડીલથી ઉતરેલા હોય એવા વંશજ; (ગ) 'સગોત્ર સપિંડ' એટલે (૩) મરનાર સખ્સના (અ) તેના પછીની ૭ પેઢી સુધીના પુરૂષ પૂર્વજો, (આ) તેના પહેલાની ૭ પેઢી સુધીના પુરૂષ વંશજો, (૪) મરનારની પહેલાંની ૭ પેઢી સુધીના પુરૂષ પૂર્વજો પૈકી પ્રત્યેક વડીલથી ૭ પેઢી સુધીમાં ઉતરેલા પિત્રાઇ પુરૂષ વંશજો, તથા (૫) પેટા રકમ (૩) તથા (૪) મા કહેલા સખસોની સ્ત્રીઓ; (ઘ) 'સમાનોદક' એટલે, (૬) મરનાર સખસથી ગણતા સાતમી પેઢીથી તેરમી પેઢી સુધીના પુરૂષ (ઇ) વંશજો, તથા (ઈ) પૂર્વજો, (૭) મરનાર સખસથી ગણતાં સાતમી પેઢીથી તેરમી પેઢી સુધીના પુરૂષ પૂર્વજો પૈકી પ્રત્યેક વડીલથી ૭ પેઢી સુધીમાં ઉતરેલા પિત્રાઇ પુરૂષ વંશજો, (૮) મરનાર સખસની પહેલાની ૭ પેઢી સુધીના પુરૂષ પૂર્વજો પૈકી પ્રત્યેક વડીલની સાતમી પેઢીથી તેરમી પેઢી સુધીમા ઉતરેલા પિત્રાઇ પુરૂષ વંશજો, તથા (૯) પેટા રકમો (૬), (૭), તથા (૮) મા કહેલા સખસોની સ્ત્રીઓ; (ક) 'બંધુ' અથવા ભિન્ન ગોત્ર સપિંડ એટલે જે સગોત્ર

વ્યાખ્યા.

સગોત્ર

સપિંડ

સગોત્ર સપિંડ

સમાનોદક

ન હોય એવો બંધુ. ( ૧૦ ) પોતાના ( ઘ ) બાપની તરફનો, કિંવા ( છ ) માની તરફનો, અથવા ( ૧૧ ) પોતાના બાપની માની તરફનો. અથવા ( ૧૨ ) પોતાની માની માની તરફનો સપિંડ સગપણ ધરાવતો હોય તે ઉદાહરણ—ફિકરાની દિકરી. ભત્રિજી, ભાણેજ, મામો, ફોઇ, ફોઇની દિકરીનો દિકરો, બાપના મામાનો દિકરો, માની માશીનો દિકરો, એ બંધુ કહેવાય.

**અપ્રતિબંધ વારસો**

( ૫ ) 'અપ્રતિબંધ વારસો;' એટલે કેવળ જન્મ થવાથીજ પિતાના સ્વાધનમાં હક સંપ્રાપ્ત થાય છે તે; અને ( ૭ ) 'સપ્રતિબંધ' વારસો એટલે, કાંઈ અમુક હકીકત બને ત્યારેજ શરૂ થઇ અમલમાં આવી શકે એવો અવલંબી રહેલો વારસો.

**સપ્રતિબંધ વારસો**

**પેઢી ગણવાની રીત.**

૪ ( ૧ ) સીધી લીટીમાં ઉતરતી અગર ચડતી પેઢી ગણવામાં જે સખસથી પેઢી ગણવાની હોય તેને બાદ કરીને, તેના પછીના વંશને, અગર તેના પેહેલાંના પુર્વજો પૈકી જે પહેલો આવે તેનાથી અનુક્રમે એક, બે એ પ્રમાણે પેઢી ગણવી જોઈએ. ( ૨ ) બાજુની આડી લીટીની પેઢી ગણવામાં જે સખસની પેઢી ગણવાની હોય તેને ખાસ કરી સામાન્ય મુળ પુરૂષ સુધી ચડતી પેઢી ગણીને ત્યાંથી જે સખસનું સગપણ ગણવાનું હોય તેના સુધી ઉતરતી પેઢી ચાલુ અનુક્રમથી ગણવી માત્ર હોય ઉપરના સામાન્ય મુળ પુરૂષને એકજ વખતે ગણવો જોઇએ ઉદાહરણ— ( ૧ ) ભાઈ બીજી પેઢીનો સગોત્ર સપિંડ ગણાય; ( ૨ ) ભત્રીજો, તથા કાકો ત્રીજી પેઢીના સગોત્ર સપિંડ ગણાય; ( ૩ ) બાપની ફોઈ તથા માસીનો દિકરો ચોથી પેઢીના બંધુ ગણાય. ( ૪ ) બાપના મામાની દિકરી તથા માની ફોઇનો છોકરો પાચમી પેઢીના બંધુ ગણાય.

## બાબ ૨ જો.

### વારસાનાં સામાન્ય ધોરણો.

વારસો ઉતરવાના પ્રસંગ.

૫. જ્યારે કોઇ સખસ ( ક ) મરણ પામે, અથવા ( ખ ) સન્યસ્ત લઇ સંસારમાંથી વિરક્ત થાય ત્યારે તેની મિલકતનો વારસો હતરવાનો પ્રસંગ આવેલો જાણવો.

કઇ મિલકતનો વારસો ઉતરી શકે.

૬. વારસનો હક ફક્ત ( ક ) વિભક્ત થયેલા સખસની, ( ખ ) કોઇ પણ સખસની સ્વોપાર્જિત, કિંવા ( ગ ) સંસૃષ્ટ થએલા સખસની જે મિલકત મૃત્યુ-પત્રથી વ્યવસ્થા થયા સિવાય રહી હોય તેને લાગુ થાય છે.

વારસો કોઇની વાટ જોતો નથી.

૭. વારસો હતરે તેજ પ્રસંગે જે સખસો હયાત હોય તે પૈકી શ્રેષ્ટ હકદારોને વારસો સંપ્રાપ્ત થાય છે; નહીં જન્મેલા વારસોની વાટ જોવાઇ શકાય નહીં. ખુલાસોઃ—વારસો ઉતરવાની વેળા જે છોકરૂં ગર્ભમાં હોય તે વારસાના કારણસર જન્મેલુંજ છે એમ માનવું.

વારસોનો હક ઠરાવવાનાં સામાન્ય ધોરણ.

૮. ( ક ) વિશિષ્ટ વારસોના તથા ( ખ ) સ્ત્રીધન અગર સ્ત્રીની બીજી મિલકતના, વારસના ઠરાવોને પાત્ર રહીને વારસના શ્રેષ્ઠ હકનો નિર્ણય આ બાબમાં આપેલાં સામાન્ય ધોરણોને અનુસરીને કરવો.

વારસાનો વર્ગવાર ક્રમ.

૯. વારસાનો હક પ્રથમ ( ક ) સગોત્ર સપિણ્ડને, ત્યારબાદ ( ખ ) સમાનોદકાને, અને તેમના પછી ( ગ ) બંધુઓને, હતરે છે.

**એક વર્ગના અભાવે બીજો વર્ગ.**

૧૦. આ નિબંધથી બીજી રીતે ઠરાવ્યું ન હોય તો જુદા જુદા વર્ગના કિંવા પેઢીના વારસો એકી સાથે વારસો લઈ શકે નહીં; પરંતુ પ્રથમના વર્ગ કિંવા પેઢીના વારસોના માત્ર અભાવે તે પછીના વર્ગના કિંવા પેઢીના વારસોનો વારો આવી શકે છે.

**દુરની તથા નજીકની પેઢી અને સરખી પેઢીનાં સગાંઓનો હક.**

૧૧. ( ૧ ) બીજી સર્વ રીતે સરખી સ્થિતિના વારસો પૈકી જેઓ વધારે નજીકની પેઢીનાં સગાં હોય તેઓ દુરની પેઢીનાં સગાં કરતાં પ્રથમ વારસો લે છે. ( ૨ ) એક સરખા હકના અનેક વારસો હોય ત્યારે આ નિબંધમાં બીજી રીતે ઠરાવ્યું ન હોય તો, વારસો લેનારા સખસોને સરખા ભાગ મળી શકે તેવા અને તેટલા વારસાના ભાગ કરી પ્રત્યેક સખસને એક એક ભાગ આપવો.

**પુર્વજ અને વંશજની તથા કન્યાવંશથી ખંડિત અખંડિત પેઢીનાં વારસો.**

૧૨. બીજી સર્વ રીતે સરખી સ્થિતિના વારસો પૈકી, ( ક ) પુર્વજો અને તેમની પેઢીના વારસો કરતાં વંશજો અને તેમની પેઢીના વારસોનો, તથા ( ખ ) જે પેઢીની લીટીમાં શરૂઆતથી પુરૂષવંશ કન્યાવંશથી ખંડીત થયો હોય તેના કરતાં જે પેઢીની લીટી વધારે લાંબી અખંડિત ચાલેલી હોય તે પેઢીના વારસોનો શ્રેષ્ઠ હક્ક ગણાય છે.

ઉદાહરણ.—( ૧ ) દિકરાનો દોહિત્ર ભાણેજ કરતાં શ્રેષ્ઠ હક્કવાળો બંધૂ છે. ( ૨ ) પૌત્રનો દોહિત્ર દિકરાના પૌત્ર કરતાં શ્રેષ્ઠ હક્કવાળો બંધૂ છે. ( ૩ ) ભત્રીજાનો દિકરો દિકરીના દોહિત્ર કરતાં શ્રેષ્ઠ હક્કવાળો બંધૂ છે.

**સ્ત્રી, પુરૂષ, ઓરમાન તથા સહોદર વિગેરેનો વારસો.**

૧૩. એકજ પેઢી કિંવા વર્ગના વારસો પૈકી ( ક ) સ્ત્રી કરતાં પુરૂષનો, ( ખ ) કલમ ૩૦ ( ૨ ) ના ઠરાવોને પાત્ર રહીને ઓરમાન કરતાં સહોદર સગાંનો, તથા ( ગ ) કેવળ મા તરફનાં સગાં કરતાં એકલા બાપ તરફનાં સગાંનો, વારસાનો હક્ક શ્રેષ્ઠ ગણાય છે.

**ચકદીઠ અને માથાદીઠ વારસો.**

૧૪. સપ્રતિબંધ વારસો લેનારા પૈકી ( ક ) જે સખસે વારસો ( ૧ ) લીધો ન હોય, કિંવા ( ૨ ) લઈ શકતો ન હોય તેની મારફતે તેના પ્રતિનિધી તરીકે કોઈપણ સખસ વારસો લઈ શકે નહીં; તેમજ ( ખ ) જે સખસો ( ૩ ) અમુક શખ્સના પ્રતિનિધી તરીકે તેની મારફતે વારસાનો હક્ક રાખતા હોય તેઓ તે ચકદીઠ, અને ( ૪ ) જેઓ મરનારની સાથે પોતાની જાતના સગપણની રૂઈએ વારસાનો હક્ક રાખતા હોય તેઓ માથાદીઠ, વારસાના ભાગ લઈ શકે છે. ઉદાહરણ —( ક ) પોતાની પાછળ પોતાના વારસ તરીકે પોતાના ભત્રીજા બ ને મુકીને અ મૈયત થાય છે. અ ની સાથે બ પોતાની જાતના સગપણની રૂઈએ વારસાનો હક્ક રાખતો હોવાથી તે અ નો વારસો માથાદીઠ લે છે. ( ખ ) ઉપરના દ્રષ્ટાંતમાં જો બ એ અ નો ભત્રીજો ન હતાં કાકાનો દીકરો હોય અને તે અ નો વારસ હોય તો તે પણ પોતાની જાતના સગપણની રૂઈએ અ નો વારસો માથાદીઠ લે છે.

**સહભાગી કિંવા આગવો વારસો**

૧૫ આ નિબંધમાં બીજી રીતે ઠરાવ્યું ન હોય તો ( ક ) અપ્રતિબંધ વારસો લેનારા સખસો સહભાગી તરીકે અને ( ખ ) સપ્રતિબંધ વારસો લેનારા પોતપોતાની આગવી મિલકત તરીકે વારસો લે છે.

**અવિભાજય મિલકતના વારસો**

૧૬. મિલકત અવિભાજ્ય હોય અને વારસો એકી સાથે અનેક સખસોને ઉતર્યો હોય ત્યારે તે પૈકી સૌથી વડીલ સખસોનેજ તે વારસા પર હક્ક સંપ્રાપ્ત થાય છે.

## બાબ ૪ થો.

### વિશિષ્ઠ વારસો.

૧૭ ( ૧ ) મરનાર શખસના સંતાનનો વારસા ઉપર સૌથી શ્રેષ્ઠ હક્ક છે. ખુલાસો—સંતાન એટલે મરનારના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર ( ૨ ) માત્ર સંતાનનો વારસો અપ્રતિબંધ ગણાય છે. ( ૩ ) અનેક સંતાન હોય તો તેઓ એકી સાથે સહભાગી તરીકે વારસો લે છે; અને તે વહેંચવાના પ્રસંગે થડદીક સરખા ભાગ કરી તેમને તેના ભાગ આપવા જોઇએ. ( ૪ ) મિલકત અવિભાજ્ય હોય અને કુટુંબમાં વડ ચાલનો રિવાજ સાબિત થાય તો સર્વથી વડીલ પુત્રને વારસો મળે છે. ( ૫ ) દત્તક પુત્રને વારસાનો હક્ક દત્તક નિબંધ પ્રમાણે મળશે

સંતાનનો સૌથી શ્રેષ્ઠ હક્ક છે

૧૮. ( ૧ ) શુદ્રોમા દાસીપુત્રને તેના ( ક ) પિતાનો ( ખ ) સગી માનો તથા ( ગ ) તેજ માતા પિતાના પુત્ર કિંવા પુત્રીનો વારસો મળી શકે છે. બીજા કોઈ પણ સગોત્ર સપિંડ અગર બંધુનો વારસો મળી શકે નહી. ખુલાસો:—દાસીપુત્ર એટલે કાયમની રાખેલી સ્ત્રીનો અનૌરસ પુત્ર ( ૨ ) દાસીપુત્ર મરણ પામે તો તેની મિલ્કત ઉપર તેના માબાપનો, સગોત્ર સાપત્ન્યનો અગર બંધુઓનો તે જાણે ઔરસ પુત્રજ હોય એ પ્રમાણે વારસાનો હક્ક પોહોચી શકે છે.

શુદ્રોમાં દાસીપુત્રનો હક્ક

૧૯. ( ૧ ) કોઇ શુદ્રને દાસીપુત્રની સાથે ( ક ) ઔરસ સંતાન હોય તો એક ઔરસ પુત્રને વારસાના જે ભાગ આવે તેનો અડધો ભાગ ફક્ત દાસી પુત્રને મળી શકે અને જો ( ખ ) ( ૧ ) વિધવા ( ૨ ) ઔરસ દિકરી, કે ( ૩ ) ઔરસ દોહિત્ર હોય તો દાસી પુત્રને વારસાનો અડધો ભાગ મળી શકે છે. ( ૨ ) દાસીપુત્રના ઔરસ સંતાનને મરનારની મિલકતના વારસા ઉપર દાસીપુત્ર કરતાં વધારે હક્ક પ્રાપ્ત થતો નથી

દાસી પુત્રનો અંશ.

**દાસીપુત્રને અવિભક્ત મિલકત ઉપર હક્ક.**

૨૧ જો કોઇ શુદ્ર પિતા મરણ પામે ત્યારે તેના ઔરસ સંતાન વગ. દાસીપુત્ર અવિભક્ત સ્થિતિમા રહેતા હોય તો તેઓ એકી સાથે સહભાગી તરીકે વારસો લે છે, અને ત્યારબાદ જો ઔરસ સંતાન અવિભક્ત સ્થિતિમાજ મરણ પામે તો તેમની મિલકત દાસીપુત્રને પાછળ જીવતા રહેવાના કારણથી સંપ્રાપ્ત થાય છે તેવે પ્રસગે મરનાર શુદ્રની વિધવા, ઔરસ દીકરી અગર ઔરસ દૌહિત્રને કાંઈ પણ અંશ મળતો નથી

**વિધવાને વારસાનો હક્ક.**

૨૧ ( ૧ ) મરનાર શખસના સંતાનના અભાવે તેની વિધવાને વારસો મળે છે. ( ૨ ) જો અનેક વિધવાઓ હોય તો તેઓ સહભાગી તરીકે એકી સાથે એકત્ર વારસો લે છે. ( ૩ ) અવિભાજ્ય મિલકત હોય તો તે સૌથી પ્રથમ પરણેલી વિધવાને સંપ્રાપ્ત થાય છે.

**અનેક વિધવાઓનો એકત્ર હક્ક**

૨૨ અનેક વિધવાઓને એકી સાથે પ્રાપ્ત થએલી વારસાની સ્થાવર અગર જંગમ મિલકતમા તેઓ ( ક ) આપસઆપસની સમજુતથી, અગર ( ખ ) ન્યાયાધીશીના હુકમનામાથી વિભાગ પાડી શકશે.

**દિકરીને વારસાનો હક્ક**

૨૩. ( ૧ ) મરનાર સખસની વિધવાના અભાવે તેની દિકરીને વારસો મળે છે. ( ૨ ) દિકરીઓમા ( ક ) પરણેલી કરતા કુંવારીનો અને ( ખ ) પરણેલીઓમા સધન કરતા નિરધનનો, અને ( ગ ) અવિભાજ્ય મિલકત હોય તો, રકમ ( ક ) તથા ( ખ ) ના ઠરાવોને પાત્ર રહીને જે તે વર્ગની સૌથી વડીલ દિકરીનો હક્ક શ્રેષ્ઠ ગણાય છે.

**દૌહિત્રને વારસાનો હક્ક.**

૨૪. ( ૧ ) મરનાર સખસની દિકરીના અભાવે તેના દૌહિત્રને વારસો મળે છે. ( ૨ ) એકજ દિકરીથી અગર જુદી જુદી જુદી દિકરીઓથી થએલા દૌહિત્રો પોતપોતાનો આગવો માથાદીઠ વારસો લે છે.

૨૫. (૧) મરનાર સખસના દૌહિત્રના અભાવે તેના બાપને વારસો મળે છે (૨) બાપના અભાવે સગી માને વારસો મળે છે (૩) ઓરમાન માને માત્ર સગા સપિણ્ડ તરીકે વારસો મળી શકે છે.

વારસા ઉપર માબાપનો હક્ક

૨૬ (ક) મરનાર સખસની માના અભાવે, તેના સહોદર ભાઇને, અને (ખ) સહોદર ભાઇના અભાવે, સહોદર ભાઇના પુત્રને, વારસો મળે છે

વારસા ઉપર સગા ભાઇ અને ભત્રીજાનો હક્ક.

૨૭ મરનાર સખસના સગા ભત્રીજાના અભાવે તેના બાપની માને વારસો મળે છે.

દાદીને વારસાનો હક્ક

૨૮. મરનાર સખસના બાપની માના અભાવે તેની સગી બેહેનને વારસો મળે છે

વારસા ઉપર સગી બહેનનો હક્ક

૨૯ (ક) ઓરમાન ભાઇ તથા ઓરમાન ભત્રીજાને માત્ર સગોત્ર સપિણ્ડ તરીકે, તથા (ખ) ઓરમાન બેહેનને ઓરમાન ભાઇના અભાવે અને તેના પછી વારસાનો હક્ક પ્રાપ્ત થાય છે.

ઓરમાન ભાઈ ભત્રીજા તથા બેહેનના વારસાપર હક્ક

## બાબ ૪ થી.

### અવશિષ્ટ વારસો.

**વારસા ઉપર સગોત્ર સપિંડ તથા સમાનોદકનો હક**

૩૦ (૧) મરનાર શખસની સગી બેહેનના અભાવે (ક) તેના સગોત્ર સપિંડોને, અને ત્યાર પછી (ખ) તેના સમાનોદકોને, બાબ ૨ ના ઠરાવોને અનુસરીને વારસો મળે છે. (૨) સગોત્ર સપિંડ, તથા સમાનોદકોમા સહોદર, ઓરમાનનો ભેદ ગણાતો નથી. (૩) (ક) સગોત્ર સપિંડની, અગર (ખ) સમાનોદકની, વિધવા પોતપોતાના ધણીની જગ્યાએ ગણાય છે, અને પોતાના જેટલીજ દુરની પેઢીના સભ્યો પૈકી અનુક્રમે કોઇ પુરૂષ સગોત્ર સપિંડ અગર પુરૂષ સમાનોદકને અભાવે વારસાની હકદાર ગણાય છે.

**બંધુનો પ્રકાર**

૩૧. બંધુઓમા વારસાના હકનો ક્રમ નીચે પ્રમાણે ગણવામાં આવશે— પ્રથમ (ક) આત્મબંધુ, (૧) બાપ તરફના, પછી (૨) મા તરફના, ત્યાર-પછી (ખ) પિતૃબંધુ, અને છેવટે (ગ) માતૃબંધુ. ઉદાહરણ—(૧) ફોઇનો દિકરો બાપના તરફનો આત્મબંધુ છે. (૨) મામાનો દિકરો, માસીનો દિકરો, મા તરફના આત્મબંધુ છે. (૩) બાપના મામાનો દિકરો, બાપની માસીનો દિકરો, પિતૃબંધુ છે (૪) માના મામાનો દિકરો, માની માસીનો દિકરો, માતૃબંધુ છે

**સગોત્ર સપિંડની દિકરી આત્મબંધુ છે.**

૩૨. (૧) સગોત્ર સપિંડની દિકરી અને તેના પુત્ર, પૌત્ર તથા દૌહિત્ર બધુ થતા હોય તો તેઓ મરનારના બાપ તરફના આત્મબંધુ ગણાય છે. (૨) માતામહ તથા તેના પુર્વજો અને તેઓની દિકરી અને તે દિકરીના પુત્ર પૌત્ર તથા

દૌહિત્ર બન્ધુ થયા હોય તો તેઓ મરનારની માના તરફના આત્મબન્ધુ. ગણાય છે. ઉદાહરણ—( ૨ ) બાપની ફોઇ, બાપની ફોઇનો દિકરો, કાકાની દિકરીનો પૌત્ર, ભત્રીજીનો દૌહિત્ર બાપના તરફના આત્મબન્ધુ છે ( ૨ ) મામાની દિકરી, તથા મામાની દિકરીનો દૌહિત્ર, માસી, માસીનો પૌત્ર, માના કાકા, તથા માના કાકાનો દૌહિત્ર, માની ફોઇ તથા માની ફોઇનો પૌત્ર માના તરફના આત્મબન્ધુ છે

---

**સંતાન પછી માબાપ અને સગો ભાઇ**

૩૫. ( ૧ ) સંસૃષ્ટ થએલા સખસના સંતાનના અભાવે સંસૃષ્ટ થએલા સહભાગીનો વારસો બીજા સંસૃષ્ટ સહભાગીને નીચેના ક્રમે ઉતરે છે: ( ૨ ) ( ૨ ) માબાપ પૈકી સંસૃષ્ટ માને સંસૃષ્ટ બાપ કરતા પહેલો વારસાનો હક્ક મળે છે. ( ૩ ) સંસૃષ્ટ માબાપને અભાવે સંસૃષ્ટ સહોદર ભાઇને, અને સંસૃષ્ટ સહોદર ભાઇને અભાવે સંસૃષ્ટ સહોદર બેહેનને વારસાનો હક્ક મળે છે.

**અસંસૃષ્ટ સહોદર ભાઇ અને સંસૃષ્ટ ઓરમન ભાઈના સરખા હક્ક**

૩૬ સંસૃષ્ટ થએલા સખસને સંતાન નહીં હોય અને સંસૃષ્ટ થએલા સહોદર ભાઈ બેહેન ન હોય તો તેના ( ક ) સંસૃષ્ટ થએલો ઓરમાન ભાઈ ( ખ ) સંસૃષ્ટ થએલો કાકો ( ગ ) અસંસૃષ્ટ બાપ, તથા ( ઘ ) અસંસૃષ્ટ સહોદર ભાઈ. એ પૈકી જે હશે તેમને એકી સાથે મરનારનો વારસો સરખે ભાગે મળશે.

**યતી તથા બ્રહ્મચારીનો વારસો.**

૩૭. વિશેષ રિવાજને પાત્ર રહીને, ( ક ) યતિનો વારસો તેના શિષ્યને, તથા ( ખ ) બ્રહ્મચારીનો વારસો તેના ગુરૂને ઉતરે છે.

**સંસૃષ્ટ કુટુંબના બીજાં સંબંધુત સભાંઓ.**

૩૮. ( ૧ ) કલમ ૩૪, ૩૫ તથા ૩૬ માં બતાવેલા કોઇપણ સગાના અભાવે ( ક ) જે કોઈ સહભાગી મરનારની સાથે સંસૃષ્ટ થઇ રહેતો હોય તેને, ( ખ ) એક સખસના અભાવે મરનારની વિધવાને, અને ( ગ ) મરનારની વિધવાના અભાવે મરનારની દિકરીને, મરનારની મિલકતનો વારસો ઉતરે છે. ( ૨ ) કલમ ૩૪, ૩૫, ૩૬ તથા ૩૮ ની પેટા કલમ ( ૧ ) ની રકમ ( ક ) મા કહેલા વારસો હોય તો મરનારની વિધવાને તથા પરણતાં સુધી તેની દીકરીને માત્ર અન્ન વસ્ત્ર મળવાનો હક્ક છે.

૩૯. બાબ ૨, ૩, ૪ તથા ૫ માં જણાવેલા કોઇ પણ વારસ પાછળ મુકયા વિના કોઇ સખસ મરણ પામે ત્યારે, તેની નિવારસી મિલકતનો વારસો શ્રીમંત સરકારને પ્રાપ્ત થાય છે.

છેવટનો વારસ રાજ્ય.

---

## બાબ ૬ ઠો.

### સ્ત્રીની મિલકત અને તેના વારસો .

૪૦. સ્ત્રીની મિલકત બે પ્રકારની હોય છે.–( ક ) સ્ત્રીધન અગર સ્ત્રીની ખાસ મીલકત, અને ( ખ ) તે સિવાયની, સ્ત્રીની બીજી સાધારણ મિલકત.

સ્ત્રીની મિલકતના પ્રકાર

૪૧. સ્ત્રીધનમાં નીચે લખેલા પ્રકારની મિલકતનો સમાવેશ થાય છે.–

સ્ત્રીધનના પ્રકાર. ( ક ) યૈતક: એટલે લગ્ન વખતે લગ્ન નિમિતે કન્યાને કોઇપણ સખસ તરફથી મળેલી મિલકત; અને તેમા ( ૧ ) વિવાહનો હોમ થતી વખતે અગ્નિ સમક્ષ જે કાંઇ મળેલું હોય તે અધ્યાગ્નિ સ્ત્રીધનનો, ( ૨ ) સાસરે વળાવતી વખતે પેહેરામણીમાં, આણામા અગર બીજી રીતથી જે કાઈ મળેલું હોય તે અધ્યાવહનિક સ્ત્રીધનનો, તથા (૩) વર તરફથી અગર પરણી ઉઠયા પછી કન્યાના માબાપ, ભાઇઓ વીગેરે પીયરનાં સગા તરફથી, તેમજ સાસરે આવ્યા બાદ સાસુ સસરા વિગેરેને પ્રણામ કરતી વેળા સાસરીઆં તરફથી, જે મળેલું હોય તે પ્રીતિદત્ત અગર પરીણય સ્ત્રીધનનો સમાવેશ થાય છે; ( ખ ) અયૈતક: એટલે લગ્ન પહેલાં, અગર લગ્ન પછી પરિણિત સ્થિતિમા મેળવેલી મિલકત, અને તેમા ( ૪ ) લગ્ન પછી ઘરના કુટુબમાથી જે કાઇ મળ્યું હોય તેવા અન્વાધેય સ્ત્રીધનનો. ( ૫ ) પરણેલી અગર વગર પરણેલી સ્ત્રીને સાસરેથી અગર પિયેરથી માબાપ, ભાઇ અગર બીજાં સગાં તરફથી જે કાઈ મળ્યું હોય તેવા સૌદાયિક સ્ત્રીધનનો, ( ૬ ) એક ઉપર બીજી સ્ત્રી સાથે લગ્ન કરતી-વેળા પહેલી સ્ત્રીનું મન મનાવવા આપેલું હોય એવા અધિવેદનિક સ્ત્રી-

ધનનો, તથા ( ગ ) અન્ન વસ્ત્ર બદલ જે કાંઈ મળેલું હોય તે વૃત્તિનો સમાવેશ થાય છે, ( ઘ ) શુલ્ક એટલે પલ્લું અગર સાસરે પોતાનો સંસાર બરાબર ચલાવી શકાય તે માટે ઘર વખરાના વપરાસની ચીજોના બદલામા જે કાંઇ મળેલુ હોય તે, તથા ( ઘ ) ઉપર જણાવેલા કોઇપણ પ્રકારના સ્ત્રીધનવડે સંપાદન કરેલી મિલકત.

**સ્ત્રીની બીજી મિલકતના પ્રકાર**

૪૨ ( ૧ ) સ્ત્રીની બીજી સાધારણ મિલકતમા સ્ત્રીધન સિવાયની ( ક ) ( ૧ ) પુરૂષ, અગર ( ૨ ) સ્ત્રી તરફથી વારસામા ઉતરેલી, ( ખ ) ત્રાહિત માણસ પાસેથી બક્ષીસમા મેળવેલી, ( ગ ) વિભાગથી પ્રાપ્ત થએલી, ( ઘ ) જાત મહેનત અથવા સ્વકલાકૌશલ્યથી ઉપાર્જીત કરેલી અગર બીજી રીતે મળેલી ( ક ) ખરીદ કરેલી, અગર ( ચ ) જડેલી, મિલકતનો સમાવેશ થાય છે ( ૨ ) પેટાકલમ ( ૧ ) પેકી રકમ ( ખ ) તથા ( ઘ ) મા કહેલી મિલકત જો પતિના મરણ પછી કાયમ રહી હોય તો તે તેવે વખતે તે સ્ત્રીધન ગણાય છે

**સ્ત્રીધન ઉપર સ્ત્રીનું સ્વામીત્વ**

૪૩. ( ૧ ) પતિ પાસેથી મેળવેલી સ્થાવર મિલકત સિવાયના બીજા સર્વ પ્રકારના સ્ત્રીધન ઉપર સ્ત્રીનુ સ્વતંત્ર સ્વામીત્વ છે અને ( ૨ ) તેવું સ્ત્રીધન સ્ત્રીના મરણ પછી તેના પોતાના વારસોને ઉતરે છે,

**કુમારીકાના સ્ત્રીધનનો વારસો**

૪૪ ( ૧ ) કુંવારી કન્યાના સ્ત્રીધનનો વારસો, તેના ( ક ) સહોદર ભાઇઓને, તેમના અભાવે ( ખ ) માને, અને માના અભાવે, ( ગ ) બાપને, અને બાપના અભાવે, ( ઘ ) બાપના તરફના સગાઓના સાધારણ વારસાના નિયમ તથા ક્રમ પ્રમાણે ઉતરે છે, ( ૨ ) પરંતુ કુંવારા વ્યવહારમાં સાસરા તરફથી જે કાંઇ દાગીના અગર ભેટ મળ્યા હોય તે સાસરે પરત જાય છે.

**યૌતકનો વારસો**

૪૫ પરણેલી સ્ત્રીના સ્ત્રીધન પૈકી યૌતકનો વારસો તેનો ( ક ) દિકરીઓને અને દિકરીઓ પૈકી પ્રથમ ( ૧ ) કુવારી દીકરીને અને ત્યારબાદ ( ૨ ) પરણેલી દિકરીઓને, અને તે પૈકી જેઓ નિર્ધન હોય તેમને પ્રથમ અને તેમના અભાવે સધન દિકરીઓને ( ખ ) દિકરીના અભાવે દિકરીની દિકરીને અને ( ગ ) તેના અભાવે દૌહિત્રને, ( ઘ ) દૌહિત્રના અભાવે પુત્રને ( ઙ ) પુત્રના અભાવે પૌત્રને અને ( ચ ) પૌત્રના અભાવે ( ૩ ) જો તે સ્ત્રીનું લગ્ન બ્રાહ્માદિ પસંદ કરેલી વિધિથી થએલું હોય તો તેના પતિને અને ( ૪ ) પતિના અભાવે પતિના સગાઓને અને તેમના અભાવે પોતાના માતા પિતા તથા તેના સગાઓને સાધારણ વારસાના નિયમ તથા ક્રમ પ્રમાણે અને ( ૫ ) જો તે સ્ત્રીનું લગ્ન અસુરાદિ નાપસંદ વિધિથી થએલું હોય તો તેની મા તથા તે પછી તેના બાપને અને ( ૬ ) બાપના અભાવે બાપના સગાઓને અને તેમના અભાવે પોતાના પતિ તથા તેના સગાઓને સાધારણ વારસાના નિયમ તથા ક્રમ પ્રમાણે ઉતરે છે

**અયૌતકનો વારસો**

૪૬ ( ૧ ) પરણેલી સ્ત્રીના સ્ત્રીધન પૈકી અયૌતકનો વારસો તેના પુત્રને તથા દિકરીઓને સરખા ભાગે ઉતરે છે ( ૨ ) દિકરીઓ પૈકી પ્રથમ કુવારી દિકરી અને તેના અભાવે પરણેલી દિકરીઓ, પુત્રની સાથે વારસાનો ભાગ લે છે ( ૩ ) પુત્ર, પુત્રીના અભાવે સ્ત્રીની બીજી સાધારણ મિલકતના વારસાના ક્રમ તથા નિયમો પ્રમાણે અયૌતક સ્ત્રીધનનો વારસો ઉતરે છે

**શુલ્કનો વારસો**

૪૭ ( ૧ ) પરણેલી સ્ત્રીના સ્ત્રીધન પૈકી શુલ્કનો વારસો અયૌતક સ્ત્રીધન પ્રમાણેજ ઉતરે છે ( ૨ ) માત્ર સવાનના તથા કન્યાની સવતીના અભાવે શુલ્ક તે સ્ત્રીના ( ક ) સહોદર ભાઇઓને તેમના અભાવે ( ખ ) માને, માના અભાવે ( ગ ) બાપને અને બાપના અભાવે ( ઘ ) બાપના બીજા સગાઓને સાધારણ વારસાના ક્રમ તથા નિયમો પ્રમાણે ઉતરે છે

૪૮ સ્ત્રીની બીજી સાધારણ મિલકતનો વારસો સ્ત્રીધનના વારસાના નિયમ તથા ક્રમ પ્રમાણેજ માત્ર નીચેના ફેરફારથી ઉતરે છે; એટલે એક સરખી પેઢીના વારસોમાં સ્ત્રી સંતતિ કરતા પુરૂષ સતંતિનો શ્રેષ્ઠ હક્ક ગણાય છે.

સ્ત્રીની બીજી ગીલકતનો વારસો.

૪૯ સ્ત્રીની બીજી સાધારણ મીલકત, જો તે સ્ત્રીએ (ક) (૧) દિકરીના સગપણથી, (૨) બેહેનના સગપણથી, કે (૩) ભત્રીજીના સગપણથી મેળવેલી હોય તો તે ઉપર તે સ્ત્રીનું સ્વતંત્ર સ્વામીત્વ ગણાય છે, (ખ) (૪) વિધવા પત્ની તરીકે અગર (૫) માના સગપણથી, અથવા (૬) બીજા કોઇ સગપણથી જે મિલકત વારસામાં મેળવેલી હોય તે ઉપર તે સ્ત્રીનું માત્ર મર્યાદિત સ્વામીત્વ ગણાય છે; (ગ) પરંતુ જો માના, દાદીના, અગર બીજા સગપણથી કોઇ સ્ત્રીની તરફથી તેને વારસામાં મિલકત મળેલી હોય તો તે ઉપર તે સ્ત્રીનું સ્વતંત્ર સ્વામીત્વ ગણાય છે.

સ્ત્રીની બીજી ગીલકત ઉપરનું સ્વાગીત્વ

૫૦. સ્ત્રીની બીજી સાધારણ મિલકત પૈકી જે મિલકત ઉપર તેનું (ક) સ્વતંત્ર સ્વામિત્વ હોય છે તે તેના મરણ પછી ક્રમ ૪૮ માં જણાવેલા તેના પોતાના વારસોને ઉતરે છે: અને (ખ) મર્યાદિત સ્વામિત્વ હોય છે તે તેના મરણ પછી તેના પેહેલાંનાજ સ્વતંત્ર સ્વામિત્વવાળા માલીકના વારસોને ઉતરે છે.

સ્ત્રીની બીજી સાધારણ મિલકત પૈકી જે મિલકત ઉપર સ્ત્રીનું સ્વતંત્ર કે મર્યાદિત સ્વામિત્વ હોય તેનો વારસો.

૫૧. સ્ત્રીધનનો તથા સ્ત્રીની બીજી મિલકતનો વારસો સપ્રતિબંધ ગણાય છે.

સ્ત્રીધનનો વારસો સપ્રતિબંધ છે.

## બાબ ૭ મો.

### અનંશ.

**વારસા માટે નાલાયકી.**

૫૨ આ કલમમા જણાવેલા સખસો અનંશ, એટલે વારસોને માટે નાલાયક ગણાય છે; અને વારસો ઉતરવાના પ્રસગે તેઓ ભલે હયાતજ ન હોય એમ ગણારો:— (ક) જન્મથી (૧) નપુંસક (૨) આંધળો, અગર (૩) મુંગો કે, (૪) બેહેરો હોય, (ખ) કંટાળો ઉપજાવે તેવા ચેપી અને અસાધ્ય રોગથી પીડાતો હોય, (ગ) ખરાં ખોટાની પારખ કરી ન શકે એવો ઉન્મત્ત અગર તદન ગાંડો હોય, (ઘ) સંન્યાસી હોય, અને (ક) વિધવા પત્ની વ્યભિચારી વર્તણુકવાળી હોય તો

**અનંશના વારસો**

૫૩. અનંશ સખસના વારસોને અનંશના પ્રતિનીધી તરીકે વારસો ઉતરતો નથી, પરંતુ મરનાર મુળ સખસની સાથે તેઓના પોતાના સગપણની રૂઇએ વારસાના ઉપર તેમનો હક્ક ઉત્પન્ન થઇ શકે છે.

**સંપ્રાપ્ત થઇ ચુકેલો વારસો નાલાયકીથી ખુંચાવી લઇ શકાય નહીં.**

૫૪ અનંશની નાલાયકી માત્ર વારસો ઉતરતાં પ્રતિબંધ કરે છે; પરંતુ વારસો સંપ્રાપ્ત થયા પછી તેવી નાલાયકીના લીધે, મળેલો વારસો પાછો લેવાઇ શકતો નથી

**નાલાયકી બંધ પડયાનું પરિણામ.**

૫૫. અનંશની નાલાયકી બંધ પડયાથી તે સખસ વારસાને માટે લાયક અને હક્કદાર થાય છે; માત્ર તેવે પ્રસંગે જે સખસને વારસો એકવાર સંપ્રાપ્ત થઇ ચુકયો હોય તેનો હક્ક તે ખુંચી લઇ શકતો નથી; પરંતુ તેવા સંપ્રાપ્ત થએલા હક્કદાર સખસના મરણ વખતે લાયક થએલા અનંશો વારસાના હકમા આવે છે.

તારીખ ૨૨ માહે નવેંબર સન ૧૯૧૦.

K. V. SARANGPANI.

ન્યાયમંત્રી.

## પરિશિષ્ટ ૨.

# અવિભક્ત હિંદૂ કુટુંબ વિષે નિબંધ.

(સંવત્ ૧૯૮૨ સુધી થએલા સુધારા વધારા સાથે)

**ઉદ્દેશ** — હિંદૂ ધર્મશાસ્ત્રના અવિભક્ત હિંદૂ કુટુંબ સંબંધી મૂલતત્વોની વ્યાખ્યા કરી નિબંધ કરવો ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેના-ખાસખેલ સમશેર બહાદૂર એમણે નીચે પ્રમાણે ઠરાવ્યુ છે —

## બાબ ૧ લો.

### પ્રારંભના નિયમ.

**સંજ્ઞા** ૧ આ નિબંધને "અવિભક્ત હિંદૂ કુટુંબ સબંધી નિબંધ" કહેવો

**શરૂઆત** ૨ (૧) આ નિબંધ મિતિ ફાલ્ગુન સુદી ૧ સવત્ ૧૯૬૭ ના રોજ એટલે તારીખ ૧ માહે માર્ચ સન ૧૯૨૧ ના રોજ અમલમા આવશે. (૨) પરંતુ એમ ઠરાવવામા આવે છે કે, કોઇ કુટુંબ, વર્ણ અગર દેશમા

**વિશેષ કુલાચારને બાધ નથી** — આ નિબંધમા કહેલી કોઇપણ બાબતસર પ્રમાણ ગણેલા અને માન્ય થએલા તેવા ચાલુ રીત રિવાજને આ માહેની કોઇ પણ બાબતથી પ્રતિબંધ થતો નથી.

**વ્યાખ્યા** ૩ આ નિબંધમા વિષય ઉપરથી અથવા પૂર્વાપર સંબંધથી બાધ આવતો ન હોય તો, (ક) "પુત્ર" એ શબ્દમા પૌત્ર, તથા પ્રપૌત્રનો સમાવેશ થાય છે, પછી તે

"પુત્ર" ઔરસ હોય કે કાયદેસર દત્તક લીધેલો હોય, (ખ) "અનંશ" "દાસીપુત્ર," "અપ્રતિબંધ વારસો" તથા સપ્રતિબંધ વારસો એ શબ્દોનો અર્થ હિંદુ વારસાના નિબંધમાં એ શબ્દોની વ્યાખ્યા જે પ્રમાણે કરી છે તે પ્રમાણે થાય છે.

'અનંશ,' 'દાસીપુત્ર' 'અપ્રતિબંધ વારસો' તથા 'સપ્રતિબંધ વારસો.'

---

## ભાગ ૨ જો.

### અવિભક્ત કુટુંબ.

અવિભક્ત કુટુંબ.

૪ સહભાગીઓ અને સમાશ્રિતો મળીને અવિભક્ત કુટુંબ થાય છે

સહભાગીઓ.

*૫ અવિભક્ત હિંદુ કુટુંબમાં રહેતા મૂળ પુરૂષના પુરૂષ વંશજો તથા જીવતો હોય તો તે મૂળ પુરૂષ સહભાગીઓ ગણાય છે, કોઇ પુરૂષ વંશના પ્રપિતામહનો પિતા જીવતો હોય અને તે પિતા બીજા સખસો સાથે સહભાગી હોય તો તેની હયાતીમાં એવા પુરૂષ વંશજને સહભાગી ગણાય નહીં, પણ તે પ્રપિતામહના પિતાના મરણ પછી જો તે પુરૂષ વંશજના પિતા, પિતામહ, અથવા પ્રપિતામહ પૈકી કોઇ જીવતો હોય તો તે પુરૂષ વંશજ સહભાગી થાય છે ખુલાસો—વંશજોમાં દત્તક વંશજોનો સમાવેશ થાય છે.

---

* કલમ ૫ સંવત ૧૯૮૨ ના નિબંધ ૪૦ થી સુધરી છે. જુઓ આ. પ ભાગ ૨, તારીખ ૫ આઠે આગસ્ટ સન ૧૯૨૬.

**સહભાગીઓની સમાશ્રિતો.**

૬. (ક) પત્નીઓ, (ખ) માઓ, તથા પિતામહીઓ, તથા પ્રપિતામહીઓ, (ગ) અવિવાહિત કન્યાઓ; (ઘ) દાસીપુત્રો, તથા (ઙ) મેયત સહભાગીઓની વિધવાઓ, (ચ) મેયત સહભાગીઓની જે રક્ષાઓ તેમના જીવતાં સુધી અવિભક્ત કુટુંબમાં રહી હોય તે, તથા (છ) અનંશો, તેમની પત્નીઓ, વિધવાઓ તથા અવિવાહિત કન્યાઓ. સહભાગી ગણાતાં નથી, પરંતુ તે અવિભક્ત કુટુંબના સમાશ્રિતો ગણાય છે. ખુલાસોઃ—(૧) અનંશના પુત્રો જાતે અનંશ ન હોય તો કલમ ૫ ના ઠરાવને પાત્ર રહીને સહભાગી થઇ શકે છે. (૨) જે સ્ત્રી મેયત સહભાગીને પરણીને તેની સ્ત્રી તરીકે રહી હોય, પરંતુ જેનું લગ્ન કાયદાથી નિરર્થક થતું હોય તે સ્ત્રી આ કલમના અર્થ પ્રમાણે રક્ષા ગણાય છે.

**શૂદ્રના દાસીપુત્રો સહભાગી થાય છે.**

૭. શૂદ્રોમાં મેયત પિતાના દાસીપુત્રો તથા તેવા પુત્રોના પુત્રો અને પ્રપૌત્રો, જો તેઓ વિભક્ત થયા ન હોય તો, અને અનંશ ન હોય તો, પરસ્પર સહભાગી ગણાય છે. તેમજ તેઓ મેયત પિતાની વેહેંચાયલી અગર સ્વાર્જીત મિલકતના સંબંધમાં તેના ઔરસ પુત્રોના પણ સહભાગી ગણાય છે.

વ્યય વગર મેળવેલુ હોય તો તે વિદ્યા કે કલાકૌશલ્યની મદદથી, ( ૩ ) શૌર્યથી, ( ૪ ) પોતાને હિતસ્વીઓએ આપેલી બક્ષીસથી, અથવા ( ૫ ) લગ્ન વખતે મળેલી બક્ષીસથી જે મિલ્કત સપાદન કરી હોય તે મિલકત, ( ખ ) કોઇ વિરાસીત માણસે બધાની લીધેલી વડિલોપાર્જીત જગમ મિલકત બીજા સહભાગીઓની સ્પષ્ટ અગર ગર્ભિત પરવાનગી લેઇને પોતે પુન સંપાદન કરેલી હોય તે મિલકત, ×( ગ ) માતાપિતાએ અથવા તે પૈકી કોઇ એકે પ્રીતિને લીધે બક્ષીસ આપેલી મિલકત, ( ઘ ) સપતિબધ વારસામા મેળવેલી મિલકત, ( ઙ ) ઉપર કહેલી તમામ મિલકતમાથી થએલુ જે ઉત્પન્ન તથા તેની સહાયતાથી જે મિલકત પ્રાપ્ત કરી હોય તે ઉત્પન્ન તથા મિલકત, તથા ( ચ ) પ્રાપ્ત કરેલી બીજી જે મીલકત જે તે કામની વિશેષ હકીકત પરથી ન્યાયાધિશી સ્વાર્જીત ઠરાવે તે મિલકત, સંપાદન કરનાર સહભાગીની સ્વાર્જીત મિલકત ગણાય છે, અને તેના ઉપર બીજા સહભાગીઓનો હકક નથી ( ૨ ) પરતુ એમ ઠરાવ વામા આવે છે કે, સ્વાર્જીત મિલકત ઉપરનો પોતાનો સ્વાતત્ર હકક છાડી દેવાના સ્પષ્ટ અગર ગર્ભિત હેતુથી કુટુબની સમાયિક મિલકતમા સહભાગી સ્વાર્જીત મિલકત બુદ્ધિપૂર્વક મેળવી દે તો તે મિલકતનું સ્વાર્જીતપણું નષ્ટ થાય છે

કઇ મિલકત અવિભક્ત કુટુબની સમાયિક મિલકત ગણાય

૯ ( ક ) એક સામાન્ય પૂર્વજ તરફથી પુરૂષ વશજોમા પરપરાથી ઉતરેલી, અથવા ( ખ ) કલમ ૮ મા દર્શાવેલી રીત શિવાયની બીજી રીતે સપાદન કરેલી તથા ( ગ ) તેની અથવા તેના ઉત્પન્નની સાહ્યતાથી મેળવેલી અથવા ( ઘ ) તેના ઉપયોગથી કિંવા મોબદલાથી પ્રાપ્ત થએલી, મિલકત અવિભક્ત કુટુબની સમાયિક મિલકત ગણાય છે

**કુટુંબની નષ્ટ થએલી અને પુનઃપ્રાપ્ત થએલી મિલકત.**

૧૦ સમાયિક મિલકત ઉપરનો કુટુંબનો હક્ક નષ્ટ થઇને તે બીજા કોઇની પાસે જાય અને તેજ સખસ ફરી તેજ મિલકત કે તેનો કોઈ ભાગ કુટુંબમાંના કોઇ સહભાગીને પાછો આપે તો માત્ર તેટલા ઉપરથીજ તે મિલકત કુટુંબની સમાયિક મિલકત થતી નથી.

---

## બાબ ૪ થી.

### સમાયિક મિલકતમાં સહભાગીઓના પરસ્પર હક્ક તથા જવાબદારી.

**સહભાગીઓના પરસ્પર હક્ક.**

*૧૧. તમામ સહભાગીઓ કુટુંબની સઘળી સમાયિક મિલકતના સમાયિક માલીક છે, પરંતુ તેની વેહેંચણી થતાં સુધી તે મિલકતમાંના કિંવા તેના કોઇપણ ભાગમાંના કિંવા તેના ઉત્પન્નમાંના અમુક નિશ્ચિત ભાગનો અથવા તેનાં, સ્વતંત્ર હિતસંબંધનો સ્વતંત્રપણે કબજો મેળવવાનો અને તેનો આગવો ઉપભોગ લેવાનો કોઇ એક સહભાગીને હક્ક નથી.

**કોઇ સહભાગીના મરણ પછી તેનો હિતસંબંધ કેવી રીતે બીજા તરફ ઉતરે છે.**

૧૨. કોઇ સહભાગી મરણ પામે તો તેનો સમાયિક મિલકતમાંનો અનિશ્ચિત હિતસંબંધ તેના અવિભક્ત પુત્ર, પૌત્ર તથા પ્રપૌત્ર, જો હયાત હોય તો, તેમના તરફ ઉતરે છે અને તેમના અભાવે બીજા સહભાગીઓને વેહેંચણીના નિયમોને અનુસરીને જાય છે.

---

* કલમ ૧૧ સંવત ૧૯૭૨ ના નિબંધ ૪૦ થી છે જુઓ આ. પ. ભાગ ૨, તારીખ ૫ માહે આગસ્ટ સન ૧૯૧૬.

**કેવા પ્રકારનો ખર્ચ સહભાગીને સમાયિક મિલકતમાંથી મળી શકે.**

૧૩ સહભાગીને સમાયિક મિલકતમાથી ( ક ) ( ૧ ) પોતાને માટે, ( ૨ ) પોતાની પત્ની માટે, ( ૩ ) પોતાના છોકરાને માટે, તથા ( ૪ ) પોતે જેમનુ ભરણપોષણ કરવાને બંધાયલા હોય તેમના માટે, ભરણપોષણનો, તથા ( ખ ) પોતે અને રકમ ( ક ) મા દર્શાવેલા બીજા સખસોએ કરવાની હરહમેશની અને યોગ્ય ધર્મક્રિયા તથા સંસ્કાર કરવાનો, ( ગ ) પોતાના છોકરાંના શિક્ષણનો, તથા ( ઘ ) પોતાની છોકરીઓના અને પોતાના કુટુંબની બીજી આશ્રિત સ્ત્રીઓના લગ્નનો કુટુંબની સ્થિતિને અનુસરીને જરૂરનો ખર્ચ મેળવવાનો હક્ક છે

**મીલકતના વાપર સંબંધી સહભાગી-નો હક્ક**

૧૪ કોઇપણ સહભાગીને કુટુંબની સમાયિક મિલકતમાથી કે તેના કોઇ ભાગમાના સમાયિક કબજામાથી, ઉપભોગમાથી અને વહિવટમથી કાઢી મુકવાનો અથવા તેવી મિલકતને નુકશાન કરવાનો અથવા તેનો પોતાની મેળે ગેરફાયદેસર ઉપયોગ કરવાનો અથવા તે મિલકતના સ્વરૂપમા અને તેની વાપરવાની રીતમા ફેરફાર કરવાનો કોઈપણ સહભાગીને હક્ક નથી

**અવિભાજ્ય મિલકતમાંથી સહભાગીઓને અને સમાશ્રિતોને મળવાનો હક્ક**

૧૫ અવિભક્ત કુટુંબની મિલકત સર્વાંશે અથવા મોટે ભાગે અવિભાજ્ય હોઇ એકજ માણસને ઉતરતી હોય ત્યારે તે કુટુંબના બીજા સમાશ્રિતોને ભરણપોષણની રકમ મેળવવાનો, તથા બીજા જે માણસો, જો તે મિલકત અવિભાજ્ય ન હોય તો સહભાગી બની શકત, તેઓને કુટુંબની આબરૂ પ્રમાણે તેઓના ભરણપોષણ માટે તે મિલકતમાથી સ્વતંત્ર નિમણોક લેવાનો હક્ક છે.

**સહભાગીને હિસાબ લેવાનો કે ફાળો માગવાનો હક્ક નથી**

* ૧૬ કોઈ કુટુંબનું અવિભક્તપણું ચાલુ રહે ત્યાસુધી કોઈ સહભાગીને બીજા વહિવટ કરનાર કે નહીં કરનાર સહભાગી પાસેથી હિસાબ લેવાનો અથવા સ્પષ્ટ કરારના અભાવે પોતે કરેલા ખર્ચ બાબત બીજા સહભાગીઓ પાસેથી ફાળો માગવાનો હક્ક નથી

**હિસાબ માગવાના પ્રકાર**

* ૧૭. સહભાગી ( ક ) વહેચવાની મિલકત, તેનું સ્વરૂપ તથા કિંમત નક્કી કરવા, માટે, તથા ( ખ ) ( ૧ ) કુટુંબની સમાયિક મિલકત ઇતર કબજામા, હોવાથી, ( ૨ ) સમાયિક મિલકતનો વહિવટ ઇતર સહભાગી કરતા છતા તેનો વહીવટ કપટભરેલો કિંવા વિચાર વગરનો હોવાથી અથવા ( ૩ ) પોતાના સગીરપણાના દરમ્યાન ઇતર સહભાગીએ કપટ ભરેલી રીતે, ભારે બેદરકારીથી અથવા ઉડાવપણાથી વર્તવાથી, ઉત્પન્ન થયેલી જવાબદારી નક્કી કરવા માટે કુટુંબની સમાયિક મિલકતની વહેચણી કરતી વખતે હિસાબ માગી શકશે

---

## બાબ ૫ મો.

### બીજા માણસોના સંબંધે સહભાગીઓના હક્ક તથા જવાબદારીઓ

**કર્તા કોને કહેવો.**

૧૮ સહભાગીઓ પૈકી કોઈ પણ એક કુટુંબની મિલકતનો વહિવટ કરી શકે છે, તથા બીજા સખસો પ્રત્યે કુટુંબના વ્યવહાર ચલાવી શકે છે, આવા સહભાગીને કર્તા કહે છે.

---

* કલમ ૧૬-૧૭ સવંત ૧૯૮૨ ના નિબંધ ૪૦ થી સુધરી છે જુઓ આ ૫ ભાગ ૨, તારીખ ૭ માહે ઓગસ્ટ સન ૧૯૨૩

**કર્તાએ કરેલા દાવા વિગેરેથી બીજા સહભાગીઓ ઉપર થતું પરીણામ**

× ૧૯ કલમ ૨૦, ૨૧ અને ૨૨ ના ઠરાવોને પાત્ર રહીને, ( ક ) કુટુંબના કર્તા આખા કુટુંબ વતી કોઇ દાવો લાવે, અથવા ( ખ ) કુટુંબના કર્તા ઉપર તેણે પોતાના અધિકાર અનુસાર કરેલા આખા કુટુંબ માટેના વ્યવહારની બાબતમા દાવો આણવામા આવે, અથવા ( ગ ) આખા કુટુંબ ઉપર દાવાનું કારણ હોઇ કર્તા ઉપર તેના પ્રતિનિધિ તરીકે દાવો આણવામા આવે, ત્યારે, તે દાવામા થયેલા હુકમો, તથા દાવા સબંધીના પાછળના તમામ હુકમો, બજવણીઓ વિગેરે તમામ સહભાગીઓને તેઓ પક્ષકાર હોય તેવી રીતે બંધનકારક ગણાશે, માત્ર જો તે કુટુંબના કર્તાએ ચલાવેલા કામો, દગલબાજી અગર વિરુદ્ધ પક્ષકારને મળી જઇને અથવા ઇતર અયોગ્ય રીતે ચલાવેલા હોય તો બીજા સહભાગીઓને બંધનકારક ગણાશે નહી. દૃષ્ટાંત ( ૧ ) અ, બ, ક ના હાથમાં પોતાના વડીલોનો ધંધો આવ્યો. અ બ, તેનો વહીવટ કરતા હતા. ધંધાનુ દેવુ આપવા માટે અ અને બએ કુટુંબની કેટલીક મીલકત ડને ગીરો આપી તે વખતે ક સગીર હતો. ડ એ અ તથા બ ઉપર ગીરો ખત ઉપરથી દાવો કર્યો અને તે ગીરો મૂકેલી મિલકત પોતે બજવણીમા ખરીદી લીધી. અહીંઆ જો કે ક ગીરોખતમાં કે દાવામા પક્ષકાર નહોતો છતા ઉપર કહેલા ઠરાવથી ડનો તે મિલકત ઉપરનો હિત સંબંધ ડને પ્રાપ્ત થાય છે ( ૨ ) એક હિંદુ કુટુંબની સમાયિક માલકીની કેટલીક જમીનની આકારની બાકી પેટે અ સખસે તે કુટુંબના વહિવટ કરનાર તથા તે જમીનના કબજેદાર બં ઉપર દાવો કર્યો હુકમનામાની બજવણીમા તે જમીન વેચી દેવામા આવી. અહીંયા દેવાની જવાબદારી આખા કુટુંબની હોવાથી આખા કુટુંબનો તે જમીન ઉપરનો હિતસબંધ તે જમીન ખરીદનારને પ્રાપ્ત થાય છે ( ૩ ) અ નામનો વહીવટ કરનાર માણસ કુટુંબની ગીરો મૂકેલી એક મિલકત છોડાવવા દાવો આણે, છે ગીરો સાબિત કરવાને પુરાવો રજુ કરવાના બદલામા પ્રતિવા-

× કલમ ૧૯ સવંત્ ૧૯૮૨ ના નિબંધ ૪૦ થી સુધરી છે. જુઓ આ. ૫ ભાગ ૨, તારીખ ૫ માહે ઓગષ્ટ સન ૧૯૨૩

દીના કાયદેસર સોગનથી બંધાવાનું તે કબુલ કરે છે પ્રતિવાદીએ તેવા સોગન લેવાથી દાવો નામંજુર થયો. અહીંઆ દાવો યોગ્ય અને પૂર્ણ રીતે ચલાવવામા ન આવેલો હોવાથી તે હુકમનામું કુટુંબને બંધનકારક થતું નથી, પરંતુ જો આ કામમા વહિવટ કરનારે પ્રતિવાદીના માત્ર સોગન ઉપર આધાર ન રાખતા પચોદ્વારા નિકાલ કરવા અથવા માંડવાળ કરવા કબુલ કર્યું હોય તો તે કામ તે કારણથીજ કુટુંબના બીજા સહભાગીને બંધનકારક નથી એમ ઠરી શકે નહી. ( ૪ ) ઉપરના દષ્ટાંતમા દાવો લાવનાર વહિવટ કરનાર ન હોય અથવા તેણે કુટુંબની વતી દાવો આણ્યો ન હોય તો દાવાનું કામ યોગ્ય રીતે ચાલ્યું હોય તો પણ તેનો નિકાલ આખા કુટુંબને બંધનકારક થતો નથી.

કયા વ્યવહારોથી વ્યવહાર કરનાર સખસ ઉપર અથવા કુટુંબની મિલકત ઉપર જવાબદારી પડે છે ને કયારે પડતી નથી.

* ૨૦. ( ક ) તમામ સહભાગીઓ જે વ્યવહારમા ભાગ લે અથવા જે વ્યવહાર કરવા તેઓ સ્પષ્ટ સંમતિ આપે તે વ્યવહાર, તથા ( ખ ) ૨૧ મી કલમમાં કહેલા કોઈ પણ કારણસર વસ્તુત કિંવા કાયદેસર વહીવટ કરનાર સાથે કોઇ વ્યવહાર કરવામાં આવ્યો હોય અને બીજા સહભાગીઓએ તેમાટે ગર્ભિત સંમતિ આપી હોય અથવા પાછળથી કબુલ રાખ્યો હોય તે વ્યવહાર, ઉપરથી તે વ્યવહાર કરનાર સખસો ઉપર અગર કુટુંબની મીલકત ઉપર અથવા બને ઉપર પ્રસગ પ્રમાણે જવાબદારી પડશે. તે શિવાયના વ્યવહાર ઉપરથી વ્યવહાર કરનાર સહભાગીઓ શિવાયના ઇતર સહભાગીઓની જાત ઉપર અગર તેમના હિસ્સા ઉપર જવાબદારી ઉત્પન્ન થતી નથી. દષ્ટાંત—( ૧ ) અ નામનો સહભાગી બીજા હયાત બ નામના સહભાગીની સંમતિ શિવાય એક મેયત સહભાગીની રક્ષાને એક ખેતર બક્ષીસ આપે છે. અહિંયા બ ને તે મિલકત પાછી મેળવવાનો હક છે.

* કલમ ૨૦ સંવત ૧૯૮૨ ના નિબંધ ૪૦ થી સુધરી છે; જુઓ આ. પ. ભાગ ૨, તારીખ ૫ માહે અગષ્ટ ૧૯૨૬.

કારણ કે તેની સંમતિ સિવાય બક્ષીસ કરવામા આવેલી હતી ( ૨ ) અ અને બ ઓરમાન ભાઇ છે, અને તેઓ અવિભક્ત કુટુંબમાં રહે છે; બ અભ્યાસાર્થે પરદેશ જાય છે, અને અ ને કુટુંબના તથા કુટુંબના બધાનો વહિવટ સોંપતો જાય છે અ ને બ ની બેનને પરણાવવા માટે તથા કુટુંબનો ધધો ચલાવવાને પૈસા જોઇએ છે તેથી કુટુંબની માલકીનું એક ઘર ક ને વેચી દે છે અહીંઆ બ પાસેથી તે ઘર મેળવવાનો ક નો હક્ક છે, કારણ કે ઘર કુટુંબની જરૂરીયાત માટે વેચવામા આવ્યું હતું, અને અ ને કુટુંબના કૃત્યો માટે તથા કુટુંબના ધધાના વહિવટ માટે મૂકવામા આવ્યો હતો, તેથી અ ના ઉપર, ઉપર કહેલા વ્યવહાર માટે બ ની અર્પિત સંમતિ ગણવી જોઇએ.

**સહભાગીને કયાં કૃત્યો કરવાનો અધિકાર છે.**

૨૧ ( ૧ ) બીજા સહભાગીઓ સગીર હોવાથી કિંવા ઇતર કારણથી સંમતિ આપવા અસમર્થ હોય ત્યારે, તેની સંમતિ સિવાય વસ્તુતઃ અથવા કાયદેસર રીતે વહિવટ કરનાર એક અથવા વધારે સહભાગીને ( ક ) કુટુંબના ફાયદા માટેના અગર કાયદેસર જરૂરીયાત કારણ માટેના કિંવા કુટુંબની મીલકતના ફાયદા માટેના તમામ વ્યવહાર, ( ખ ) અવિભક્ત કુટુંબના ભરણપોષણ માટે જરૂરીયાતના વ્યવહાર, ( ગ ) કુટુંબની સમાયિક મિલકતના રક્ષણ તથા વહિવટ માટે જરૂરના વ્યવહાર અને કૃત્યો, ( ઘ ) અવશ્ય ધર્મક્રિયાઓ, ( ઙ ) સહભાગીઓના, તેમની પુત્રીઓના તથા અનંશોના તથા અનંશોની પુત્રીઓના લગ્ન અથવા બીજા સંસ્કારો કરવાના કામે જરૂર તે વ્યવહાર તથા કૃત્યો કરવાનો અધિકાર છે ( ૨ ) પરંતુ એમ ઠરાવવામા આવે છે કે, આવા વ્યવહારથીજ પેટાકલમ ( ૧ ) મા દર્શાવેલા અસમર્થ સહભાગીની જાત ઉપર કોઇ જવાબદારી ઉત્પન્ન થતી નથી

**કયા વ્યવહાર કુટુંબને કેટલે અંશે બંધનકારક છે.**

૨૨. ( ૧ ) સાધારણ ડાહ્યો માણસ પોતાની મિલકત કે જાત ઉપર વિવિક્ષિત પ્રસંગે જેટલી જવાબદારી લઇ શકે તેટલીજ જવાબદારી, કલમ ૨૧ પ્રમાણે અવિભક્ત કુટુંબની કોઇ મિલકતનું સ્વત્વાર્પણ કરવામાં આવ્યું હોય અથવા અવિભક્ત કુટુંબ માટે કોઇ કરજ લીધું હોય તો તે વ્યવહાર માટે કુટુંબ ઉપર

પડશે ( ૨ ) પરંતુ સ્વત્વાર્પણ સ્વીકારનાર અગર ખરીદનાર તે વ્યવહારને કાયદેસર બનાવે એવા સંજોગોના અસ્તિત્વની યોગ્ય કાળજીથી ખાત્રી કરીને શુદ્ધ બુદ્ધિથી વર્ત્યો હોય તો આવો વ્યવહાર કલમ ૨૧ પ્રમાણે થયો છે એમ ગણી આખા કુટુંબને બંધનકારક થશે.

સ્વત્વાર્પણ કરેલી કે વેચેલી મિલકત કેવી રીતે પ્રાપ્ત કરી શકાય

૨૩ ( ૧ ) કોઈ સહભાગી કુટુંબની તમામ સમાયિક મિલકત અથવા તેના ભાગ ઉપરનો પોતાનો હિત સંબંધ અથવા
તેના ભાગ ઉપરનો પોતાનો હિત સંબંધ અથવા
સમાયિક મિલકતમાંની કોઈ વિવિક્ષિત મિલકત કાયદેસર મેળવવા માટે આપી દે ત્યારે, તથા તેના ખાનગી દેવાને લીધે કે જવાબદારીને લીધે થએલા હુકમનામાની બજવણીમાં ઉપર કહેલો હિત સંબંધ કે વિવિક્ષિત મિલકત વેચી દેવામાં આવે ત્યારે, આવું સ્વત્વાર્પણ સ્વીકારનારને કિંવા ખરીદનારને તે મિલકતનો સમાયિક કબજો મેળવવા હક્ક નથી, પરંતુ સમાયિક મિલકતની વહેંચણમાં તે સહભાગીને ભાગે જે હિસ્સો આવે તેમાંથી તે હિતસબંધ પ્રાપ્ત કરવાનો તેનો હક્ક હોય છે ( ૨ ) પરંતુ ઉપર લખ્યા પ્રમાણે વેહેંચણી કરવાની તે જે તારીખે આવું સ્વત્વાર્પણ કિંવા વેચાણ થયું હોય તે તારીખે તે સહભાગીનો જે હિસ્સો હોય તેના પ્રમાણમાં કરવી જોઈએ તેમજ તે વેહેંચણમાં બીજા સહભાગીઓને તથા બીજા પ્રથમ સ્વત્વાર્પણથી લેનારને કિંવા હક્ક ખરીદ કરનારને ગેરઈનસાફ થતો નહીં હોય તો, તે સ્વત્વાર્પણ કરેલી કે વેચેલી વિવિક્ષિત મીલકત તે સહભાગીના હીસ્સામાંજ જવી જોઈએ.

સહભાગીનું સહભાગીપણું હિતસંબંધ આપી દેવાથી નષ્ટ થતું નથી.

૨૪ કોઈ સહભાગીનો સમાયિક મિલકત ઉપરનો હિતસબંધ કોઈ બીજા માણસને કાયદેસર રીતે આપી દેવામાં આવ્યો હોય, અથવા વેચી દેવામાં આવ્યો હોય, તેટલા ઉપરથીજ તેનું સહભાગીપણું નષ્ટ થતું નથી

**કોઇ સહભાગી ઉપરનું કામ કે બજાવણી કેવી રીતે ચલાવી શકાય.**

૨૫. કોઇ સહભાગી માત્ર ચત થવાથી, (ક) તે સહભાગીને કાયદેસર મોબદલો આપી સમાયિક મીલકતમાંની કોઇ મીલકત સ્વત્વાર્પણથી લેનારને કિંવા તેનો હક ખરીદનારને કલમ ૨૩ પ્રમાણે તજવીજ કરવા તથા (ખ) તે સહભાગીની જાત ઉપરના હુકમનામાની બજાવણીમાં સમાયિક મિલકત કે તેનો ભાગ કે તે ઉપરનો હિતસંબંધ તેની હયાતીમા જપ્ત કરવામા આવ્યો હોય ત્યારે તે બજાવવાનું કામ આગળ ચલાવવા હરકત આવતી નથી

**કર્તાએ કરેલો કરાર ક્યારે રદ કરાવી શકાય.**

૨૬ કર્તાએ અથવા કર્તા તરીકે કોઇ એક સહભાગીએ કપટ ભરેલો વ્યવહાર કર્યો હોય ત્યારે સહભાગીઓ પૈકી કોઇ પણ એકને તે રદ કરાવી લેવાનો હક છે.

---

## ભાગ ૬ ઠો.

### સમાશ્રિત સખરોના હક

**અનંશો ક્યારે સહભાગી થાય છે.**

૨૭. મિલકતની વેહેંચણી થતાં પેહેલાં અનંશોના શારીરિક કિંવા માનસિક દોષ દૂર થાય, ત્યારે તે સહભાગી થાય છે; અને વેહેંચણી થયા, પછી તેઓ ઉપર પ્રમાણે દોષરહિત થતી વખતે બીજા સહભાગીઓના હાથમાં જે વેહેંચાયલી મિલકત હોય તેટલા સુધી તેમાંથી પોતાનો યોગ્ય હિસ્સો લેવાનો તેમને હક પ્રાપ્ત થાય છે.

સમાશ્રિતોનો સમાયિક મિલકતમાંથી ભરણપોષણ માટે હક્ક

૨૮ કલમ ૬ મા દર્શાવેલા તમામ સમાશ્રિતોને સમાયિક મિલકતમાંથી ભરણપોષણ મળવાનો હક્ક છે, અને તેમા ગણાવેલી કન્યાઓને તેજ પ્રમાણે લગ્નનો ખર્ચ મળવા હક્ક છે, પરંતુ એમ ઠરાવવામા આવે છે કે, તેમા ગણાવેલી પત્નીઓ વિધવાઓ અને રક્ષાઓ જો ખુલ્લી રીતે વ્યભિચારની ટેવો ગુજારે તો તેઓનો હક્ક નષ્ટ થાય છે

વિધવા તથા સમાશ્રિતોનો સહભાગીના મરણ પછી તેની મિલકત લેનાર પાસેથી ભરણપોષણ માટે હક્ક

૨૯ મૈયત સહભાગીની વિધવાને તથા જેઓને તેણે પોતાની હયાતીમા પોતાના કુટુંબના માણસ તરીકે ગણ્યા હોય તેવા બીજા સમાશ્રિતોને, તે સહભાગીના મરણ પછી તેની મિલકત વારસામા, મૃત્યુપત્રથી કિંવા અનુજીવિક સ્વત્વના હક્કથી લેનાર સખસ પાસેથી, ભરણપોષણ મળવાનો હક્ક છે પરંતુ જો મૈયત સહભાગીએ કાંઈ મિલકત મૂકી ન હોય તો અથવા તેની મૂકેલી મિલકત, તે જીવતો હોય તો જે કરજ અથવા જવાબદારી અદા કરવાને પાત્ર થાત તે કરજ કે જવાબદારી અદા કરવામા તેના મરણ પછી વેચી દેવામા આવી હોય તો, આવો ભરણપોષણનો હક્ક નષ્ટ થાય છે દ્રષ્ટાંત અ નામની એક હિંદુ વિધવાએ પોતાના સસરા તથા જેઠ ઉપર ભરણપોષણનો દાવો માંડયો સસરા પાસે વડિલોપાર્જિત મિલકતમા માત્ર એક નાનું સરખું ઘર હતુ, અને તે ઘર તેણે પોતાના દેવા પેટે અના ધણીના મરણ પછી વેચી દીધું હતુ અહીયા અનો ધણી પોતાની હયાતીમા પોતાના બાપના દેવા માટે ઘરનુ વેચાણ થતું અટકાવી શકત નહી, તેથી અ પોતાના હયાત સહભાગીઓ પાસેથી સ્વતંત્ર ભરણપોષણ માગવા હક્કદાર થતી નથી

**સહભાગીની વિધવાને ભરણપોષણ માટે જુદી નિમણૂક**

૩૦. મૈયત સહભાગીની વિધવા વ્યભિચાર સિવાય બીજા કેઈ કારણને અર્થે અવિભક્ત કુટુંબથી જુદી રહે અથવા જુદી રહેવા ઇચ્છતી હોય ત્યારે, જો (ક) કુટુંબની મિલકત એટલી મોટી હોય કે તેમાંથી ભરણપોષણ માટે જૂદી નિમણૂક તેને આપી શકાય, અને (ખ) તેના ધણીએ તેને કુટુંબમાં રહેવા આજ્ઞા કરી ન હોય અથવા ધણીએ તેમ આજ્ઞા કર્યા છતાં અવિભક્ત કુટુંબમાં ન રહેવા તેને યોગ્ય અને પુરતું કારણ હોય તો તેને ભરણપોષણ માટે જૂદી નિમણૂક મળવા હક્ક છે.

સ્વત્વાર્પણ લેનાર સખસે તે મિલકત. (ક) મોબદલો આપીને, અને (ખ) તેવા હકની ખબર હોયા વગર, લીધી હોય તો, તેની વિરૂદ્ધ અથવા તેના કબજામાંની તે મિલકત વિરૂદ્ધ તે હકનો અમલ થઇ શકતો નથી.

પાછળથી સ્વત્વાર્પણ લેનારને ભરણપોષણનો બોજો કેટલે અંશે બંધનકારક છે.

૩૩ કુટુંબના સમાશ્રિત સખસના કબજામાં પોતાના ભરણપોષણના બદલામાં કુટુંબની સામાયિક મિલકત કિંવા તેનો કોઇ ભાગ હોય અથવા તે કુટુંબના ઘરમાં રહેતો હોય અથવા રહેવા માટે આપેલા કોઇ ઘરમાં રહેતો હોય અથવા ન્યાયાધિશના હુકમનામાંથી કિંવા નોંધાયલા દસ્તાવેજથી કિંવા જેની સ્વત્વાર્પણ લેનારને ખબર હોય એવા કરારની કોઇ વિવિક્ષિત મિલકત ઉપર તે ભરણપોષણનો બોજો નાખવામાં આવેલો હોય, તો ત્યાર પછી થનારા કોઇપણ સ્વત્વાર્પણને લીધે તે સમાશ્રિતના હકને બાધ આવતો નથી, પરંતુ કોઇ કરજ કે જવાબદારી વડિલાર્જિત કે કુટુંબની હોવાને લીધે કિંવા બીજી રીતે કુટુંબની મિલકત ઉપર ભરણપોષણની જવાબદારી કરતા શ્રેષ્ઠતા ધરાવતી હોય અથવા સમાશ્રિત સખસની સંમતિથી અથવા સ્વત્વાર્પણથી લેનારના હક વિરૂદ્ધ સમાશ્રિતથી વાંધો ન લઇ શકાય એવા કોઇ પ્રસંગોમાં તે સ્વત્વાર્પણ કરવામાં આવ્યું હોય તો તે સ્વત્વાર્પણને બાધ આવતો નથી. દ્રષ્ટાંત (૧) અ નામની વિધવાએ બ અને ક નામના પોતાના જેઠ ઉપર દાવો આણ્યો. પાછળથી ઘરમેળે સમાધાન થવાથી કરાર દાદ પ્રમાણે હુકમનામું કરવામાં આવ્યું કે, બ અને કએ દર માસે રૂપિયા ૨૦ ભરણપોષણ તરીકે આપવા અને તેના તારણમાં અમુક વિવિક્ષિત મિલકત રાખવી. હુકમનામું થયા પછી બ અને કએ તેજ મિલકત ડ કે જેને ઉપરના કરારદાદની કે હુકમનામાની ખબર નહોતી તે સખસને ઘરેણે આપી ડએ તે ઘરેણીયા ખત ઉપરથી બ અને ક ઉપર દાવો આણીને હુકમનામું મેળવ્યું તથા બજાવણીમાં તે ઘર પોતે ખરીદી લીધું. પાછળથી અએ ડને તે મિલકત ઘરેણે આપ્યાની તારીખ પછીની ભરણ-

પોષણની બાકી માટે પોતાના હુકમનામા પેટે તેજ ઘર વેચાણ કરાવ્યું અહિંયા અને તેમ કરવા હક્ક છે. કારણ કે ગીરો પહેલા ભરણપોષણનો બોજો તે ઘર પર રાખવામાં આવ્યો હતો, અને પોતે જે દેવા માટે જવાબદાર હોય તે દેવા માટે તે ઘર ગીરો મૂકવામાં આવેલું ન હતું. ( ૨ ) બના ધણીએ ગીરો મૂકેલું ઘર ગીરો રાખનાર એ સખસે બના ધણીના મરણ પછી તે ઉપર હુકમનામું મેળવીને વેચ્યું અને બ તેમાં રહે છે એમ જાણ્યા છતા પોતેજ તે વેચાણ રાખ્યું. અહીંયા બના લેહેણાનો હક્ક બના ભરણપોષણના હક્ક કરતા શ્રેષ્ટ છે; તેથી અને તે ઘર પર પૂર્ણ માલકી મળે છે.

**ભરણપોષણના હક્કનું કેટલાએક પ્રસંગે અબાધિતપણું.**

૩૯. આ નિબંધની કોઇ પણ કલમ પ્રમાણે કોઇ માલકતમાંથી જે ભરણપોષણ મળવાનો હક્ક છે તે બદલનો હક્ક, ( ક ) અવિભક્ત કુટુંબમાં એકજ સહભાગી અવશિષ્ટ રહેલા હોવાના કારણથી, ( ખ ) કોઇ મિલકત અવશિષ્ટ રહેલા છેલ્લા સહભાગીના વારસને મળવાના કારણથી; ( ગ ) છેલ્લા અવશિષ્ટ સહભાગીએ અથવા જે સખસે તે ઉપાર્જીત કરી હોય તેણે બીજા કોઇ સખસને તે સઘળી મિલકત વગર મોબદલે આપી દેવાના કારણથી. ( ઘ ) સહભાગીઓનો ગેરવર્તણુકને લીધે તે મિલકત સરકાર દાખલ કરવામાં આવ્યાના કારણથી અથવા ( ઙ ) વારસ ન હોવાને લીધે મિલકત સરકારમાં જવાના કારણથી નષ્ટ થતા નથી.

## બાબ ૭ મો.

### વહેંચણી

**વહેંચણીની વ્યાખ્યા**

૩૫ અવિભક્ત કુટુંબના સહભાગીઓ જે ક્રિયાથી એક બીજાથી જુદા થઈ સહભાગીપણાથી મુક્ત થાય છે તેને વહેંચણી કહે છે.

**કયા કયાં કૃત્યોથી વહેંચણી થઈ શકશે**

૩૬. સહભાગીઓના ભાગ નિશ્ચિત કરવાના, તથા તેમના ભાગ, હક્ક તથા જવાબદારીઓ પૃથક કરવાના કોઇ પણ કૃત્યથી અગર સહભાગી બીજા સહભાગી પાસેથી જુદો થવાનો ઈરાદો જે કાઇ કૃત્યથી સ્પષ્ટ રીતે બીજા સહભાગીને તે જાહેર કરે તેવા દરેક કૃત્યથી વહેંચણી થઇ શકે.

**વહેંચણી કરવાના ઇરાદા વગર પૃથક કબજા અથવા મિલકતનું ઉત્પન્ન લીધાથી વહેંચણી થઈ શકે છે.**

૩૭ વહેંચણી કરવાના ઇરાદા વગર સહભાગીઓની સગવડ માટે મિલકતનો પૃથક પૃથક કબજો હોય તે મિલકતનું ઉત્પન્ન સહભાગીઓ તરફ પૃથક પૃથક રીતે આવતું હોય તો તેનાથી વહેંચણી થઇ છે એમ ગણી શકાય નહીં

**ભાગની વહેંચણી કરાવવાનો હક છે**

૩૮. પ્રત્યેક પાકી ઉમરના સહભાગીને કોઇપણ વખતે પોતાના ભાગની વહેંચણી કરાવવાનો હક છે

**સગીર સહભાગીની વતી વહેંચણી માગી શકાશે નહીં**

૩૯ સગીર સહભાગીની વતી વહેંચણી માગી શકાશે નહીં; પરંતુ (ક) દગાભરેલી વર્તણૂક, અથવા અવિભક્ત કુટુંબની બિનકારીભરેલી અથવા ઉડાઉ વ્યવસ્થાને લીધે, (ખ) સમાયિક મિલકતમાંથી સર્વાંશે અથવા અંશતઃ તેને બાતલ કરવામાં આવતો હોય તેથી, (ગ) પુખ્ત ઉમ્મરના સહભાગીઓ તરફથી તેનું

ભરણપોષણ કરવા બેદરકારી દેખાડવામાં આવતી હોય, કિંવા ના પાડવામાં આવતી હોય તેથી અથવા ( ઘ ) બીજા યોગ્ય કારણને લીધે, સમાયિક મિલકતમાંથી તેનો ભાગ જુદો કઢાવવો અને સાચવવો તે સગીરના શારીરિક કિંવા દ્રવ્ય સંબંધી લાભ અર્થે છે એમ હોય ત્યારે તેવો વિભાગ માંગી શકાશે.

**સહભાગીની ગેરહાજરીમાં તથા સગીરપણા દરમ્યાન કરેલી વેહેંચણી**

૪૭. ( ૧ ) જ્યારે એમ જણાય કે કોઇ સહભાગીની ગેરહાજરીમા કરેલી વેહેંચણી તેનું હીત સચવાય એવી યોગ્ય કાળજીથી તથા કાયદેસર રીતે કરવામા આવી હતી. તો તેવી વેહેંચણી રદ થઈ શકશે નહીં. ( ૨ ) કોઇ સગીરપણા દરમ્યાન કરેલી વેહેંચણી વ્યાજબી રીતે કરવામા આવી હોય, તથા તેના વતી કોઇ સખસ તેના યોગ્ય પ્રતિનિધિ તરીકે શુદ્ધબુદ્ધિથી અને તેનું હિત સચવાય એવી રીતે વર્ત્યો હોય તો આવી વેહેંચણી રદ થઈ શકશે નહીં.

**વેહેંચણી નહીં કરવાનો કરાર.**

૪૮ ( ૧ ) વેહેંચણી નહીં કરવાનો અથવા સમાયિક મિલકત પૈકી કોઇપણ વિવિક્ષિત મિલકત નહીં વેહેંચવાનો કરાર નિરર્થક છે ( ૨ ) પરંતુ અમુક મુદત સુધી, વેહેંચણી નહીં કરવાનો અથવા વિવિક્ષિત મિલકત નહીં વહેંચવાનો કરાર કાયદેસર મોબદલા માટે કરવામાં આવ્યો હોય તો તે કરાર કરનારાઓને બંધનકારક છે; પણ આવો કરાર તેઓના વારસો અથવા કાયદેસર વરસ વકીલને બંધન કરતો નથી.

**કપી મિલકત સહભાગી પાસે રહી શકે છે.**

૪૯. જાત ઉપયોગની વસ્તુઓ, જેવી કે લુગડા, વાહન, ઘોડા અને ઘરેણાં જે સહભાગીઓના કિંવા તેમની સ્ત્રીઓના માટે કરવામાં આવ્યા હોય કિંવા જે તેઓ વાપરતા હોય તે વસ્તુઓ તેમની પાસે રાખવા તેમને હક છે, પરંતુ પોતાને હિસ્સે જે ભાગ આવતો હોય તેની કિંમત કરતા તે વસ્તુઓ વધારે કિંમતની ન હોવી જોઇએ.

**અંગત ઉપભોગની મિલકતની વેહેંચણી.**

૪૩. અંગત ઉપભોગની વસ્તુઓ, કે જે કોઈ સહભાગીના કે તેમની સ્ત્રીઓના ખાસ ઉપયોગ માટે આપેલી ન હોય અથવા ખાસ ઉપયોગ માટે આપેલી છતાં હિસ્સા કરતાં વધારે આપી હોય, અને તેના વિભાગ થઇ શકે તેમ ન હોય તો તે, તથા જે મીલકત એવી નાહાની હોય કે તેના વિભાગ કરવા અવશ્ય હોય તો તે વેચી દેવી જોઇએ અને તેનું ઉત્પન્ન વેહેંચી લેવું જોઇએ.

**સ્વાભાવિક સ્વરૂપને લીધે અવિભાજ્ય વસ્તુઓ.**

૪૪. જે વસ્તુઓનો પોતાના સ્વાભાવિક સ્વરૂપને લીધે વિભાગ થઇ શકે તેમ ન હોય, જેવી કે:—ગોચરો, જવા આવવાના માર્ગો, કુવા તથા તળાવો, કુટુંબનું દેવાલય ઇત્યાદિ-તે વસ્તુઓ વિભાગ થવાને પાત્ર નથી, પણ તેનો ઉપયોગ સઘળા સહભાગીઓ પેહેલાંની માફક કરી શકે છે.

**વંશપરંપરાના વતન કે વૃત્તિઓની વેહેંચણી કેવી રીતે કરવી.**

૪૫. વંશપરંપરાના વતન કે વૃત્તિ જેવી મિલકતની વેહેંચણી નીચે પ્રમાણે કરી શકાય છે:—(ક) તેમનું ઉત્પન્ન હિસ્સા પ્રમાણે વેહેંચી લઈને. કિંવા (ખ) ઠરેલા વારા પ્રમાણે તેનો ભોગવટો કરીને.

**લેહેણું કેવી રીતે વેહેંચવું.**

૪૬. કુટુંબનું લેહેણું જો સહભાગીઓની સંમતિથી વેહેંચવામ આવ્યું ન હોય તો જ્યારે તે વસુલ થાય ત્યાં તેમાંથી સહભાગીઓને પોતાનો હિસ્સો લેવ હકક છે.

**કલમ ૮ મુજબ સંપાદન કરેલી મિલકતની વેહેંચણી.**

૪૭. કલમ ૮ ની રકમ (ક) માં દર્શાવ્યા મુજબની મિલક અવિભક્ત કુટુંબની મિલકતની મદદથી સંપાદ કરવામાં આવી હોય તો સંપાદકને બે ભા મળે છે.

**ભાગ લેવાની ઇચ્છા ન રાખનાર સહભાગી કેવી રીતે વિભક્ત થઇ શકે છે.**

૪૮. કુટુંબની મિલકતમાં ભાગ લેવાની ઇચ્છા ન રાખનાર સહભાગી ( ક ) વેહેંચણી દાખલ કાંઇ નજીવી વસ્તુ લઇને, અથવા ( ખ ) તે ભાગ ઉપરનો તદ્દન હાથ ઉઠાવીને અથવા પોતાનો હિસ્સો એક અથવા વધારે સહભાગીને બીજા સહભાગીઓની સંમતિથી આપી દઇને વિભક્ત થાય છે.

**કયી કયો મિલકત વેહેંચણી વખતે દાખલ કરવી.**

૪૯. વેહેંચણી માટે દાવો કરનાર સહભાગીએ અવિભક્ત કુટુંબની પોતાના કબજામાની મિલકત તથા તેને લીધે સંપાદન કરેલી બીજી મિલકત વેહેંચણીમા દાખલ કરવી જોઇએ.

**વેહેંચણીના દાવામાં તમામ સમાયિક મિલકત દાખલ કરવી જોઇએ.**

૫૦. વેહેંચણીના દાવામા અવિભક્ત કુટુંબની તમામ મિલકત દાખલ કરવી જોઇએ; પરંતુ જો તે દાવામાં નહીં આણેલી મિલકત, ( ક ) ન્યાયાધિશીની હકુમતમા ન હોય, ( ખ ) તિરહાઈતના કબજામા ગીરોના સંબંધથી કે તેના બીજા કોઇ કારણથી હોય, ( ગ ) તે મિલકત માત્ર કુટુંબનીજ નહીં છતા ઉપરાંત તેના ઉપર ત્રાહીત સખસોનો સમાયિકપણાનો અથવા પંત્યાળાનો હકક હોય, ( ઘ ) વાદી તે ઉપરથી પોતાનો હકક છોડી દે અને બીજા સહભાગીઓ તે બાબત વાંધો ન લે તો, અગર ( ઙ ) દાવામા દાખલ ન કરવા યોગ્ય અને પૂરતું કોઇ કારણ હોય તો, તેવી મિલકત દાવામાં દાખલ કરવાની જરૂર નથી

**વેહેંચણી ફકત એકવાર જ થાય છે**

૫૧. વેહેચણી ફક્ત એકવાર જ થાય છે, પરંતુ ( ક ) જ્યારે કોઇ મિલકત ભવિષ્યમા વિભાગ કરવા ઉપર રાખી હોય, ( ખ ) જ્યારે કોઇ એક સહભાગીના કપટ કે ભૂલથી કાઇક મિલકત વેહેંચ્યા વિનાની રહી હોય, ( ગ ) જ્યારે પ્રથમની વેહેંચણી વખતે કોઇ સહભાગીને આપેલી મિલકત ત્રાહિત સખસે તેની પાસેથી લીધી હોય અને તે ઉપર તેનો હકક સ્થાપિત થયો હોય, ( ઘ )

જ્યારે કુટુંબની કોઇ એક ચોરાયલી અથવા નષ્ટ થએલી મિલકત પુનઃ પ્રાપ્ત થઈ હોય, ( છ ) જ્યારે કલમ ૫૦ મા કહેલા કારણસર તે મિલકત વહેંચણી વખતે વેહેંચવામા ન આવી હોય, અથવા ( ચ ) બીજું કોઇ યોગ્ય અને પુરતું કારણ હોય, ત્યારે જરૂર જેટલી તેની ફરીથી વેહેંચણી થાય છે

વેહેંચણી કયારે રદ થવા પાત્ર છે.

૫૨ જે કારણોથી કોઈ રાજ્યમાન કરાર રદ થઇ શકે છે, તેજ કારણસર લાગુ થઇ શકે તેટલા સુધી વેહેચની પણ રદ થઇ શકે.

પુનઃ પ્રાપ્ત કરેલી મિલકતની વેહેંચણી.

૫૩ નીચે જણાવેલી મિલકતનો એટલે, ( ક ) ત્રાહિત માણસે બથાવી પડેલી અને બીજા સહભાગીઓની સ્પષ્ટ અથવા ગર્ભિત સમતિથી કોઇ બીજા સહભાગીની અથવા વડિલોપાર્જિત મિલકતની મદદ શિવાય એક સહભાગીએ પાછી મેળવેલી સ્થાવર મિલકતનો, તથા ( ખ ) તેવીજ સ્થિતિની, પરંતુ બીજા સહભાગીની પરવાનગી શિવાય પાછી મેળવેલી જંગમ મિલકતનો, એક ચતુર્થાંસ ભાગ સંપાદન કરનાર સારુ જૂદો કાઢવામા આવે છે, અને બાકીની તે મિલકત સંપાદન કરનાર અને બીજા સહભાગીઓ વચ્ચે તેમના હિસ્સા પ્રમાણે વેહેંચવામા આવે છે

કયી વાતો વેહેંચણીના પુરાવા તરીકે ગણાય છે.

૫૪. ( ક ) ભોજન, ધર્મક્રીયા અને નિવાસ જૂદો જૂદો હોવો, ( ખ ) સમાયિક મિલકતનો અથવા તેના ભાગનો સ્વતંત્ર રીતે ભોગવટો કરવો, ( ગ ) મુલકી દફતરની સમાયિક મિલકતમાંથી જૂદા જૂદા સહભાગીઓના નામે જૂદો જૂદો ભાગ ચઢાવવો. ( ઘ ) સહિયારી મિલકતનો વ્યવહાર કરવો. ( ઙ ) આગલો લેહેણદેણનો વ્યવહાર રાખવો. ( ચ ) પરસ્પર બક્ષિસ આપવી, જામીન થવું, વેપાર કરવો અને સમાયિક મિલકતનો વ્યવહાર કરવો, એ અને આવી વાતો વહેંચણી થયાના પુરાવા તરીકે ગણાય છે. પરંતુ તે નિરુત્તર સાબિતી તરીકે ગણાય નહીં.

**પ્રત્યક્ષ મિલકતનાજ ભાગ પાડી શકાય છે.**

૫૫. ( ૧ ) કુટુંબની સમાયિક વેહેચણીનો દાવો થાય તે વખતે અથવા વેહેચણી કરતી વખતે પ્રત્યક્ષ જેટલી હોય તેનાજ ભાગ પાડવામા આવે છે, અને જુદા જુદા સહભાગીઓને માટે થયેલા ઓછાવત્તા ખરચ બદલ વિચાર કરવામા આવતો નથી ( ૨ ) પરંતુ ( ક ) જ્યારે કોઇ સહભાગીને કુટુંબની સમાયિક મિલકતના કે તેના અંશના ઉપયોગમાથી તદન બાતલ કરવામા આવ્યો હોય ત્યારે તે મિલકતના પોતાના હિસ્સા ઉપરાત આવા સહભાગીને બાતલ થયાની તારીખથી ઉપર કહેલી મિલકતના નક્કી ઈ.પન્નમા તેનો જેટલો હિસ્સો હોય તેટલો મળે છે, ( ખ ) જ્યારે કોઇ સહભાગીએ સમાયિક મિલકતની અફરાતફર કરી હોય અથવા તેનો ભારે ગેરવ્યાજબી રીતે ભાગ લઈ લીધો હોય અથવા કપટ કાર્ય કર્યું હોય અથવા ભારે અને બેદરકારીભરેલુ ઉડાઊપણુ કે નિષ્કાળજીપણું કર્યું હોય, અને એવુ ઉડાઊપણુ અગર નિષ્કાળજીપણુ બીજા સહભાગીઓએ કોઇપણ રીતે કબૂલ રાખ્યુ ન હોય તો તેવા કારણથી સમાયિક મિલકતમા થએલા ઘટાડા પૂરતી રકમ પૂરી કરી આપવા તે બધાયલો છે

**આગવા કબજાની તથા સુધારેલી મિલકતમાં તે સહભાગીનો હક્ક**

૫૬. ( ૧ ) કોઇ સહભાગીએ બીજા સહભાગીઓની સ્પષ્ટ કિંવા ગર્ભિત સમતિથી પોતાના આગવા કબજામા કોઇ મિલકત રાખી હોય અને તેને સુધારી હોય તો, વેહેંચણી વખતે આવી મિલકત તેના ભાગ તરીકે રાખવા તેને હક્ક છે, પરંતુ જો ( ક ) તે સુધારો તેણે પોતાની સ્વતંત્ર મિલકતમાથી કર્યો હોય અને સુધારા પેહેલાંની તે મિલકત પોતાના યોગ્ય ભાગ કરતા વધારે કિંમતની હોય, અથવા ( ખ ) તે સુધારો સમાયિક મિલકતમાથી કર્યો હોય, અને સુધારા વધારા સાથેની તે મિલકત પોતાના યોગ્ય ભાગ કરતા મોટી હોય તો તેણે તે વધારા બદલનો મોબદલો બીજા સહભાગીઓને પૈસાથી અથવા બીજી રીતે આપવો જોઇએ. ( ૨ ) જો આવી મીલકત બીજા સહભાગીઓની ઇચ્છા વિરૂદ્ધ રાખી હોય અને સહભાગીની પોતાની મીલકતથી તેમા સુધારો કરવામા આવ્યો હોય તો સુધારો કરતા પહેલા

જે મિલકત હોય તેમા તથા સહભાગીના કબજા દરમિયાન થએલા ઉત્પન્નમા બીજા સહભાગીના હિસ્સાના પ્રમાણથી સુધારેલી મિલકતમાંથી સર્વેને ભાગ મળે છે.

૫૭. કુટુંબની સમાયિક મિલકતમાં (ક) સર્વ ભાઇઓને તેમજ તેમના બાપને સરખા હિસ્સા મળવાનો હક છે, (ખ) દત્તક પુત્રને, દત્તક પિતાને દત્તવિધાન થયા પછી જો ઔરસ પુત્ર અગર પુત્રો થાય તો એક ઔરસ પુત્રને જે ભાગ મળે તેનો ચોથો ભાગ મળવાનો હક છે (ગ) શદ્રોમા શદ્ર સ્ત્રીથી જન્મેલા દાસીપુત્રને, ઔરસપુત્રને જે હિસ્સો મેળે તેના અડધો હીસ્સો મળવાનો હક છે; પરંતુ વેહેંચણી બાપની હયાતીમા કરવામા આવી હોય ત્યારે બાપની મરજીમા આવે તો તેવા દાસીપુત્રને ઔરસપુત્રના જેટલો હીસ્સો બાપ આપી શકે છે

સમાયિક મિલકતમાં કોનો કેટલો હકક પોહોંચે છે

+ ૫૮ કોઇ સહભાગીની મા તથા સાવકી મા, તેમજ તેના બાપની મા તથા સાવકી મા, તથા તેના પિતામહની મા તથા સાવકી મા, એ દરેકને તે તે સ્ત્રીના પુત્રના જેટલો હિસ્સો મળે છે, અને જ્યારે પુત્ર જીવતો ન હોય તો પૌત્રના જેટલો એ હિસ્સો મળે છે, અને જ્યારે પુત્ર કે પૌત્ર કોઈ જીવતો ન હોય ત્યારે પ્રપોત્રના જેટલો હિસ્સો મળે છે, પરંતુ પોતાના પતી પાસેથી અથવા તેના કુટુંબ પાસેથી સ્ત્રીને સ્ત્રીધન મળ્યું હોય તો તેનો હિસ્સો નકકી કરવામા સદર મિલકત વિચારમા લેવી જોઇએ; આ કલમ પ્રમાણે તેમને મળેલો હિસ્સો તેમની મર્યાદિત સ્વામિત્વવાળી મિલકત ગણાશે અને જે પ્રમાણે બીજા સહભાગીઓના હિસ્સા ઉપર સમાશ્રીત સખસોની બાબતમા કે ઇતર રીતે બોજો પડે છે તેવી રીતે તેમના હિસ્સા ઉપર પણ પડે છે તેમજ સમાયિક મિલકતની પિતાના મરણ પછી ભાઇઓ વચ્ચે વહેચણી

મા વિગેરે સ્ત્રીઓનો હિસ્સો

+ કલમ ૫૮ સંવત ૧૯૮૨ ના નિબંધ ૪૦ થી સુધરી છે જુઓ: આ. ૫. ભાગ ૨, તારીખ માહે આગષ્ટ સન ૧૯૨૬

થતી વખતે અવિવાહિત બહેનોને બાપની મિલકતમાંથી ભાઇના એક ચતુર્થાંસ ભાગ સુધી ભરણપોષણ તથા લગ્નખર્ચ મળવા હક્ક છે

**અવિભક્ત કુટુંબની જવાબદારીની વખતે કરવાની વ્યવસ્થા.**

૫૯ ( ૧ ) વહેંચણી કરતાં પહેલાં અવિભક્ત કુટુંબની જવાબદારીઓ સંબંધે નીચે દર્શાવેલી કોઇપણ એક રીતે વ્યવસ્થા કરવી જોઇએ એટલે: ( ક ) તે પૂરી પાડવા માટે સમાયિક મિલકતનો કોઇ ભાગ અથવા તેનું ઉત્પન્ન જુદું કાઢીને, અથવા ( ખ ) સમાયિક મિલકતમા સહભાગીના હિસ્સાના પ્રમાણમા સહભાગીઓ વચ્ચે તે જવાબદારી વહેંચી આપીને ( ૨ ) ઉપર પ્રમાણેની કોઇપણ વ્યવસ્થા કર્યાથી જે માણસ પ્રત્યે તે જવાબદારી પૂરી પાડવાની હોય તેની સંમતિ વગર તે વ્યવસ્થાને લીધે તે બીજો સખસ બંધાતો નથી ( ૩ ) પેટાકલમ ( ૧ ) માંની જવાબદારીઓ નીચે પ્રમાણે છે:–( ક ) કાયદેસર રીતે કુટુંબ ઉપર જેની જવાબદારી પડે છે તેવું વડિલોપાર્જીત દેવું; ( ખ ) કુટુંબને લીધે કરેલું દેવું; ( ગ ) સમાશ્રીતોના ભરણપોષણ માટે કરવાની તજવીજ; ( ઘ ) ભાઇ તથા બહેનોના અને ચેવત સહભાગીની દિકરીઓના લગ્ન સુધ્ધાંતની આવશ્યક ધર્મક્રિયાઓ કરવાની તજવીજ.

**વહેંચણી થયા પછી ગર્ભ રહી જન્મેલા સહભાગીઓનો હક્ક**

૬૦ વહેંચણી થયા પછી ગર્ભ રહી જન્મેલા સહભાગીનો વહેંચણી ફરી કરાવવાનો હક્ક નથી, પરંતુ તેના બાપના અથવા જે તેની સાથે વિભક્ત થયા ન હોય અગર સંસૃષ્ટ થયા હોય તેમના હિસ્સામાંજ પોતે હક્ક ધરાવે છે.

**વહેંચણી વખતે ગર્ભમાં રહેલા અથવા પરાગંદા થએલા સહભાગીનો હિસ્સો**

૬૧ વહેંચણી થતી વખતે જે સહભાગી, ( ક ) ગર્ભમા હોઇ વહેંચણી થયા પછી જન્મ્યો હોય તે, તથા ( ખ ) નષ્ટ થએલો ગણવામા આવતો પરાગંદા થએલો વહેંચણી પછી પાછો આવ્યો હોય તે, પોતાનો હિસ્સો વહેંચણી થયા પછી માગે ત્યારે, તે વખતની સમાયિક મિલકતમાંથી પોતપોતાના હિસ્સાના પ્રમાણમાં તેનો હિસ્સો પૂરો કરી આપવો જોઇએ.

## બાબ ૮ મો.

### સંસર્ગ વિષે.

**સંસૃષ્ટ એટલે શું ?**

૬૨ જ્યારે વિભાગ થયા પછી વિભાગ કરનાર બધા ભાગીદારો અથવા તેઓ પૈકી કોઈ એવા ઠરાવથી સંસૃષ્ટ થાય કે તેમની હાલના તેમજ ભવિષ્યમા ઉત્પન્ન થનારી મિલકત સમાયિક ગણાય, ત્યારે તેઓ સંસૃષ્ટ થયા છે એમ કહેવું. ખુલાસો:—બાપે પોતાના છોકરાઓની સાથે વેહેંચણી કર્યા પછી પતિ અને પત્ની સંસૃષ્ટ થઇ શકે.

**સંસૃષ્ટ સખસો વચ્ચે ફરી વેહેંચણી.**

૬૩ (૧) જ્યારે સંસૃષ્ટ સખસો વચ્ચે ફરી વેહેંચણી થાય, ત્યારે સંસૃષ્ટ સખસોને મળનારા ભાગો સરખા રહેશે, પછી એવી રીતે સંસૃષ્ટ થતી વખતે તેઓએ લાવેલી મિલકત ઓછી વતી હોય તો પણ તેની ચિંતા નથી (૨) પરંતુ એમ ઠરાવવામા આવે છે કે, કલમ ૮ મા જણાવેલી કોઈ પણ એક રીતે મેળવેલી મિલકતમાં તે સંપાદન કરનારને બે ભાગ મળશે, અને બાકીના દરેક જણને એક ભાગ મળશે; પછી સદરહુ પ્રમાણે મિલકત સંપાદન કરવામા સંસૃષ્ટ મિલકત કામે લગાડી હોય કે નહીં.

**સંસૃષ્ટ સહભાગીના મરણ પછી વારસાનો ક્રમ.**

૬૪ સંસૃષ્ટ કુટુંબમાં અનુજીવીક સ્વત્વનો નિયમ લાગુ પડતો નથી; પરંતુ વેહેંચણી થયા સિવાય સંસૃષ્ટ સહભાગીના મરણથી તેનો ભાગ હિંદુ વારસાના નિબંધના બાબ ૫ માં દર્શાવેલા ક્રમે ઉતરે છે.

**સંસૃષ્ટ સખસોના પુરૂષ વારસોની સ્થિતિ.**

૬૫. સંસૃષ્ટ સખસોના પુરૂષ વારસો, સમાયિકપણામા જારી રહે તો તેઓને સંસૃષ્ટ કુટુંબના નિયમો લાગુ થશે.

**સંસૃષ્ટ સખસોના હક્ક તથા ફરજો,**

૬૬. આ બાબતમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાય કરીને સંસૃષ્ટ કુટુંબના માણસોના હક્ક તથા ફરજો અવિભક્ત કુટુંબના માણસોની માફકજ રહેશે

---

## બાબ ૯ મો.

### ફિરકોળ

**અવિભક્તપણાનું અનુમાન**

૬૭ કોઇ પણ હિંદુ કુટુંબ વિરૂદ્ધ રીતે સાબીત કરવામા આવે ત્યા સુધી તે અવિભક્ત છે એમ અનુમાન થાય છે. સદરહુ અનુમાન સગા કાકાના દિકરા કરતા બાપ અને તેના પુત્રોના સંબંધે અથવા ભાઇઓના સંબંધે વધારે મજબુત હોઇ શકે છે, અને જેમ જેમ મૂળ પુરૂષનો વંશજ વધારે છેટે છેટે જાય તેમ તેમ આવું અનુમાન ઓછું થતું જાય છે.

**બીજા સહભાગીઓ અવિભક્ત કે વિભક્ત હોવાનું અનુમાન**

૬૮. જ્યારે કુટુંબના કેટલાક માણસો બીજાઓથી વિભક્ત થાય, તે ઉપરથી સદરહુ બાકીનાઓ અવિભક્ત કે વિભક્ત રહે છે એ અનુમાન થઇ શકે નહીં.

**અવિભક્તપણાનાં અનુમાનો કેવી રીતે કરવાં.**

૬૯. જ્યારે કોઇપણ હીંદુ કુટુંબ એકવાર અવિભક્ત હતુ એમ કબૂલ રાખવામા આવ્યું હોય અથવા સાબીત કરવામાં આવ્યું હોય ત્યારે, કલમ ૬૭ ના ઠરાવોને પાત્ર રહીને, તે કુટુંબ, તેમજ તેની મીલકત પણ દાવાની તારીખ સુધી અવિભક્ત હતી એમ અનુમાન થાય છે; પરંતુ તે વિભક્ત હોવાનું બતાવવામાં આવે

અથવા તકરારી મિલકત વહેંચણી થયાને લીધે કિંવા બીજી રીતે સ્વતંત્ર હોવાનું શાબિત કરવામા આવે તો, તે પ્રમાણે અનુમાન થઇ શકે નહીં; પરતુ જ્યારે એમ કબૂલ રાખવામાં આવે અગર શાબીત કરવામાં આવે કે, કુટુંબનું વિભક્તપણું થયુ છે તો વિભક્તપણું અમુક વખતે થયું છે એવું ચોક્કસ અનુમાન થઇ શક્તું નથી

**એકત્રપણાથી કયાં અનુમાનો કરી શકાય.**

૭૦ ( ૧ ) જ્યારે કોઇ હીંદુ કુટુંબનું ભોજન, ધર્મક્રિયા, નિવાસ એકત્ર હોવાનું અને તેના કબજામાં કાંઇક સમાયિક મિલકત હોવાનું કબૂલ રાખવામાં અથવા સાબીત કરવામાં આવે તો, તે ઉપરથી નીચે લખ્યા પ્રમાણે અનુમાન થાય કેઃ-( ક ) કુટુંબના કોઇ એક માણસના કબજામાંની સર્વ મિલકત કુટુંબની સમાયિક મિલકત છે; ( ખ ) કુટુંબની મિલકતનો કબજો કુટુંબની વતી તેની પાસે છે, અને તેનો કબજો કુટુંબના હકની વિરૂદ્ધ નથી; ( ગ ) પોતાને નામે વેચાણથી, ગીરોથી કે પટથી સંપાદન કરેલી કોઇપણ મિલકત અથવા પોતે કરાવી લીધેલા દસ્તાવેજો કુટુંબની વતી સંપાદન કરેલા છે, અગર ( ઘ ) કુટુંબના માટે કરેલો સર્વ ખર્ચ કુટુંબની સમાયિક મિલકતમાથીજ કરેલો છે. ( ૨ ) પરંતુ નીચે દર્શાવ્યા પ્રમાણે કબુલ રાખવામા અગર શાબીત કરવામા આવે તો તેવું અનુમાન થઇ નથી, એટલે-( ક ) કુટુંબની મિલકતની આ પહેલાંજ વહેંચણી કરવામા આવેલી છે; ( ખ ) કુટુંબના માણસો પોતપોતાની આગવી મિલકત ધરાવે છે; અથવા ( છ ) આ પ્રમાણે મિલકત સંપાદન કરવામા, દસ્તાવેજ કરવામાં કિંવા કરેલા ખર્ચમાં સમાયિક મિલકતનો વ્યય કરેલો નથી, અગર આગવી મિલકતમાંથી વ્યય કરેલો છે

**જ્ઞાતિથી બહિષ્કૃત તથા પરધર્મ સ્વીકારનાર.**

૭૧ ધાર્મિક સ્વાતંત્ર્યના નિબંધના ઠરાવોને પાત્ર રહીને, જે સખસ જ્ઞાતિથી બહિષ્કૃત થાય અથવા પરધર્મ સ્વિકારે તે સખસ તે વખતથી અવિભક્ત હિંદુ કુટુંબના અંગ તરીકે ગણાતો નથી.

*૫૨ કાયદેસર રીતરિવાજને અભાવે (ક) નાયકાઓ અને તેમના છોકરાઓને, (ખ) હિંદુ નહીં એવા બાપથી પેદા થએલા હિંદુ સ્ત્રીના અનૌરસ પુત્રને, (ગ) હિંદુ ધર્મનો ત્યાગ કરનાર હિંદુ કુટુંબને, અને (ઘ) જે કુટુંબ કાયદેસર રીતે અવિભક્ત હીંદુ કુટુંબ ગણાય નહીં તેને, જો તેઓએ હીંદુ કાયદા પ્રમાણે વર્તવાનું છોડી દીધું ન હોય તો, અવિભક્ત હીંદુ કુટુંબના નિયમો લાગુ પડે છે

હિંદુ જેવા બીજા સખસોને કયો નિયમ લાગૂ છે.

---

## પરિશિષ્ટ ૩.

# હિંદૂ દત્તક નિબંધ.

(સંવત્ ૧૯૮૩ સુધી થએલા સુધારા વધારા સાથે)

હિંદુ ધર્મશાસ્ત્રના આ રાજ્યમા દત્તક સબંધી પ્રચલિત મૂલતત્વો એકત્ર કરી તેની વ્યાખ્યા કરીને તે સંબધી નિબધ કરવો ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદૂર એમણે નીચે પ્રમાણે ઠરાવ્યુ છે —

ઉદ્દેશ

### બાબ ૧ લો.

#### આરંભના નિયમ

સંજ્ઞા ૧ આ નિબધને "હિંદુ દત્તક નિબધ" કહેવો

*૨ (૧) આ નિબધ મિતિ વૈશાખ સુદી ૧૫ સંવત્ ૧૯૬૬ ના રોજ એટલે તારીખ ૨૪ માહે મે સન ૧૯૧૦ ના રોજ અમલમા આવશે (૨) પરંતુ એમ ઠરાવવામા આવે છે કે, કોઇ કુટુબ વર્ણ અથવા દેશમા

શરૂઆત

* પેટાકલમ (૨) સંવત ૧૯૮૩ ના નિબધ ૨૬ મા પ્રમાણે સુધારી છ

દત્તકના સંબંધમા પ્રમાણ મળેલા અને માન્ય થઇ શકે એવા ચાલુ રીત રિવાજને કે બીજા કોઇ કાયદાના ધારણોને આ નિબધમાં નિર્દિષ્ટ કરેલી કોઇપણ બાબતથી પ્રતિબંધ થતો નથી

૩ વિષય ઉપરથી અથવા પૂર્વાપર સંબંધથી બાધ આવતો ન હોય તો આ નિબંધમા-(ક) "પુત્ર" એ શબ્દમા ઔરસપોત્ર, તથા પ્રપોત્રનો સમાવેશ થાય છે એમ સમજવું; (ખ) "સંન્યાસી" એટલે જે સખસે હમેશને માટે સંસારનો ત્યાગ કર્યો હોય તે સખસ સમજવો; તથા × (ગ) "અનંશ" એટલે હિંદુ વારસાના નિબધ અગર રિવાજ પ્રમાણે શારીરિક ખોડને લીધે અગર બીજાં કારણથી વારસાને માટે જે સખસ નાલાયક હોય તે સખસ સમજવો

વ્યાખ્યા

---

## ભાગ ૨ જો

### દત્તક કોણ લઇ શકે

### (ક) સામાન્ય

+૪ આ નિબંધના ઈતર ઠરાવોને પાત્ર રહીને, જેને પુત્ર ન હોય, તથા જે દિવાનો, ગાંડો કે ઇતર રીતે વિકૃતબુદ્ધિનો ન હોય એવા કોઇપણ સમજણી ઉમરના સખસને એકી વખતે ફક્ત ઓજ દત્તકપુત્ર લેવાનો અધિકાર છે. ખુલાસો-(૧) દત્તક લેવાના વખતે જે

દત્તક લેવાનો અધિકાર.

× પેટા કલમ (ગ) સંવત ૧૯૮૩ ના નિબંધ ૨૬ મા પ્રમાણે સુધરી છે. જૂઓ આ. ૫. ભાગ ૨, તા. ૨૧-૪-૨૭

+ કલમ ૪ સંવત ૧૯૮૩ ના નિબંધ ૨૬ પ્રમાણે સુધરી છે. જૂઓ આ. ૫ ભાગ ૨, તા ૨૧-૪-૨૭

પોતાની પત્ની અથવા પુત્રની પત્ની કે વિધવા ગર્ભવતી હોવાના કારણથી કોઇ સખસને પુત્ર થવાનો સંભવ હોય તેટલા ઉપરથીજ તે વખતે તેને પુત્ર છે એમ સમજવાનું નથી. ખુલાસો-(૨) કાયદા કે રિવાજ પ્રમાણે કોઈ સખસનો પુત્ર અનરસ થયો હોય ત્યારે તેને પુત્ર છે એમ સમજવું નહીં.

( ખ ) અધિકારવાળા પુરૂષ.

**અધિકારી પુરૂષ**

૫ સન્યાસી સિવાયના કોઇપણ પુરૂષને, પછી તે ( ક ) કુંવારો હોય, ( ખ ) વિધૂર હોય, અગર ( ગ ) અનંસ હોય, તોપણ તેને દત્તક પુત્ર લેવાનો અધિકાર છે.

( ગ ) અધિકારવાળી સ્ત્રી.

**અધિકારી સ્ત્રી**

૬ કોઇપણ સોવાસણ સ્ત્રીને ( ક ) ફક્ત પોતાના પતીને માટેજ, તથા ( ખ ) પોતાના પતિની સ્પષ્ટ સંમતિથી દત્તક પુત્ર લેવાનો અધિકાર છે અપવાદ—જ્યારે પતિ, ( ગ ) સન્યાસી થયો હોય, અગર ( ઘ ) ગાંડો થઇ ગયો હોય, ત્યારે પતિની સંમતિ વિના પોતાની ઇચ્છાથીજ દત્તક પુત્ર લેવાને હરકત નથી

**વિભક્ત પતિની વિધવાનો અધિકાર**

૭ કોઇપણ પુત્ર વિનાની વિધવા સ્ત્રીને, તેનો પતિ પોતાના કુટુંબથી વિભક્ત હોય, અથવા તેવા પતિની વિધવા પોતે વારસ હોય, ત્યારે, જો દત્તકની બાબતમાં પતિએ સ્પષ્ટ અગર ગર્ભિત રીતે નિષેધ અગર નિર્બંધ કરેલો ન હોય તો ફક્ત પોતાના પતિને માટે દત્તક પુત્ર લેવાનો તેને અધિકાર છે

**અવિભક્ત પતિની વિધવાનો અધિકાર**

૮ જ્યારે કોઈ વિધવા સ્ત્રીનો પતિ પોતાના કુટુંબથી અવિભક્ત હોય-ત્યારે તેની સ્વોપાર્જીત મિલકત સિવાયની મિલકતના સંબંધમાં તે વિધવાને ( ક ) પોતાના પતિની સ્પષ્ટ અનુમતિ સિવાય, અથવા ( ખ ) પતિએ સ્પષ્ટ કે ગર્ભિત રીતે વિરોધ ન કર્યો હોય

તો ( ૧ ) તે અવિભકત કુટુબમાના સહભાગીઓ પૈકી જ્યારે સ-ખ્યાની સ્પષ્ટ સમતિ શિવાય, અથવા ( ૨ ) પોતાના સસરાની અગર અવિભકત કુટુબના વડીલ જે કર્તા હોય તેની સ્પષ્ટ સંમતિ શિવાય દત્તક પુત્ર લેવાનો અધિકાર નથી. ઉદાહરણો ( ૧ ) અ તથા બ ભાઇઓ એક અવિભકત કુટુબના સખસો છે અ પોતાની સ્ત્રી કને દત્તક લેવા સ્પષ્ટ સંમતિ આપે છે અને અવિભકત અવસ્થામાજ મરણ પામે છે બની વિધવા ક, બની સંમતિ શિવાય ડ નામના સખસને દત્તક લે છે એ દત્તક કાયદેસર છે ( ૨ ) અ તથા તેના ચાર પુત્રો બ, ક, ડ, ઇ એક અવિભકત કુટુબના સખસો છે. તેમા બ આવીજ સ્થિતિમા મરણ પામે છે બની વિધવા ફ છે તે ક, ડ અને ઇની સંમતિથી અથવા અ એકલાનીજ સંમતિથી ગ ને દત્તક લે છે આ દત્તક કાયદેસર છે.

૯ કલમ ૧૩ મા ઠરાવવામા આવ્યુ છે તે શિવાય જ્યારે પોતાના પતિની મિલકત ઉપર પોતાના શિવાય અગર પોતાની સહવિધવા શિવાય બીજા કોઇને વારસાનો હક નિવિષ્ઠ થયો હોય ત્યારે તેવા બીજા સખસની સ્પષ્ટ સંમતિ શિવાય તેના તેવા હકને બાધ આવે એવી રીતે કોઇ વિધવાને દત્તક પુત્ર લેવાનો અધિકાર નથી ઉદાહરણ અ અને બ નામના ભાઇઓ એક અવિભકત કુટુબમા છે પ્રથમ અ પોતાની વિધવા ક મૂકી મરણ પામે છે. અને પછી બ પોતાની વિધવા ડ મૂકી મરણ પામે છે, એટલે તે વિધવા ડને સઘળી મિલકત ઉપર વારસ તરીકે હકક નિવિષ્ઠ થાય છે. અની વિધવા ક, ફ ને ડની સંમતિ શિવાય દત્તક લે છે આ દત્તકથી બની વિધવા ડમા નિવિષ્ટ થએલો હકક નષ્ટ થઇ શકે નહી.

**નિવિષ્ઠ હકકવાળાની સમતિની જરૂર**

૧૦ કલમ ૮ તથા ૯ મા કહેલી સ્પષ્ટ સંમતિ, દત્તક લેતા પહેલા અગર લેતી વખતે આપેલી કાયદેસર સંમતિ હોવી જોઇએ આવી કાયદેસર સ્પષ્ટ સંમતિ શિવાય લીધેલો દત્તક પાછળથી બહાલ રાખવામા આવે તેથી કાઇ કાયદેસર દત્તક થઇ શકે નહીં.

**કાયદેસર સંમતીની જરૂર**

**અજ્ઞાન વયની વિધવાને સંમતિની ખાસ જરૂર**

૧૧. કલમ ૮ તથા ૯ પ્રમાણે જ્યારે દત્તક લેવાને માટે વિધવાને તેના પતિની, સહભાગીઓની, અગર સસરાની સંમતિ હોય ત્યારે, વિધવા અજ્ઞાન વયની હોય તોપણ તેને દત્તક પુત્ર લેવાને પ્રતિબંધ નથી.

**દત્તક લેવાની વિધવાને ફરજ પાડી શકાય નહીં.**

૧૨. કોઇ પણ વિધવાને દત્તક લેવાની બાબતમા પતિની આજ્ઞા થએલી હોય અગર તેની અનુમતિ હોય તો પણ, ( ક ) તે વિધવાની મરજી હોય તો જ, અને જ્યારે મરજીમા આવે ત્યારે, તથા ( ખ ) અમુક પુત્રને દત્તક લેવો વિગેરે શરત કરીને અનુમતિ આપી હોય ત્યારે, પતિનો મુખ્ય ઉદ્દેશ બરબાદ ન જાય તેટલે દરજ્જે તેવી શરતોને અનુસરીને, તે વિધવાને દત્તક પુત્ર લેવાનો અધિકાર છે.

**માનો દત્તક લેવાનો હક્ક નષ્ટ થાય છે.**

* " ૧૩ કોઇ સખસની મિલકત તેના મરણ પછી તેની વિધવાને કે તેની માતા સિવાયના ઇતર વારસોને વારસાઇના હકકથી સંપ્રાપ્ત થઇ હોય, તો તે સખસની માનો દત્તક લેવાનો અધિકાર હમેશને માટે નષ્ટ થાય છે એમ સમજવું " ઉદાહરણઃ—( ૧ ) સને ૧૮૫૦ મા ગોરીકીશોર મરણ પામ્યો; તે વેળા તેની પાછળ તેની વિધવા ચંદ્રાવળી, પુત્ર ભવાનીકીશોર તથા પુત્રવધુ ભુવનમયી કુટુંબમાં હતા; વારસો પુત્ર ભવાનીકીશોરને ઉતર્યો. ભવાનીકીશોર સને ૧૮૫૪ મા મરણ પામ્યો, એટલે તેનો વારસો તેની વિધવા ભુવનમયીમા નિર્વીષ્ટ થયો. ત્યાર બાદ તે વિધવા પણ એક વર્ષ પછી મરણ પામી એટલે ભવાનીકીશોરનો વારસો તેની માતા ચંદ્રાવળીને પ્રાપ્ત થયો. ચંદ્રાવળીએ પોતાના મેયત ધણી ગોરીકીશોરે આપી રાખેલી અનુમતિ પ્રમાણે દત્તક પુત્ર લીધો આ દત્તક પુત્ર કાયદેસર ગણાય નહીં.

---

* કલમ ૧૩ સંવત્ ૧૯૮૩ ના નિબંધ ૨૬ પ્રમાણે સુધારી છે. જુઓ આ ૫ ભાગ ૨, તા. ૨૧-૪-૨૭

( ૨ ) સન ૧૮૭૯ મા જીવાજીએ પોતાની મિલક્ત પ્રતિવાદીને ત્યાં ગીરો મૂકી. સન ૧૮૮૪ મા તે સંતતી વિના ગુજરી ગયો. તેની સ્ત્રી તેની પહેલા મરણ પામી હતી, એટલે તેની માતા તુલસી તેની વારસ થઇ. સન ૧૮૯૪ મા તુલસીએ વાદીને પોતાના ધણી કૃષ્ણાજીને માટે દત્તક લીધો, અને ત્યાર પછી તે મરણ પામી. વાદીએ પ્રતિવાદી વિરુદ્ધ ગીરો મિલક્ત માટે માંડેલા દાવામાં વાદી કાયદેસર દત્તક નથી એવી પ્રતિવાદીની તકરાર માન્ય કરી શકાય નહીં.

**અનેક સહવિધવા પૈકી અધિકારી વિધવા**

* ૧૪. ( ૧ ) મૈયત પતિ પાછળ અનેક સહવિધવાઓ હોય તો તેઓ પૈકી માત્ર વડીલ વિધવાને દત્તક લેવાનો અધિકાર છે. × ' ખુલાસો—વડીલ વિધવા એટલે ધણી સાથે જે પ્રથમ પરણેલી હોય તે વિધવા સમજવાની છે. ( ૨ ) પરંતુ જો, ( ક ) પતિએ કોઇ નાની વિધવાને દત્તક લેવાનો અધિકાર સ્પષ્ટ રીતે આપ્યો હોય, ( ખ ) વડીલ વિધવાએ નાની વિધવાને દત્તક પુત્ર લેવાની બાબતમાં સંમતિ આપી હોય, અગર ( ગ ) વડીલ વિધવા કોઇ કારણથી દત્તક લેવાને કાયદા પ્રમાણે અયોગ્ય થઇ હોય, ત્યારે નાની વિધવાને દત્તક પુત્ર લેવાનો અધિકાર છે.

**સ્ત્રીનો પોતાને માટે દત્તક લેવાનો અધિકાર.**

૧૫ ( ૧ ) કોઇ સ્ત્રીને પોતાને માટે દત્તક લેવાનો અધિકાર નથી. ( ૨ ) પરંતુ કાંઇ અનીતિની શરત કરવામાં આવતી ન હોય તો નાયકાઓ કન્યાને દત્તક લઇ શકે.

---

× ખુલાસો સંવત ૧૯૮૩ ના નિબંધ ૨૬ પ્રમાણે વધ્યો છે. જુઓ આ, પ. ભાગ ૨, તા. ૨૧-૪-૨૭.

## બાબ ૩ જો

### દત્તક કોણ આપી શકે

**દત્તક આપવાનો અધિકાર**

૧૬ પિતાની હયાતીમા પુત્રને દત્તક આપવાનો અધિકાર ફક્ત ( ક ) તેના જનક પિતાને, તથા ( ખ ) પિતાની સ્પષ્ટ અગર ગર્ભિત અનુમતિથી જનક માતાને છે.

ખુલાસો—જનક પિતા અગર જનક માતાએ પોતાનો ધર્મ બદલ્યો હોય તોપણ તેથી તેમનો દત્તક આપવાનો અધિકાર નષ્ટ થતો નથી

**જનક માતાનો અધિકાર**

૧૭ ( ૧ ) ( ક ) પિતા મૈયત હોય અગર મૈયત થયાનુ કાયદા પ્રમાણે અનુમાન થઇ શકતુ હોય, અગર ( ખ ) પિતા સન્યાસિ થવાથી, કિંવા ગાંડો થઇ જવાથી અનુમતિ આપવાને નાલાયક થયો હોય ત્યારે જનક માતાને પુત્ર દત્તક આપવાને અધિકાર છે ( ૨ ) મૈયત થતા પહેલા અગર અનુમતિ આપવાને નાલાયક થતા પહેલા પિતાએ પોતાનો પુત્ર દત્તક આપવાને સ્પષ્ટ અગર ગર્ભિત રીતે નિષેધ કરેલો હોય ત્યારે જનક માતાને દત્તક આપવાનો અધિકાર રહેતો નથી ( ૩ ) પુનર્લગ્ન કર્યુ હોય એવી જનક માતાને પોતાના પહેલા પતિની સ્પષ્ટ અનુમતિ હોયા શિવાય પહેલા લગ્નથી થએલા પુત્રને દત્તક આપવાનો અધિકાર રહેતો નથી

**દત્તક આપવાનો અધિકાર બીજાને સોંપી શકાય નહીં.**

૧૮ ( ૧ ) દત્તક આપવાનો જે સખસને અધિકાર હોય તેનાથી તે અધિકાર બીજા કોઇને સોંપી શકાય નહીં ( ૨ ) પરંતુ અધિકારી સખસે દત્તક આપવાની સમતિ એકવાર આપી હોય તો ફક્ત દત્તવિધાનની ક્રિયા કરવાનો અધિકાર બીજા કોઇને આપવાને હરકત નથી

*૧૯ આ કલમ રદ થઇ છે

---

* કલમ ૧૯ સવત ૧૯૮૩ ના નિબધ ૨૬ પ્રમાણે રદ કરી છે જુઓ આ. ૫ ભાગ ૨, તા ૨૧-૪-૨૭

## બાબ ૪ થો.

### દત્તક કોણ થઇ શકે.

**દત્તક થવાની પાત્રતા**

×૨૦ ( ૧ ) કોઈપણ સવર્ણ સખસ કાયદાની ઇતર શરતોને પાત્ર રહીને દત્તક લેનાર પિતાનો દત્તક પુત્ર થવાને પાત્ર છે. ( ૨ ) દત્તક થનાર પુત્ર ( ક ) કોઈપણ ઉમરનો હોય, ( ખ ) પરણેલો હોય અગર છોકરાનો બાપ હોય, ( ગ ) પોતાના જનક પિતાનો જ્યેષ્ઠ પુત્ર હોય, ( ઘ ) પોતાના જનક પિતાનો એકજ પુત્ર હોય, તોપણ તે દત્તક થવાને નાલાયક ગણાશે નહીં

**દત્તકને માટે અ-યોગ્ય પુત્ર**

+૨૧ કોઇ સખસ (ક) પુત્ર તરીકે કરવાની ધર્મક્રિયા માટે અથવા વારસાઈ હક્ક ધારણ કરવા માટે નાલાયક હોય, ( ખ ) પોતે એકવાર દત્તક લેવાયેલો હોય, અગર ( ગ ) માબાપ વિનાનો હોય, તો દત્તક લેવા અયોગ્ય ગણાશે.

**સંમતિ વગર દત્તક લઇ શકાય નહીં.**

÷" ૨૨ કલમ ૧૬ મા ગમે તેમ નિર્દિષ્ટ કરેલું હોય તોપણ કોઇ સમજણી ઉમરના સખસને તેની સંમતિ વગર દત્તક લઇ શકાય નહીં

**દ્વયામુષ્યાયણ**

૨૩ ( ૧ ) એકજ પુત્રને બે સખસો એકી વખતે દત્તક પુત્ર તરીકે લઇ શકે નહીં ( ૨ ) પરંતુ એકના એક પુત્ર ઉપર તેનો જનક પિતા પોતાનો પિતૃત્વનો હક્ક કાયમ રાખીને સ્પષ્ટ કરાર કરીને તેવો પુત્ર બીજા

---

× કલમ ૨૦ સવત ૧૯૮૩ ના નિબંધ ૨૬ પ્રમાણે સુધરી છે જુઓ આ ૫ ભાગ ૨, તા ૨૧-૪-૨૭. + કલમ ૨૧ સંવત ૧૯૮૩ ના નિબંધ ૨૬ પ્રમાણે સુધરી છે. જુઓ આ ૫. ભાગ ૨, તા. ૨૧-૪-૨૭. ÷ કલમ ૨૨ સવત ૧૯૮૩ ના નિબંધ ૨૬ પ્રમાણે સુધરી છે જુઓ. આ ૫. ભાગ ૨, તા ૨૧-૪-૨૭

સખસને દત્તક આપે તો તે પુત્ર દ્વયામુષ્યાયણ, એટલે જનક પિતા તથા દત્તકપિતા એ બન્નેનો પુત્ર થઇ શકે. ( ૩ ) બે ભાઇઓની વિધવાઓ પણ ઉપર પ્રમાણે સ્પષ્ટ કરાર કરીને એકજ પુત્રને દ્વયામુષ્યાયણ પુત્ર બનાવી શકે.

---

## બાબ ૫ મો.

### દત્તક કેવી રીતે લઇ શકાય.

દત્તવિધાનની આવશ્યક ક્રિયા

* ૨૪ દત્તક પુત્ર લેવામા પુત્રનુ ( ક ) પ્રત્યક્ષ દાન, ( ખ ) પ્રત્યક્ષ પ્રતિગ્રહ, તથા ( ગ ) દત્તહોમ અવશ્ય છે. અપવાદ ( ૧ ) સગોત્ર પુત્રને દત્તક લેવામા તથા ( ૨ ) શૂદ્રવર્ણમા દત્તહોમ અવશ્ય નથી

---

## બાબ ૬ ઠો.

### દત્તક થવાથી શું પરિણામ આવે

દત્તક થવાનું પરિણામ.

૨૫. પુત્ર દત્તક થાય એટલે ( ક ) તે જનક પિતાના કુટુંબમાથી કમી થઇ તે કુટુંબમાના તેના જનક પિતાના પુત્ર તરીકેના વારસાઇના, સહભાગીના તથા ધર્મક્રિયા કરવાના વિગેરે સર્વ હક્ક તથા જવાબદારીઓ નષ્ટ થાય છે; અને ( ખ ) દત્તક લેનારા પિતાના કુટુંબમા ઔરસપુત્ર તરીકે સર્વ હક્ક તથા જવાબદારીઓ તેને પ્રાપ્ત થાય છે. * ( ગ ) દત્તવિધાન થતા પેહેલા દત્તક થનાર સખસને જે કાંઇ છોકરાઓ

---

* કલમ ૨૪ સંવત ૧૯૮૩ ના નિંબધ ૨૧ પ્રમાણે સુધરી છે જુવો આ. પ. ભાગ ૨, તા. ૨૧-૪-૨૭. * ( ગ )

થએલા હોય તો તે છોકરાઓ દત્તક થનાર સખસના જનક પિતાના કુટુંબના ગણાશે, × ( ધ ) દત્તવિધાન વખ્તે દત્તક લેવામા આવેલા સખસની પત્ની જો ગર્ભવતી હોય તો દત્તવિધાન પછી જન્મેલુ છોકરૂ તમામ કારણોને માટે દત્તક લેનારના કુટુબમા જન્મેલુ છે એમ સમજવુ અપવાદ ૧ લો:-જનક કુટુબમા એક લોહીના સગપણથી લગ્ન કરવાને, દત્તક આપવા લેવાને વિગેરે સબધ જોડાવાને જે પ્રતિબધો હોય તેટલા પુરતુ તેનુ તે કુળ સાથેનુ એક લોહીનુ સગપણ તેના દત્તક થવાથી તુટતુ નથી અપવાદ ૨ જો -દત્તવિધાન થવા પહેલા તે પુત્રની કાઇ સ્વોપાર્જીત મિલકત હોય કિંવા તેના તે કુટુબ તરફનો ન હોય એવો બીજો કાઇ વારસો કિંવા હકક તેને પ્રાપ્ત થયો હોય તો તે ઉપર તેનો હકક તેના દત્તક થવાથી નષ્ટ થતો નથી

**દત્તક પુત્ર અને પાછળથી જન્મેલો ઔરસ પુત્ર**

૨૬ દત્તક પુત્ર લીધા પછી જો દત્તક લેનાર પિતાને એક અગર અનેક ઓરસ પુત્ર પ્રાપ્ત થાય તો, ઔરસ પુત્ર કરતા દત્તક પુત્રનો કોઇપણ પ્રકારનો વારસાઈ હકક કમી ગણાઇ દરેક ઓરસપુત્રને જે ભાગ મળે તેનો એક ચતુર્થાશ ભાગ દત્તક પુત્રને મળી શકે ખુલાસો —આ પ્રમાણે પાછળથી પેદા થએલો ઔરસપુત્ર જો પછથી એકત્રપણામાજ કાઇ સતતિ વિના મરણ પામે તો દત્તક પુત્રને પાછળ જીવતો રહેવાના સબબે પિતાની મિલકત ઉપર જે હકક પ્રાપ્ત થઇ શકે તેને કાઇ બાધ આવશે નહીં અપવાદ—દત્તક પિતાની અવિભાજ્ય મિલકતના સબધમા ઓરસ તથા દત્તક પુત્રો પૈકી ફક્ત ઔરસપુત્રને વારસાઇનો હકક પ્રાપ્ત થશે

**દત્તક અને અનૌરસ પુત્ર**

૨૭ કોઇ કુટુબના દત્તક પુત્રની સાથે અનૌરસ પુત્ર વારસાઇનો દાવો રાખતો હોય ત્યારે દત્તક પુત્રને ઔરસ પુત્ર સમજીને ઓરસ તથા અનૌરસ પુત્રો વચ્ચે વારસાઇના સબધમા જે નિયમ લાગુ હોય તેજ નિયમ દત્તક પુત્રના સબધમાં પણ લાગુ પડશે.

---

× ( ગ ) ( ઘ ) સવત ૧૯૮૩ ના નિબધ ૨૬ પ્રમાણે વધી છે જુવો આ ૫ ૧ાગ ૨, તા ૨૧-૪-૨૬

૨૮ દ્વયામુષ્યાયણ દત્તક પુત્રને (ક) જનક પિતાના કુટુંબમા વારસાઇના અને સહભાગીના પરસ્પર હક્કો, તથા ધર્મક્રિયા કરવાના વિગેરે સર્વ હક્કો તથા જવાબદારીઓ કાયમ રહીને, (ખ) દત્તક લેનારના કુટુંબમા દત્તક પુત્રના સર્વ હક્કો તથા જવાબદારીઓ પ્રાપ્ત થાય છે.

**દ્વયામુષ્યાયણના વારસાઇનો હક્ક**

૨૯. દ્વયામુષ્યાયણ દત્તક થયા પછી, (ક) જો તેના જનક પિતાને એક અગર અનેક ઔરસ પુત્ર પ્રાપ્ત થાય તો, દરેક ઔરસ પુત્રને જે ભાગ મળે તેનો અરધો ભાગ દ્વયામુષ્યાયણને મળી શકે છે (ખ) જો દત્તક લેનાર પિતાને એક અગર અનેક ઔરસ પુત્ર પ્રાપ્ત થાય તો તે કુટુંબમા તેવી સધીમા દત્તક પુત્રને જે ભાગ મળી શકે તેનો અરધો ભાગ દ્વયામુષ્યાયણને મળી શકે છે, અને (ગ) જો જનક તથા દત્તક કુટુંબ બન્નેમા ઔરસ પુત્રનો જન્મ થયો હોય તો દત્ત દત્તક લેનારના કુટુંબમા જ દ્વયામુષ્યાયણનો વારસાઇનો હક્ક કાયમ રહી તેને તેવી સધીમા દત્તક પુત્રને જે ભાગ મળી શકે તેટલો ભાગ મળી શકે છે

**દ્વયામુષ્યાયણ અને પાછળથી જન્મેલો ઔરસ પુત્ર**

૩૦ (૧) દત્તવિધાન થતા પહેલા, (ક) દત્તક લેનાર પિતાએ મિલકત સબધે (૨) બક્ષિસ, વેચાણ, વિગેરે કરેલા સર્વ વ્યવહારને, અને (૨) મૃત્યુપત્રથી કરેલા અને અમલમા આવેલા સર્વ વ્યવહારને, તેમજ (ખ) દત્તક લેનાર સ્ત્રીએ મિલકત સબધે, (૩) સ્ત્રીના મર્યાદિત અધિકારને અનુસરીને કરેલા કોઇ પણ વ્યવહારને, પાછળથી દત્તક પુત્ર લીધાના કારણથી કોઇ પણ પ્રકારનો બાધ આવી શકશે નહીં (૨) પરંતુ દત્તક લેનાર સ્ત્રીએ અનધિકારે કોઇ વ્યવહાર કર્યો હોય તો જેટલે દરજ્જે તે અનધિકૃત હોય તેટલે દરજ્જે તે રદ કરાવી લેવાનો દત્તક પુત્રને હક્ક છે (૩) દત્તવિધાન થતાં પહેલા દત્તક પિતાએ પોતાની પત્નીને કાઇ મિલકત બક્ષીસ અગર મૃત્યુપત્રથી આપેલી હોય, અને ત્યાર

**મિલકતની થઇ ગએલી વ્યવસ્થા સબંધી દત્તકના અધિકાર**

પછી તે સ્ત્રીએ દત્તક પુત્ર લીધો હોય તો તે મિલકત સંબંધે દત્તક લેનારી માતાના અધિકાર બીજા ઉત્તરાધિકારીઓના સંબંધમાં જેટલે દરજ્જે મર્યાદિત ગણી શકાય તેટલેજ દરજ્જે દત્તક પુત્રના સબંધમાં મર્યાદિત ગણાશે.

નિર્વિષ્ટ થએલા હક ઉપર દત્તકના અધિકાર.

૩૧. ( ક ) વિધવાએ લીધેલો દત્તક પુત્ર, ( ૧ ) ખુદ તે વિધવાનું, તથા ( ૨ ) તેની વિધવા સપત્નીનું, ( ખ ) અવિભક્ત કુટુંબમાં વિધવાએ લીધેલો દત્તક પુત્ર, ( ૩ ) સહભાગીઓનું, અને ( ગ ) બીજા કોઇ પણ વારસની સંમતિથી લીધેલો દત્તક પુત્ર, ( ૪ ) તેવી સંમતિ આપનારા સખસનું, દત્તક પિતાની મિલકત ઉપર નિર્વિષ્ટ થએલું સ્વત્વ પોતે લઇ લે છે.

મૃત્યુપત્રથી વ્યવસ્થા કરેલી વડીલોપાર્જીત મિલકત ઉપર દત્તકનો અધિકાર.

૩૨ વડીલોપાર્જીત કાંઇ મિલકત દત્તક લેનાર પિતાએ જો કાંઇ મૃત્યુપત્રથી બીજા કોઇને લખી આપી હોય તો, ( ક ) મૃત્યુપત્રથી એ પ્રમાણે લખી આપેલા ભાગ ઉપર દત્તક પુત્રનો કાંઈ હક્ક પ્રાપ્ત થશે નહીં એવી જો દત્તક પુત્ર સજ્ઞાન વયનો હોય તો તેની સાથે કરાર કરીને, અગર ( ખ ) સગીર વયના દત્તક પુત્રના સંબંધમાં તેને દત્તક આપનાર જનક પિતાની અગર માતાની તેવી સ્પષ્ટ સમજુત કરીને અને તેવી તેની સંમતિ લઇને, દત્તક પુત્ર લેવામાં ન આવ્યો હોય તો તે દત્તક પુત્ર વિરૂદ્ધ તે મૃત્યુપત્રનો અમલ થઈ શકશે નહીં.

+ ૩૩ આ કલમ રદ થઇ છે.

અનંશ લીધેલા દત્તકનો હક.

૩૪. ( ૧ ) અનંશ સખસે લીધેલા દત્તક પુત્રને દત્તક પિતાની સ્વોપાર્જીત તથા વિભક્ત થએલી મિલકત ઉપર વારસાઇનો હક્ક પહોંચી શકે છે. ( ૨ ) પરંતુ દત્તક પિતાના કુટુંબના બીજા સખસોના સંબંધમાં અન્નવસ્ત્ર ઉપરાંત બીજો કાંઇ વારસાઈનો હક્ક દત્તક પુત્રને પહોંચતો નથી.

---

+ કલમ ૩૩ સંવત ૧૯૮૩ ના નિબંધ ૨૧ પ્રમાણે રદ કરી છે. જુઓ આ. પ. ભાગ ૨, તા. ૨-૪-૨૭.

**દત્તક માતાઓનો વારસાઈ હક્ક**

૩૫ કોઇ સખસને અનેક પત્નીઓ હોય તે પૈકી કોઇને પણ પ્રધાનપદ આપ્યા સિવાય તે સખસે દત્તકપુત્ર લીધો હોય તો તે દત્તકપુત્રની મિલકતના સબંધમા તે સઘળી સ્ત્રીઓને માતાના સમપણથી સરખી રીતે વારસાઇનો હક્ક પ્રાપ્ત થાય છે

**અનેક માતા પૈકી દત્તક માતાનો વારસાઇ હક્ક**

૩૬ કોઇ સખસને અનેક પત્નીઓ હોય તે પૈકી ( ક ) કોઇ એકને પ્રધાનપદ આપીને તે સખસે પોતાની હયાતી દરમ્યાન દત્તક પુત્ર લીધો હોય, અગર ( ખ ) તે સખસના મરણ પછી તેની અનેક વિધવાઓ પૈકી કોઇ એક વિધવાએ દત્તક પુત્ર લીધો હોય ત્યારે તે સ્ત્રી દત્તક માતા અને બીજી સ્ત્રીઓ સાવકી માતા એ પ્રમાણે ગણીને દત્તક પુત્રની મિલકતના સબધમા વારસાઇ હક્ક નક્કી કરવામા આવશે

---

## બાબ ૭ મો.

### કિરકોળ

**ગેરકાયદે દત્તકનું પરિણામ**

૩૭ ( ૧ ) આ નિબધના ઠરાવ વિરૂદ્ધ જો દત્તકપુત્ર લેવામા આવ્યો હોય તો તે દત્તક નિરર્થક સમજવો.

( ૨ ) તેવા દત્તકપુત્રને દત્તક કુટુબમા કાંઇપણ હક્ક પ્રાપ્ત થતા નથી, તેમ જનક કુટુબમા તેના કોઈપણ હક્ક કિવા જવાબદારીઓ બધ પડતી નથી

**દત્તક ન લેવા બાબત અગર તહકુબ રાખવા બાબત કરાર.**

૩૮ ( ૧ ) દત્તકપુત્ર નહીં લેવા બદલ અગર દત્તક લેવાનુ તહકુબ રાખવા બાબતનો કરાર નિરર્થક છે ( ૨ ) એકવાર દત્તવિધાન પૂર્ણ અને કાયદેસર થયુ હોય તો પછી તે રદ કરી શકાય નહીં, અગર તેનો અમલ તહકુબ કરી શકાય નહીં.

---

## પરિશિષ્ટ ૪.

# હિંદુ મિલકતના વ્યવસ્થા સંબંધી નિબંધ.

( સંવત ૧૯૮૨ સુધીના સુધારા વધારા સાથે. )

ઉદ્દેશ — હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે મિલકતની વ્યવસ્થા સંબંધી કેટલાંએક મૂલતત્વોની વ્યાખ્યા કરી નિંબધ કરવો ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદૂર એમણે નિચે પ્રમાણે ઠરાવ્યું છેઃ-

## ભાગ ૧ લો.

### આરંભના નિયમ.

સંજ્ઞા ૧. આ નિબંધને " હિંદુ મિલકતની વ્યવસ્થા સંબંધી નિબધ " કહેવો.

શરૂઆત. ૨. ( ૧ ) આ નિબંધ મિતી ચૈત્ર સુદી ૨ સંવત ૧૯૬૭ ના રોજ એટલે તારીખ ૧ માહે એપ્રિલ સન ૧૯૧૧ ના રોજ અમલમાં આવશે. ( ૨ ) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, કોઈ કુટુંબ, વર્ણ, અગર દેશમાં આ નિબંધમાં કહેલી કોઇપણ બાબતસર પ્રમાણ ગણેલા અને માન્ય થઇ શકે તેવા ચાલુ રીતરિવાજને આ માહેની કોઇપણ બાબત બંધનકારક છે એમ સમજવું નહીં.

વ્યાખ્યા * ( ૨ ) ક. આ નિબંધમાં વિષય ઉપરથી અગર પૂર્વાપર સંબંધથી બાધ આવતો ન હોય તો, નીચે લખેલા શબ્દોનો નીચે લખ્યા પ્રમાણે અર્થ સમજવોઃ-

---

* કલમ ( ક ) સંવત ૧૯૮૨ નો નિંબધ ૩૪ માં પ્રમાણે વધી છે, જુઓ આ. ૫ ભાગ ૨, તારીખ ૧૫ જુલાઇ સન ૧૯૧૬.

વ્યવસ્થા

સ્વત્વાર્પણ

(ક) 'વ્યવસ્થા' એ શબ્દમાં (૧) મૃત્યુપત્રથી થવાની વ્યવસ્થાનો, અને સ્વત્વાર્પણથી કે જેમાં વેચાણ, ગિરો, પટા, બક્ષીસ કે અદલાબદલીનો સમાવેશ થાય છે તેનાથી કરવાની વ્યવસ્થાનો સમાવેશ થાય છે એમ સમજવું, (ખ) 'સ્વત્વાર્પણ' એ સંજ્ઞાનો અર્થ મિલકતના સ્વત્વાર્પણના નિબંધની કલમ ૭ માં જણાવ્યા પ્રમાણે સમજવો

---

## બાબ ૨ જો

### મૃત્યુ પત્રથી વ્યવસ્થા કરવા બાબત

મૃત્યુપત્રથી મિલકતની વ્યવસ્થા કોણ કરી શકે

૩ આ નિબંધના આ પછીના ઠરાવોને પાત્ર રહીને, જે સખસ (ક) સગીર ન હોય, તથા (ખ) સાવધ હોય, તે મૃત્યુપત્રથી પોતાની મિલકતની વ્યવસ્થા કરી શકે છે

કઈ અને કેટલી મિલકતની મૃત્યુપત્રથી વ્યવસ્થા કરી શકાય

૪ (૧) કોઇપણ (ક) પુરૂષ પોતાની (૧) સ્વાર્જીત (૨) વિભાગ પાડેલી આગળી કિંવા (૩) અવિભક્ત કુટુંબના સહભાગી પૈકી છેવટે પોતે એકલોજ જીવતો રહેવાના કારણથી જે તેની અવશિષ્ટ મિલકત હોય તેની તથા (ખ) સ્ત્રી તેને ધણીના તરફથી વારસામાં મળેલી કોઇપણ સ્થાવર અગર જંગમ મિલકત શિવાય પોતાની સ્વતંત્ર સ્વામિત્વવાળી મિલકતની મૃત્યુપત્રથી વ્યવસ્થા કરી શકે છે (૨) પરંતુ કોઇપણ સખસ જે મિલકતનું જેટલે દરજ્જે પોતાના જીવતા છતા બક્ષિસથી સ્વત્વાર્પણ કરી શકે તેથી વધારે તે મિલકતની મૃત્યુપત્રથી વ્યવસ્થા કરી શકે નહીં

*૫ મૃત્યુપત્રથી કરેલી વ્યવસ્થાની રૂએ કોઈપણ સખસ, પછી તે સગીર હોય કે અનંશ હોય, તોપણ લાભ લઇ શકે છે

મૃત્યુપત્રથી વ્યવસ્થા કરેલી મિલકતનો કોણ લાભ લઇ શકે

૬ ( ૧ ) મૃત્યુપત્રથી શર્તી વ્યવસ્થા કરવામાં આવતી હોય તો તેવી શર્ત હિંદુ ધર્મશાસ્ત્રને અસંમત ન હોવી જોઇએ. ( ૨ ) પરંતુ જો તે શર્ત હિંદુ ધર્મશાસ્ત્રને અસંમત હોય, પણ તેના ઉપર વ્યવસ્થાનો આધાર ન હોય તો, જાણે તે શર્ત નહોતીજ એ પ્રમાણે વ્યવસ્થાનો અમલ થશે. ઉદાહરણઃ-સ્વતંત્ર સ્વામિત્વ સાથે આપેલી બક્ષિસને લગાડેલી સ્વતંત્રપણાને અવરોધકારક શર્ત, તેમજ વિલાજને અવરોધકારક શર્ત હિંદુ ધર્મશાસ્ત્રને સંમત નથી. ( ૩ ) જે વ્યવસ્થા સીધી રીતે થઇ શકતી નથી તેજ વ્યવસ્થા જીમ્મેદારની નિમણુંક કરીને આડકતરી રીતે પણ મૃત્યુપત્ર કરનાર સખસથી થઇ શકતી નથી.

શર્તી વ્યવસ્થા હિંદુ ધર્મશાસ્ત્રને અસંમત ન હોવી જોઇએ.

૭. ભવિષ્યમાં કોઇપણ અનિશ્ચિત વખતે બનનારી બિના બને ત્યાં સુધી કાંઇપણ મિલકત સ્વામિત્વ વિનાની મૃત્યુપત્રની વ્યવસ્થાથી રાખી શકાય નહી.

મૃત્યુપત્રની વ્યવસ્થાની મિલકત સ્વામિત્વ વિનાની રાખી શકાય નહીં

૮. મૃત્યુપત્ર કરવા માટે કોઈપણ વિશેષ રીત, અગર વિધિ અવશ્યની નથી

મૃત્યુપત્ર કરવાની રીત

* સંવત્ ૧૯૭૪ ના ૫ મા નિબંધથી આ કલમની પેટાકલમ ( ૨ ) તથા તે નીચેનો ખુલાસો રદ્દ કરવામાં આવ્યો છે. આ. ૫. ભાગ ૨, તા ૭-૨-૧૮.

૯ મૃત્યુપત્ર કરનાર સખસના શાબિત થએલા ઇરાદાને પ્રધાન ગણીને મૃત્યુપત્રનો અર્થ. મૃત્યુપત્રનો અર્થ કરવો જોઇએ

---

## બાબ ૩ જો

### સ્ત્રીનું સ્વામિત્વ તથા તેના સ્વત્વાર્પણ કરવાના અધિકાર

**સ્વતંત્ર સ્વામિત્વવાળી મિલકતની વ્યવસ્થા કરવાનો સ્ત્રીનો અધિકાર.**

÷ ૧૦ જે મિલકત ઉપર કોઇ સ્ત્રીનું સ્વતંત્ર સ્વામિત્વ હોય તે મિલકતનું કોઇ પણ પ્રકારે સ્વત્વાર્પણ કરવા તે સ્ત્રીને અધિકાર છે

**મર્યાદિત સ્વામિત્વવાળી મિલકતની વ્યવસ્થા કરવાનો સ્ત્રીનો અધિકાર.**

+ ૧૧. ( ૧ ) જે મિલકત ઉપર કોઇ સ્ત્રીનું મર્યાદિત સ્વામિત્વ હોય તે મિલકતનો પૂર્ણ રીતે ઉપભોગ કરવાનો માત્ર તે સ્ત્રીને અધિકાર છે ( ૨ પરંતુ ( ક ) કુટુંબના કિંવા કુટુંબની મિલકતના સંરક્ષણ અગર કાયદા માટેના, ( ખ ) કુટુંબના ભરણપોષણ તથા શિક્ષણ માટે જરૂર હોય તેવા, ( ગ ) અવશ્ય ધર્મક્રિયાને માટે જરૂર હોય તેવા, ( ઘ ) કુટુંબમાની કન્યાઓના લગ્ન કરવાના કામે જરૂર હોય તેવા, તથા ( ઙ ) બીજા કોઇ કાયદા પ્રમાણે એવાજ આવશ્યક જરૂરીયાતવાળા ગણાય એવા હોય તેવા, વ્યવહાર શિવાય, બીજા કોઇ પણ

---

÷ કલમ ૧૦ સંવત ૧૯૮૨ ના નિબંધ ૩૪ પ્રમાણે સુધરી છે. જુઓ: આ. પ. ભાગ ૨, તા. ૧૫ માહે જુલાઇ સન ૧૯૨૬.

+ કલમ ૧૧ સંવત ૧૯૮૨ ના નિબંધ ૩૪ મા પ્રમાણે સુધરી છે. જુઓ: આ. પ. ભાગ ૨, તા. ૧૫ માહે જુલાઇ સન ૧૯૨૬.

પ્રસંગે તેવી મિલકતનું કંઇ પણ સ્વત્વાર્પણ કરવાનો તે સ્ત્રીને અધિકાર નથી.

**મર્યાદિત સ્વામિત્વવાળી મિલકતની કરેલી વ્યવસ્થાથી પડનારી જવાબદારી.**

+ ૧૨. ( ૧ ) મર્યાદિત સ્વામિત્વવાળી કોઇ સ્ત્રીએ પોતાની મિલકતની કંઇ વ્યવસ્થા જરૂરીયાત કારણસર કરી હોય તો જેટલે દરજ્જે એકાદ સાધારણ હાવકો માણસ પોતાની મિલકત કે જાત ઉપર વિવિક્ષિત પ્રસંગે જવાબદારી લઇ શકે તેટલેજ દરજ્જે તે સ્વત્વાર્પણ સંબંધી જવાબદારી તે મિલકત ઉપર ઉત્તરાધિકારીઓ વિરૂદ્ધ પડે છે. ( ૨ ) પરંતુ સ્વત્વાર્પણથી લેનાર અથવા લહેણદાર તે સ્વત્વાર્પણ જે સંજોગોને લીધે કાયદેસર જરૂરીયાત ગણાય તેવા સંજોગોના અસ્તિત્વની યોગ્ય કાળજીથી ખાત્રી કરીને શુદ્ધબુદ્ધિથી વર્ત્યો હોય તો એ સ્વત્વાર્પણની જવાબદારી તે મિલકત ઉપર સઘળા ઉત્તરાધિકારીઓ વિરૂદ્ધ પડે છે.

**મર્યાદિત સ્વામિત્વવાળી મિલકતની સ્ત્રીએ કરેલી વ્યવસ્થા, તદ્દન નિરર્થક નથી**

૧૩. ( ૧ ) મર્યાદિત સ્વામિત્વવાળી સ્ત્રીએ બીન અધિકારે કરેલી મિલકતની કોઇ પણ સ્વત્વાર્પણ તદ્દન નિરર્થક નથી. તે સ્ત્રીને તેની જીંદગી દરમ્યાન તે વ્યવસ્થા બંધનકારક રહી તેની હયાતી પછીના ઉત્તરાધિકારીની મરજી પ્રમાણે તે ટાળવાજોગ ગણાય છે. ( ૨ ) પરંતુ સ્વત્વાર્પણ સ્વીકારનારે સદ્દહુ વ્યવસ્થા સંજોગોને લીધે કાયદેસર જરૂરીયાત ગણાય તેવા સંજોગોના અસ્તિત્વની યોગ્ય કાળજીથી ખાત્રી કરીને શુદ્ધબુદ્ધિથી અને મોબદલો આપીને તે વ્યવસ્થા સ્વીકારેલી હોય તો ઉત્તરાધિકારીની મરજી ઉપરથી તે સ્વત્વાર્પણ રદ કરતી વેળા મોબદલાનો અવેજ તેને પાછો આપવો જોઈએ

---

+ સંવત ૧૯૮૨ ના નિબંધ ૩૪ મા પ્રમાણે કલમ ૧૨-૧૩-૧૪-૧૫ સુધરી છે જુઓ: આ. પ. ભા. ૨. તા. ૧૫ માહે જુલાઈ સન ૧૯૨૬.

**મર્યાદિત સ્વામિત્વવાળી સ્ત્રીએ પોતાનું સ્વામિત્વ તથા પોતાનો નાતો છોડી દેવા વિષે**

" ૧૪ ( ૧ ) મર્યાદિત સ્વામિત્વવાળી કોઇ સ્ત્રીને જે જે મિલકત ઉપર પોતાનું મર્યાદિત સ્વામિત્વ હોય તે મિલકત ઉપરનું પોતાનું સ્વામિત્વ તથા પોતાનો નાતો છોડી દેવા તે સ્ત્રી મુખત્યાર છે. ( ૨ ) મર્યાદિત સ્વામિત્વવાળી કોઈ સ્ત્રીએ પોતાની મિલકતનું સ્વત્વાર્પણ કર્યું હોય અને તે સ્વત્વાર્પણને અગ્રહક્ક ધરાવનારા ઉત્તરાધિકારીઓની અને તેવા અગ્રહક્ક ધરાવનાર અધિકારીઓ અનેક હોય તો તે સર્વની સંમતિ હોય તો, તે સ્વત્વાર્પણ સમતિ આપનાર તેમજ તેમનાથી ઉતરતા દરજ્જાના ઉત્તરાધિકારીઓને બંધનકારક થાય છે ( ૩ ) એવી સંમતિ હોય તો સ્વત્વાર્પણ કાયદેસર અને જરૂરીઆત કારણને માટે કરવામા આવ્યું છે, એવુ વિરૂદ્ધ શાબીતીના અભાવે માનવામા આવશે.

**મર્યાદિત સ્વામિત્વવાળી સ્ત્રી વિરૂદ્ધ મેળવેલું હુકમનામું કોના ઉપર બંધનકારક થાય છે.**

૧૫. ( ૧ ) મર્યાદિત સ્વામિત્વવાળી સ્ત્રી વિરૂદ્ધ મેળવેલું હુકમનામું ફક્ત તે સ્ત્રીની જાત ઉપર તથા તે મિલકતમાના તેના હિતસંબંધ ઉપર બંધનકારક થાય છે. ( ૨ ) પરતુ જો આખા કુટુંબના હીત માટે કરેલી સ્વત્વાર્પણ માટે કુટુંબની વહીવટ કરનાર તરીકે તે સ્ત્રી વિરૂદ્ધ હુકમનામું મેળવેલું હોય તો, ( ક ) તે સ્ત્રીના હાથમાની સઘળી મિલકત, તેના ઉત્તરાધિકારીઓના હીત સંબધ સાથે તે હુકમનામા માટે જવાબદાર ગણાય છે, અને ( ખ ) તે સ્ત્રીની જાત ઉપર, અગર તે મિલકત માહેના પોતાનાજ હીત સંબધ ઉપર તે હુકમનામાની જવાબદારી ગણાતી નથી

૧૬. મર્યાદિત સ્વામિત્વવાળી કોઇ સ્ત્રી પોતાના હાથમાની મિલકતનો ( ક ) ગેરઉપયોગ અગર બીગાડ કરતી હોય, અગર ( ખ ) તે ઉપરના ઉત્તરાધિકારીના હીત સબંધને હાનીકારક કઈ કૃત્ય કરતી હોય,

તો ( ગ ) રકમ ( ક ) ના પ્રસંગે તેવું કૃત્ય થતું અટકાવવાને મનાઈ હુકમ મેળવવા સારૂ, અગર ( ઘ ) રકમ ( ખ ) ના પ્રસંગે તે કૃત્ય પોતાને બંધનકારક નથી એવો પોતાનો હક્ક સ્થાપન કરાવવા સારૂ, દાવો કરવાનો. ( ડ ) અમુકહક્કવાળા ઉત્તરાધિકારીને, અગર *( ચ ) કપટ અગર બીજા કોઈ કારણોના લીધે તે ફરીયાદ કરતો ન હોય અથવા ફરીયાદ કરવા અસમર્થ હોય તો કોઈ પણ ઉત્તરાધિકારીને છે

મર્યાદિત સ્વામિત્વવાળી કોઈ સ્ત્રીને મિલકતનો ગેરઉપયોગ કરતાં અટકાવવાનો અધિકારવાળા ઉત્તરાધિકારીનો અધિકાર

## પરિશિષ્ટ ૫.

# હિંદુ વડિલાર્જિત કરજ પતાવવાના નિયમના સંબંધે નિબંધ.

( સંવત્ ૧૯૮૨ સુધી થએલા સુધારા વધારા સાથે )

ઉદ્દેશ. હિંદુ વારસ છોકરાએ કિંવા છોકરાના છોકરાએ પોતાના વડિલનું કરજ આપવાના સંબંધમા ચાલૂ કાયદો સુધારવો ઇષ્ટ હોવાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમણે નીચે પ્રમાણે ઠરાવ્યું છેઃ—

સંજ્ઞા ૧. આ નિબંધને " હિંદુ વડીલાર્જિત કરજ પતાવવાના નિયમન સંબંધે નિબંધ કહેવો.

શરૂઆત ૨ આ નિબંધ મિતિ આશ્વિન સુદી ૬ સંવત્ ૧૯૬૪ એટલે તારીખ ૧ માહે ઑકટોબર સન ૧૯૦૮ ના રોજ અમલમા આવશે.

* ૩. ( રદ થઇ છે. )

અર્થ. + ૪. આ નિબધમા ' કરજ ' એ શબ્દમા કોઇ હિંદુ સખસ જીવતો હોય તો તેના પોતાના વિરૂદ્ધ જે હક અમલમા લાવી શકાત તથા સદરહુ સખસના વારસ વગેરે વિરૂદ્ધ જેને માટે દાવો લાવી શકાય એવા હરકોઇ હકની રૂએ ઉત્પન્ન થતી સર્વ જવાબદારીઓનો સમાવેશ થાય છે.

---

* કલમ ૩ સંવત્ ૧૯૮૨ ના નિબંધ ૩૯ થી રદ થઇ છે. જુઓ આ. ૫. ભાગ ૨, તારીખ ૫ માહે ઓગષ્ટ ૧૯૨૬.

\+ કલમ ૪ સંવત્ ૧૯૮૨ ના નિબંધ ૩૯ પ્રમાણે સુધરી છે જુઓ આ. ૫. ભાગ ૨, તારીખ ૫ માહે ઓગષ્ટ ૧૯૨૬

મૈયત હિંદુ સખસનો છોકરો કિંવા છોકરાનો છોકરો માત્ર એવા સગપણને લીધેજ મૈયતના કરજ માટે જવાબદાર થશે નહીં.

૫ કોઇ પણ મૈયત હિંદુ સખસના કોઇ પણ કરજ માટે તેના છોકરા વિરૂદ્ધ કિંવા છોકરાના છોકરા વિરૂદ્ધ માત્ર તેના તેના સગપણને લીધેજ દાવો લાવી શકાશે નહીં.

વારસાઇમાં મળેલી મીલકત પૂરતીજ જવાબદારી, અને વ્યાજબી રીતે વ્યય કરેલો ન હોય તેટલા પુરતી જાત જવાબદારી

૬. ( ૧ ) કોઇ મૈયત હિંદુ સખસના છોકરાને, છોકરાના છોકરાને કિંવા બીજા કોઇ વારસને, ( ક ) પોતાને, અગર ( ખ ) પોતાના આડતીયા મારફત, સદરહુ મૈયત સખસની કોઇ મીલકત, ( ગ ) મળી હોય, કિંવા ( ઘ ) કબજે આવી હોય, તો માત્ર એ પ્રમાણે મિલકત મળ્યાના કિંવા કબજે આવ્યાના સબબથીજ સદરહુ સખસના કોઇપણ કરજ માટે તે જાતે જવાબદાર થશે નહીં. + ( ૨ ) પરંતુ સદરહુ કરજના સંબંધમાં તે છોકરો, છોકરાનો છોકરો કિંવા વારસ, જેમ હોય તેમ, સદરહુ મૈયત સખસના વારસવકીલ તરીકે જવાબદાર થશે, અને તે જવાબદારી ( ઙ ) તેને, કિંવા ( ચ ) ( ૧ ) તેના કહેવાથી, અગર, ( ૨ ) તેના હિત માટે બીજા કોઇ સખસને તે મૈયત સખસની જે મિલકત મળી હોય અગર કબજે આવી હોય અને જેનો વ્યય થયા વિના રહેલી હોય તેમાથી, અને તેટલે દરજ્જે અદા થઇ શકશે. ( ૩ ) પણ આ પ્રમાણે મળેલી અગર કબજે આવેલી મિલકત પૈકી જેટલી મિલકતનો તે છોકરાએ, છોકરાના છોકરાએ કિંવા વારસે, જેમ હોય તેન વ્યાજબી રીતે વ્યય કર્યો નહીં હશે તેટલી મિલકત પુરતો તે જાતે જવાબદાર થશે.

---

+ કલમ ૬ ( ૨ ) સંવત ૧૯૮૨ ના નિબંધ ૩૯ થી પ્રમાણે સુધરી છે જુઓ આ. પ. ભાગ ૨, તારીખ ૫–૮–૨૬

## પરિશિષ્ટ ૬.

# હિંદૂ લગ્ન નિબંધ.

( સંવત્ ૧૯૮૨ સુધી થએલા સુધારા વધારા સાથે )

ઉદ્દેશ. હિંદુ ધર્મશાસ્ત્રનાં લગ્ન સંબંધી મૂલતત્વોની વ્યાખ્યા કરી નિબંધ કરવો ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદૂર એમણે નિચે પ્રમાણે ઠરાવ્યું છેઃ—

## બાબ ૧ લો.

### આરંભના નિયમ.

સંજ્ઞા. ૧. આ નિબંધને " હિંદુ લગ્ન નિબંધ " કહેવો.

શરુઆત. ૨. ( ૧ ) આ નિબંધ મિતિ ચૈત્ર વદ ૭ સંવત્ ૧૯૬૨ ના રોજ એટલે તારીખ ૧૫ માહે એપ્રિલ સન ૧૯૦૬ ના રોજ અમલમાં આવશે. ( ૨ ) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, કોઇ કુટુંબ, વર્ણ અથવા દેશમાં આ નિબંધમાં કહેલી કોઇપણ બાબતસર પ્રમાણ ગણેલા, અને માન્ય થઇ શકે તેવા ચાલુ રીતરિવાજને આ માહેલી કોઈપણ બાબત બાધનકર્તા નથી.

## બાબ ૨ જો.

### કાયદેસર લગ્નનાં આવશ્યક તત્વો.

૩. વધૂ અને વર એકજ વર્ણના હોવા જોઈએ.

વધુવરોનો વર્ણ
કયો હોવો જોઇએ.

૪. કોઇપણ શારિરીક અથવા માનસિક ખામીના સબબથી અથવા
શારીરિક અથવા ઉમ્મરના સબબથી કાયદેસર લગ્ન થવાને બાધ
માનસિક ખાગ્ત આવતો નથી.
અથવા ઉમ્મર
બાધ કરતા નથી.

૫. દેશાચાર અગર લોકાચારને અભાવે પોતાના પિતા તરફથી ગણતાં
પોતાના પછી ૭ પેઢી સુધીમાં, અને પોતાની મા
એક સામાન્ય પૂર્વ- તરફથી ગણતાં પોતાના પછી ચાર પેઢી સુધીમાં
જના મનુષ્યો વચ્ચે જેમનો સામાન્ય પૂર્વજ એકજ આવતો હોય એવા
લગ્ન થઇ શકે કોઇપણ બે સખસો પતિ પત્નીના સંબંધથી જો-
નહીં ડાઇ શકે નહીં. ખુલાસો ૧:-દત્તક લેનાર પિતાના
માતા પિતાનો અથવા દત્તક પુત્રના જનક માતા
પિતાનો પૂર્વજ ઉપરના નિયમમાં કહેલો સામાન્ય પૂર્વજ હોઇ શકે.
ખુલાસો ૨:-સાવકી માના, ( ૧ ) ભાઇ ( ૨ ) બહેન, ( ૩ ) અથવા
( ૪ ) દિકરીની સંતતિ સાથેના લગ્નના કારણ સિવાય બીજી બાબતમાં
આ કલમના અર્થ પ્રમાણે સાવકી મા પૂર્વજ નથી.

૬. કોઇપણ પુરૂષ પોતાના ગોત્રવાળા કુટુંબમાં જન્મેલી, તેમજ જો
ગોત્ર કયું હોવું તે કોઇને ત્યાં દત્તક ગએલો હોય તો, દત્તક લેનાર
જોઇએ. કુટુંબના ગોત્રવાળા કુટુંબમાં જન્મેલી વધુ સાથે
લગ્ન કરી શકે નહીં.

૭ જે વધુનો પતિ હયાત હોય એવી વધુ સાથે લગ્ન થઇ શકે નહીં.

**પતિ હયાત છતાં વધુ ફરી લગ્ન શકે નહીં**

૮ ( ૧ ) પિતા, પિતામહ ભાઇ અથવા પિતાના કુટુંબનો છેક નજીકનો પિત્રાઇ અગર સગી મા, માતામહ, મામા અથવા માતામહના કુટુંબનો છેક નજીકનો પિત્રાઇ અથવા ન્યાયાધિશી અથવા વધુ પોતે, એકના અભાવે તેના પછીનો, એવા ક્રમથી વધુને પરણાવી શકે ( ૨ ) પરંતુ યોગ્ય વિધીથી એ, વાર થએલું લગ્ન, જે માણસે વધુને પરણાવવી જોઇએ તેણે નહી પરણાવ્યાથી નિરર્થક ઠરતુ નથી

**કોણ પરણાવી શકે**

૯ ( ૧ ) સપ્તપદીને અંતે, વિવાહ હોમના વિધીથી અરસપરસ પરણવા યોગ્ય વધુ વર કાયદેસર લગ્નના સબંધથી કાયમના જોડાય છે ( ૨ ) પરંતુ દગલબાજીથી અથવા જબરીથી આવી વધુ મેળવી લગ્ન કર્યું હોય અને તે વધુની અનુમતી ન હોય તો, તે કાયદેસર લગ્ન થતું નથી અને આવે પ્રસગે સદરહુ વધુનું કોઇ બીજા પરણવા યોગ્ય વર સાથે લગ્ન થઇ શકે ( ૩ ) તેમજ સપ્તપદી સુદ્ધાત વિવાહ હોમનો વિધી થયો હોય તો પણ તે લગ્ન અરસપરસ પરણવા આ નિબધ પ્રમાણે અયોગ્ય વધુવરનું હોય તો તે લગ્ન નિરર્થક થાય છે. પણ તે વધુનુ બીજા યોગ્ય વર સાથે લગ્ન થતા સુધી પ્રથમના વર પાસેથી તે વધુને ભરણપોષણ માગવાનો હક છે ( ૪ ) કલમ ૭ મા નિર્દિષ્ટ કરેલી સ્ત્રી સપ્તપદી સુદ્ધાત વિવાહ હોમના વિધીથી ફરીથી પરણે તો પણ તે લગ્ન નિરર્થક થાય છે, અને તેને તે બીજા વર પાસેથી ભરણપોષણ માગવાનો હક નથી

**લગ્ન ક્યારે પૂર્ણ થાય છે**

## બાબ ૩ જો

### સ્ત્રી પુરૂષના પરસ્પર હક્ક

### ( ક ) જાત હક્ક વિષે

*લગ્નથી સ્ત્રીનો પતિ સાથે કેવો સબંધ ઉત્પન્ન થાય છે*

૧૦ લગ્નથી સ્ત્રી પતીના કુટુંબનું માણસ થાય છે, અને પતીને તેના વાલીપણાનો હક્ક મળે છે,

*પતિને સ્ત્રીના સહવાસનો ક્યારે હક્ક છે*

૧૧ પતિ ( ક ) અક્ષમિન નિર્દયતા વાપરતો હોય, ( ખ ) ભરણપોષણ કરવાની ના પાડતો હોય, ( ગ ) કદાળો ઉપજાવે એવા અને ચેપી રોગથી પીડાતો હોય, ( ઘ ) બહીષ્કૃત હોય અથવા ( ઙ ) પર સ્ત્રી સાથે વ્યભીચારમા રહેતો હોય તે શિવાયને પ્રસગે તેને પોતાની સ્ત્રીના સહવાસનો હક્ક છે, તેમજ સ્ત્રી, ( ચ ) પતિનો જીવ લેવાનો યત્ન અથવા યુક્તિ કરતી હોય, ( છ ) બહીષ્કૃત હોય, અથવા ( જ ) વ્યભીચારી હોય, તે શિવાયને પ્રસગે, પતી તેનો ત્યાગ કરી શકે નહીં અને પતીના સહવાસનો તેને હક્ક છે ખુલાસો —જાત તદુરસ્તી અથવા સલામતી જોખમમા આવે એવી પ્રત્યક્ષ હાડમાર થઇ ન હોય, અથવા તો જાત તદુરસ્તી અથવા સલામતી જોખમમા નાખે એવી હાડમાર થવાની બીક રાખવાને યોગ્ય કારણ ન હોય તો નિર્દયતા વાપરી છે એમ કહેવાય નહીં

### ( ખ ) મિલકત સબધી હક્ક વિષે

*પતિનો પોતાની મિલકતનું સ્વત્વાર્પણ કરવાનો હક્ક*

૧૨ પોતાની સ્ત્રીને નિરાશ્રિત કરવાના ઇરાદાથી પતિ પોતાની મિલકત સ્વત્વાર્પણ અથવા તે નિરાશ્રિત થાય તેવી રીતે પોતાની હયાતીમા અથવા મૃત્યુપત્રથી બક્ષીસ પણ કરી શકે નહીં

**પતિની મિલકતમાં સ્ત્રીનું સ્વામિત્વ કેવા પ્રકારનું છે.**

૧૩. પોતાના પતીની હયાતીમાં સ્ત્રીનું પતીની મિલકતમાં ગૌણ સ્વામિત્વ છે; પરંતુ સ્ત્રીધનમાં પતીનું કોઈ પણ પ્રકારનું સ્વામિત્વ નથી

**સ્ત્રીનો પોતાના પતિના મિલકતમાં હક્ક.**

૧૪. સ્ત્રીને પતિની મિલકતની વહેચણ કરાવવાનો હક્ક નથી; પરંતુ ( ક ) પતિ અને પુત્રોની વચ્ચે વેહેચણી થાય, અથવા ( ખ ) પતિના મરણ પછી તેના પુત્ર પોત્રો વચ્ચે વેહેચણી થાય, તો, સ્ત્રી એક પુત્રના હિસ્સા જેટલી હક્કદાર થાય છે, પણ પતિ પાસેથી અથવા તેના કુટુંબ પાસેથી સ્ત્રીને સ્ત્રીધન મળયું હોય તો તેને તે મિલકતમાંથી એટલો હિસ્સો મળવાનો હક છે કે, તે હિસ્સો અને સ્ત્રીધન મળીને એક પુત્રના હિસ્સા જેટલો આ હિસ્સો થઈ શકે.

**પતિના મરણ પછી સ્ત્રી તેના મિલકતની વારસ ક્યારે થઇ શકે.**

૧૫. પતિના મરણ પછી સ્ત્રી જો પતિવ્રતા હોય તો, તે, ( ક ) પુત્ર પોત્ર અગર પ્રપૌત્ર અથવા સહભાગીને અભાવે, પતિની મિલકતની વારસ થાય છે; અથવા ( ખ ) કલમ ૧૪ મા ઠરાવ્યા પ્રમાણે પતિની મિલકતની વેહેંચણ થાય તે વખતે ભાગ લેવાનો તેને હક છે; અથવા ( ગ ) વારસો અથવા ભાગ મળી શકે નહીં તેવે પ્રસંગે, પતિની મિલકતમાંથી ભરણપોષણ લેવાનો તેને હક છે.

**કઇ મિલકત સ્ત્રીધન છે.**

૧૬. સ્ત્રીએ, ( ક ) લગ્ન પેહેલાં સંપાદન કરેલી, ( ખ ) લગ્ન વખતે સંપાદન કરેલી, અને ( ગ ) પરિણીત સ્થિતિમાં, જાતમેહેનત અથવા સ્વકલાકૌશલ્યથી ઉપાર્જીત કરેલી અને સ્રાહિત માણસ પાસેથી બક્ષિસમાં મેળવેલી મિલકત શિવાયની, સંપાદન કરેલી

સઘળી મિલકત સ્ત્રીનુ સ્ત્રીધન છે ખુલાસો ૧ લો:-વિશેષ પ્રસંગે પેહેરવા આપેલા ઘરેણાં અને ઘરેણાંગાંઠાં સ્ત્રીધન નથી ખુલાસો ૨ જો:-પરિણીત સ્થિતિમા સ્ત્રીએ જાતમેહેનત અથવા સ્વકલાકૌશલ્યથી ઉપાર્જીત કરેલી અને ત્રાહિત માણસો પાસેથી બક્ષીસમા મેળવેલી મિલકત જો કાયમ હોય તો તે પતિના મરણ પછી સ્ત્રીનું સ્ત્રીધન ગણાય

૧૭ પતી પત્નીની જો કોઇ મિલકત હોય તો તે સંયુક્ત મિલકત-
સંયુક્ત મિલકતમાં માંનો સ્ત્રીનો પોતાનો હિસ્સો સ્ત્રીધન છે
સ્ત્રીનો હિસ્સો
સ્ત્રીધન છે

**સ્ત્રીનું સ્વતંત્ર સ્વામિત્વ ક્યારે છે.**

૧૮. લગ્ન પેહેલા અથવા પછી માતાપિતા અથવા તેમના સંબંધીઓ પાસેથી મેળવેલું સ્ત્રીધન અને તે સ્ત્રીધન વડે ઉપાર્જીત કરેલી મિલકત, તેમજ લગ્ન પછી પતિ પાસેથી મેળવેલી જંગમ મિલકત ઉપર સ્ત્રીનું સ્વતંત્ર સ્વામિત્વ છે. અન્ય સ્ત્રીધનનું સ્ત્રી પતિની હયાતીમા તેની સંમતિ શિવાય સ્વત્વાર્પણ કરી શકે નહીં.

**પતિ પોતાની સ્ત્રીના સ્ત્રીધનનો ક્યારે ઉપયોગ કરી શકે.**

૧૯ પોતાના અને કુટુંબના ભરણપોષણ, આવશ્યક ધર્મકાર્ય, વ્યાધિનિવારણ, અથવા પૈસા આપવાની અસમર્થતાને લીધે થએલી કેદમાથી મુક્તતા મેળવવા એવા જરૂરીયાતના પ્રસંગોએ પતિને અન્ય સાધનને અભાવે પોતાની સ્ત્રીના સ્ત્રીધનનો ઉપયોગ કરવાનો હક્ક છે.

**સ્ત્રીનુ સ્ત્રીધન પતીએ ઉપયોગમાં લીધેલું પાછું આપવા પતિ ક્યારે બંધાયલો નથી**

૨૦ કલમ ૧૯ પ્રમાણે ઉપયોગમા લીધેલું અથવા સ્ત્રીએ ખુશીથી આપેલું સ્ત્રીધન, સ્ત્રીની કસૂર શિવાય, પતિ તેનો ત્યાગ અથવા અનાસ્થા કરે નહીં અથવા તેનું આ ભરણપોષણ કરવાની ના પાડે નહીં ત્યા સુધી પાછું આપવાને, પતિ બંધાયલો નથી

## ( ગ ) સ્ત્રી પુરુષના કાર્ય અધિકાર

પતિપત્ની એક વ્યક્તિ કયારે નથી

૨૧ દિવાની અને ફોજદરી કાયદાના કારણ સારૂ પતિપત્ની એક વ્યકિત હોવાનુ કાયદાનુ અનુમાન નથી

પતિપત્નીનો મિલકતો સંબધે પરસ્પર વ્યવહાર

૨૨ ( ૧ ) પોતાના સ્ત્રીધન સબધે સ્ત્રી પતીની સાથે કરાર અને તેમાથી ધિરધાર કરી શકે ( ૨ ) પરતુ પતિ પોતાની મિલકતમાથી સ્ત્રીને જે કાઇ આપે તે કાંઈ તેણીનું કરજ સામાન્યત ગણાય નહીં

ત્રાહિત માણસો સાથે વ્યવહાર કરવાની સ્ત્રીની સત્તા

૨૩ ત્રાહિત માણસો સાથે પોતાના તરફથી ( ક ) કરાર કરવાને, અથવા ( ખ ) જેમા મિલકતનો ઉપયોગ કરવાની જરૂર પડે તેવા વ્યવહાર કરવાને, સ્ત્રી સમર્થ છે. પરતુ આવા કરાર કે વ્યવહારને લીધે તેણીની જવાબદારી જે સ્ત્રીધનનુ સ્વત્વાર્પણ કરવાની તેને સ્વતત્ર સત્તા છે, તેટલા પૂરતીજ છે

---

# બાબ ૪ થો.

## કર્તવ્ય અને જવાબદારી

પતિનુ કરજ આપવાને સ્ત્રી જવાબદાર નથી.

૨૪ ( ક ) પતિનુ કરજ આપવા કબુલ્યુ હોય ( ખ ) તેની મિલકત વારસ તરીકે લીધી હોય, અથવા ( ગ ) પતી સાથે કરારમા જોડાઈ હોય, તે શિવાય પતિનું કરજ આપવાને સ્ત્રી જવાબદાર નથી સ્ત્રીએ વારસ તરીકે પતીની મિલકત લીધી હોય ત્યારે તે મિલકત પૂરતીજ તે પતીના દેવાને વાસ્તે જવાબદાર છે

**સ્ત્રીના કરજ માટે પતિ જવાબદાર નથી**

૨૫ પતિએ સ્પષ્ટ અથવા ગર્ભિત રીતે અધિકાર આપ્યો ન હોય તો સ્ત્રીએ કરેલા કરજ અથવા કરારને માટે પતિ જવાબદાર નથી આવો અધિકાર આપ્યાનું અનુમાન નિચેના પ્રસંગે અનુમાન થાય છે, એટલે – (ક) (૧) પતીની ગેરહાજરીમા, (૨) તેની અસમર્થતાને લીધે, અથવા (૩) તેની સ્પષ્ટ રજાથી, જ્યારે ઘરનો કારભાર સ્ત્રી ચલાવતી હોય, અને કરજ અથવા કરાર કુટુંબના કાર્ય અર્થે કરવામા આવ્યો હોય ત્યારે, અથવા (ખ) યોગ્ય કારણસર પતિથી સ્ત્રી જુદી રેહેતી હોય અને પતિ તેનું ભરણપોષણ કરતો હોય અને જે કરજ અથવા કરાર કર્યા હોય તે ભરણપોષણને માટે હોય ત્યારે

**પતિ સ્ત્રીનું ભરણપોષણ કરવા કયારે બંધાયલો છે**

૨૬ પતિ યથાશક્તિ પતિવ્રતા સ્ત્રીનું ભરણપોષણ કરવાને બંધાયલો છે વ્યભિચારિણી સ્ત્રી જો પોતાની નિંદ્ય વર્તણુક છોડી દે, તો તેને પ્રાણરક્ષણ જેટલુ ભરણપોષણ માગવાનો હક છે

**સ્ત્રીનો પતિની પાસેથી ભરણપોષણ માગવાનો હક કયારે નથી**

૨૭ યોગ્ય કારણને અભાવે પતિની રજા શિવાય સ્ત્રી જો જૂદી રહેતી હોય તો જ્યા સુધી એવી રીતે તે જૂદી રહે ત્યા સુધી પતિ પાસેથી ભરણપોષણ માગવાનો તેને હક નથી.

**પતિની ઉપજમાંથી ભરણપોષણ માગવાનો સ્ત્રીને કયારે હક્ક છે**

૨૮ (૧) યોગ્ય કારણથી સ્ત્રી જુદી રેહેતી હોય અથવા યોગ્ય કારણ શિવાય પતિ તેનો ત્યાગ કરે તો, સ્ત્રીને પતિની ઉપજમાથી એક તૃતીયાંશ ભાગ સુધી જુદુ ભરણપોષણ માગવાનો હક છે. આવી ભરણપોષણની રકમ પતિની મિલકત ઉપર બોજો ગણાશે નહીં, અને કાંઇ રકમ દેવી થએલી છતા આપેલી ન હોય તો તે રકમ કરતા પતિનું કરજ તેની મિલકતમાથી

વસુલ લેવાનો લેહેણદારોનો શ્રેષ્ટ હક્ક છે (૨) પણ ભરણપોષણની રકમ મુકરર કરી કરાર અથવા હુકમનામાથી પતિની સર્વ મિલકત અથવા તેના ભાગ ઉપર બોજા તરીકે નાખવામાં આવ્યા પછી જે દેણુ કરવામા આવ્યું હશે તેને શ્રેષ્ટતાનો લાભ મળશે નહીં

---

## બાબ ૫ મો.

### લગ્ન ગાંઠની અવિચ્છિન્નતા.

૨૯. જ્ઞાતિ રિવાજને અભાવે જે સ્ત્રી પુરૂષ કલમ ૯ પ્રમાણે કાયદેસર વિધિથી થએલુ લગ્નના સબંધથી કાયમના જોડાયલા હોય છે લગ્ન વિચ્છિન્ન તેઓનું લગ્ન કોઈપણ વખતે વિચ્છિન્ન થતુ નથી.
થતું નથી.

---

## પરિશિષ્ટ ૭.

શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમણે નીચે લખેલો "હિંદુ વિધવાવિવાહ નિબંધ" મીતિ શ્રાવણ વદી ૨, સંવત્ ૧૯૫૮, તા. ૩૧ માહે ઓગષ્ટ સન ૧૯૦૧ ના રોજ મંજૂર કર્યો છે.

સંવત ૧૯૫૮ નો નિબંધ ૧ લો.

સંવત ૧૯૫૮ ના શ્રાવણ વદી ૭ ને રોજ એટલે તારીખ ૫ માહે સપ્ટેંબર સન ૧૯૦૧ ના રોજ પ્રસિદ્ધ કરવામાં આવ્યો.

# હિંદુ વિધવા વિવાહ નિબંધ.

ઉદ્દેશ.

કેટલાક હિંદુ લોકો, વિધવા સ્ત્રીઓનો પુનર્વિવાહ કરવો જો કે રૂઢી વિરૂદ્ધ છે, તો પણ તે વાસ્તવિક શાસ્ત્રાર્થને અનુસરીને છે એમ માને છે. પરંતુ બીજા કેટલાએક હિંદુ લોકોની સમજ એવી છે કે પુનર્વિવાહ કરવો શાસ્ત્રથી નિષિદ્ધ છે અને તેનાથી થનારી સંતતિ ગેરકાયદેસર હોવાથી વારસાઇના હકકને પાત્ર નથી. આ સમજને લીધે, પુનર્વિવાહ સશાસ્ત્ર માનીને તે કરવાની જેમની ઇચ્છા હોય છે તેમને અડચણો આવે છે. એવા વિવાહને કાયદા સંબંધે જે હરકતો આવતી હશે તે સર્વ દુર કરવી યોગ્ય છે; ને એ હરકતો દુર કર્યાથી લોકોની નીતિમાં સુધારો થઈ સાર્વજનિક સુખની વૃદ્ધિ થશે એમ જાણી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમણે નીચે લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

## ભાગ ૧ લો

### આરંભના નિયમ

સંજ્ઞા ૧ આ નિબંધને " હિંદુ વિધવા વિવાહ નિબંધ " કહેવો

શરુઆત

૨ ( ૧ ) આ નિબંધના ૯ મા ભાગ શિવાયનો બીજો બધો નિબંધ મિતિ શ્રાવણ વદી ૩૦ સંવત્ ૧૯૬૮ એટલે તારીખ ૧૨ માહે સપટંબર સન ૧૯૦૧ ના રોજ અમલમા આવશે ( ૨ ) પરંતુ એમ ઠરાવવામા આવે છે કે, જે જ્ઞાતિઓમા અથવા જ્ઞાતિઓના પેટાવર્ગમા પુનર્વિંવાહનો રિવાજ હાલ ચાલુ છે તે જ્ઞાતિઓમા અથવા તેમના પેટાવર્ગમા ( અ ) પુનર્વિંવાહ કરવાની જે પદ્ધતિ હશે, અથવા ( આ ) હરએક પ્રકારના પુનર્વિંવાહ સબંધના અથવા પુનર્વિંવાહ પછી પ્રાપ્ત થનારા કિંવા કાયમ રેહેનારા વિધવા સ્ત્રીના હક્ક પ્રચારમા હશે તે પદ્ધતિ અથવા હક્કને આ નિબંધના કોઈપણ ઠરાવથી બાધ કિંવા કમીપણુ આવશે નહી ( ૩ ) આ નિબંધનો ૯ મો ભાગ શ્રીમંત સરકાર હવેપછી ફરમાવે તે તારીખથી અમલમા આવશે

### પુનર્વિંવાહ તથા તેથી થએલી સંતતિ કાયદેસર ઠરાવવા વિષે

પુનર્વિંવાહ અથવા વાગ્દાન પછી અને વિવાહ થયા અગાઉ વર ગૈયત થયો હોય એવીનો વિવાહ કાયદેસર છે

૩ કોઈપણ હિંદુ વિધવા સ્ત્રી અને પુરૂષ એમના વચ્ચે થયેલો પુનર્વિંવાહ, અથવા વાગ્દાન પછી અને વિવાહ થયા પેહેલાં વર મરી ગએલો હોય એવી કોઇપણ હિંદુ સ્ત્રી વ પુરૂષ એમના વચ્ચે થએલો વિવાહ તે સ્ત્રી પુરૂષને લાગુ હોનારા ( અ ) શાસ્ત્રાર્થ પ્રમાણે, અથવા ( આ ) રિવાજ પ્રમાણે તે પુનર્વિંવાહ અથવા વિવાહ કરવો કાયદેસર નથી એવા સબબથી ગેરકાયદેસર થશે નહીં તેમજ આવા પુનર્વિંવાહથી અથવા વિવાહથી થએલી સંતતિ ગેરકાયદેસર થશે નહીં

;

**પુનર્વિવાહ કરવાની રીત.**

૪ એકાદી સ્ત્રી કુમારી એટલે અવિવાહિત છતા તેનું લગ્ન થતી વખતે જે ( અ ) શબ્દોચ્ચાર, ( આ ) વિધિ અથવા ( ઇ ) કરાર, કરવાથી કાયદેસર લગ્ન થાય તે શબ્દોચાર, વિધિ અથવા કરાર વિધવા સ્ત્રીનો પુનર્વિવાહ થતી વખતે કર્યાં હોય તોએ તે પુનર્વિવાહ આ કાયદાના ઇતર ઠરાવોને અનુસરીને કાયદેસર થાય છે એમ સમજવું; અને એવા શબ્દ અથવા વિધિ અથવા કરાર વિધવા સ્ત્રીના પુનર્વિવાહને લાગુ નથી એવી તકરાર કર્યાથી તે માન્ય કરવામાં આવશે નહીં.

---

## ભાગ ૩ જો

### પુનર્વિવાહ સંબંધે પ્રતિબંધ.

**પુનર્વિવાહને સંમતિ ક્યારે જોઈએ**

૫. ( અ ) જેની ઉમરનાં સોળ વર્ષ પુરાં થયાં ન છતા ( આ ) જેને પતિસંજોગ થયો ન હોય એવી કોઇપણ વિધવાએ અગર વિધવા સાથે અનુક્રમે નીચે દર્શાવેલા શખસોની સંમતિ વગર પુનર્વિવાહ કરવો નહીં—( ૧ ) બાપ, ( ૨ ) બાપ જીવતો ન હોય તો દાદો ( બાપનો બાપ ), ( ૩ ) દાદો જીવતો ન હોય તો મા, ( ૪ ) મા જીવતી ન હોય તો સજ્ઞાન મોટો ભાઇ, ( ૫ ) એવો ભાઇ ન હોય તો જેની પાસે તે વિધવા સ્ત્રી રેહેતી હોય તે સજ્ઞાન સગો પુરૂષ, અથવા ( ૬ ) એવો કોઇ સગો ન હોય તો વખતોવખત સરકારથી અધિકાર આપવામા આવે તે ઇસમ.

**"સજ્ઞાન" શબ્દનો અર્થ.**

ખુલાસો.—આ કલમમાં " સજ્ઞાન " એટલે જેની ઉમ્મરનાં ૨૧ વર્ષ પુરા થયા હોય તે, એમ સમજવું.

**સંમતિ વગર થએલો પુનર્વિવાહ.**

૬. ઉપરની કલમમા રહ્યા પ્રમાણે સંમતિ મેળવ્યા વગર થએલો પુનર્વિવાહ ન્યાયાધીશી તરફથી રદ ઠરાવવાને પાત્ર છે અપવાદ.-સંમતિ વગર થએલો પુનર્વિવાહ તે સ્ત્રીને પુનર્વિવાહ પછી પતિસમાગમ થયો હોય ત્યારે રદ ઠરાવવાને પાત્ર નથી.

**સંમતિની કયારે જરૂર નથી.**

૭ ( અ ) જેની ઉમ્મરના સોળ વર્ષ પૂરા થયા હોય અગર (આ) જેને પતિસમાગમ થયો હોય એવી વિધવા સ્ત્રી કાયદેસર પુનર્વિવાહ કરવાને મુખત્યાર છે; અને તેના પુનર્વિવાહને બીજા કોઈની પણ સંમતિની જરૂર નથી.

---

## ભાગ ૪ થો.

### વારસાઈના તથા ઈતર હક્ક વિષે.

**પુનર્વિવાહને લીધે હક્કને બાધ ન આવવો**

૮. ( અ ) જે સ્ત્રીનો પુનર્વિવાહ થયો હશે, તથા ( આ ) તે પુનર્વિવાહ આ કાયદામા દર્શાવેલા અગર ઇતર કોઇ પણ કારણથી રદ ઠરાવ્યો ન હોય ત્યારે તે સ્ત્રીને જે વારસાઈના તથા ઇતર હક્ક હોય તે હક્કને તે પુનર્વિવાહથી બાધ આવે છે એમ સમજવું નહીં અને તે સ્ત્રીનું તે પેહેલુંજ કાયદેસર લગ્ન હોત તો તે હક્ક જેવી રીતે કાયમ રહી શકયા હોત તેજ પ્રમાણે કાયમ રેહેશે

**પહેલા ધણીની અગર તેના સગાની મીલકત ઉપરનો હક્ક નષ્ટ થવો.**

અપવાદ—પુનર્વિવાહ થએલો હોય એવી વિધવા સ્ત્રી જાણે કે તે મૈયત થઇ છે એ પ્રમાણે તેનો ( અ ) પોતાના પેહેલા ધણીની મિલકતમાથી અથવા તેના સગા તરફથી પોષણ મળવાનો, તથા ( આ ) પેહેલા ધણીની, અથવા તેના છોકરાની, છોકરીની અથવા બીજા સગાની મિલકત ઉપર

વારસાના અથવા મૃત્યુપત્ર ઉપરથી હાલ પ્રાપ્ત થએલો અથવા આગળ ઉપર પ્રાપ્ત થનારો હક્ક નષ્ટ થાય છે એમ સમજવું. પરંતુ પુનર્વિવાહ કરવા વિષે સ્પષ્ટ પરવાનગી આપીને અથવા પુનર્વિવાહ કર્યાની ખબર હોવા છતાં પણ કોઈ પણ મૃત્યુપત્ર ઉપરથી એકાદી મિલકત તે સ્ત્રીને આપી હોય તો તે મિલકત ઉપરના તેના હક્કને બાધ આવે છે. એમ સમજવું નહીં. ખુલાસોઃ આગળના ધણી પાસેથી અથવા તેના સગા પાસેથી મળેલા સ્ત્રીધનનો અથવા પોષણનો અવેજ તે ધણીની હયાતીમાં તે સ્ત્રીના કબજામાં આવી ચૂક્યો ન હોય એવા અવેજનો પણ ઉપરના 'પોષણ'. શબ્દમાં સમાવેશ થાય છે એમ સમજવું.

પુનર્વિવાહની પરવાનગી હોય તો હક્કને બાધ આવતો નથી

'પોષણ' શબ્દનો અર્થ.

૯. જે વિધવા સ્ત્રીએ પુનર્વિવાહ કર્યો હોય, તેનો, પોતાના પહેલાના ધણીથી થએલા છોકરાઓનું, તેમની માના નાતાથી પાલન કરવાનો હક્ક નષ્ટ થાય છે એમ સમજવું; અને ધણીએ મૃત્યુપત્ર કરીને તેને પાલન કરનાર નીમી હોય તોપણ યોગ્ય ન્યાયાધિકારીએ તેને પાલન કરનાર (અ) નિમ્યા વગર, અગર (આ) મંજુર કર્યા વગર તેને પાલન કરવાનો હક્ક પ્રાપ્ત થશે નહીં,

પાલન કરવાનો હક્ક નષ્ટ થશે.

૧૦. (અ) જે વિધવા સ્ત્રીનો તથા પુરૂષનો પુનર્વિવાહ થયો હોય, અને (આ) તે પુનર્વિવાહ આ કાયદામાં દર્શાવેલા અથવા ઇતર કોઈપણ કારણોથી રદ કરાવેલો ન હોય, તે સ્ત્રીપુરૂષને કિંવા તેમની સંતતિને અગર સગાંને અથવા ઇતર લોકોને (ક) એવો પુનર્વિવાહ કર્યાને લીધે, અથવા (ખ) તે કરવામાં સહાય કર્યાને લીધે, અથવા (ગ) તેમની સાથે બીજા કોઈપણ પ્રકારે સંબંધ હોવાને લીધે જ્ઞાતબહાર મૂકવામાં આવે તો તેટલાજ કારણથી તેમના વારસાઇ સંબંધીના હક્કને કોઈપણ

પુનર્વિવાહને લીધે જ્ઞાતિ બહાર મૂકયાથી હક્કને બાધ ન આવવો.

રીતે બાધ આવે છે અથવા મિલકત ઉપરનો અગર ઈતર હક્ક નષ્ટ થાય છે એમ સમજવું નહીં.

---

## ભાગ ૫ મો.

### શિક્ષા તથા કામ ચલાવવાની રીત

**પાંચમી કલમના ઠરાવ વિરુદ્ધ પુનર્વિવાહ કરે તો શિક્ષા**

૧૧. ( ક ) પાંચમી કલમમાં કહ્યાપ્રમાણે યોગ્ય સખસની સંમતિ વગર ( અ ) સોળ વરસથી ઓછી ઉંમરની, તથા ( આ ) પતિસંભોગ થયો નથી એવી વિધવા સાથે જે ઇસમ પુનર્વિવાહ કરશે તે, તથા ( ખ ) તેવા કૃત્યને જાણીજોઇને સહાય કરનારા સર્વ ઇસમો, એઓ બેમાંથી ગમે તે પ્રકારની એક વર્ષ સુધીની કેદની શિક્ષાને અથવા દંડને અથવા એ બન્ને શિક્ષાને પાત્ર થશે.

**ગુન્હાબદ્દલ ચોકશી કયારે તથા કેના આગળ ચલાવવી.**

૧૨. ઉપરની કલમમા કહેલા ગુન્હા બદલનું કામ જે સખસની સંમતિ લેવી જોઈતી હતી તેની ફરિયાદ વગર ચલાવવું નહીં; અને સદર ગુન્હાની ચોકશી જેને વખતોવખત અધિકાર આપવામાં આવશે તે ફોજદારી ન્યાયાધીશે કરવી

**સંમતિ હતી એવું અનુમાન કરવું જોઈએ.**

૧૩. ( અ ) અગ્યારમી કલમમા કહેલા ગુન્હાના કામમા, તથા ( આ ) સમંતિ વગર થએલો પુનર્વિવાહ રદ કરવા બાબતના દાવામા વિરૂદ્ધ હકીકત સાબિત કરવામાં આવે ત્યાંસુધી કાયદેસર સંમતિ હતી એમ માનવુ જોઇએ.

**પુનર્વિવાહ રદ કરવાસારૂ દાવો કરવાનો અધિકાર.**

૧૪. ( ૧ ) પાચમી કલમના ઠરાવ વિરૂદ્ધ કરેલો પુનર્વિવાહ રદ કરાવવા સારૂ દાવો આણવાનો અધિકાર જે સખસની સંમતિ લેવી જોઇતી હતી તેનેજ માત્ર છે. ( ૨ ) પરંતુ એવું ઠરાવવામાં આવે છે કે, સદરહુ સખસે આણેલા દાવામાં છેવટ ઠરાવ થયાં પહેલાં

કોઇ પણ વખતે તે વિધવાની ઉમરના સોળ વર્ષ પૂરા થયા છે એમ ન્યાયાધિશીના જાણવામા આવે તો તેની સંમતિ વગર દાવાનું કામ આગળ ચલાવવુ નહીં.

**એવો દાવો કયી ન્યાયાધિશીમાં કરવો જોઇએ.**

૧૫ પુનર્વિવાહ રદ ઠરાવવા વિષેનો દાવો જેને વખતોવખત અધિકાર આપવામા આવશે તે ન્યાયાધીશ આગળ ચાલશે. જે ન્યાયાધિશીમા એ પ્રમાણે દાવો આણવામા આવશે તે ન્યાયાધીશે પોતાના ઠરાવનો અમલ કરતા પહેલાં તે કામ ઠરાવ સહ વરિષ્ઠ ન્યાયાધિશી તરફ મોકલવું; અને તે ન્યાયાધિશીનો હુકમ થશે તે પ્રમાણે અમલ કરવો.

**મુદત વિષે.**

૧૬ (અ) ૧૧ મી કલમમા કહેલા ગુન્હાની ફરિયાદ, તથા (આ) ૧૪ મી કલમમા નિર્દિષ્ટ કરેલો દાવો આણવો તે વખતોવખત ઠરાવવામાં આવે તેટલી મુદતની અંદર પુનર્વિવાહ થયાની તારીખથી આણવો જોઇએ

Vitalbhai Ramjee

## ભાગ ૬ હો.

### પુનર્વિવાહની નોંધ કરી રાખવા વિષે વિગેરે.

**પુનર્વિવાહ નોંધણી કામદારોની નિમણુક.**

૧૭ આ નિબંધ અન્વયે વિવક્ષિત સ્થળસીમા માટે એક અથવા વધારે પુનર્વિવાહ નોંધણી કામદારોની નામથી, અગર હુદ્દાથી, નેમણુક કરવામા આવશે. જે સ્થળસીમા માટે જે નોંધણી કામદાર નિમવામા આવશે તે સ્થળસીમા તે નોંધણી કામદારનો પ્રાંત સમજવો

**નોંધણી કામદારને વિધવા સ્ત્રી તથા પુરૂષ એ પૈકી એકે સૂચના આપવી**

૧૮ ( ૧ ) આ નિબંધ મુજબ વિવાહ કરવાની ઇચ્છા રાખનાર વિધવા સ્ત્રી તથા પુરૂષ આ બન્ને પૈકી એક જે નોધણી કામદારના પ્રાંતમા તે વિવાહ થવાનો હોય તેને તે બદલની આ નિબંધમા જોડેલા ક પરિશિષ્ટમા આપેલા નમુના પ્રમાણે લેખી સૂચના આપવી ( ૨ ) સદરહુ સૂચના જે નોધણી કામદારને આપવાની તેના પ્રાંતમા વિવાહ કરનાર વિધવા સ્ત્રી અને પુરૂષ પૈકી નિદાન એક પણ સૂચના આપ્યા પહેલા વખતોવખત ઠરાવવામા આવે તેટલી મુદત સુધી રહેલુ હોવુ જોઇએ

**સૂચના દાખલ કરીને પુનર્વિવાહ સૂચનાવહીમાં નકલ નોંધવી**

૧૯ ( ૧ ) કલમ ૧૮ મા નિર્દિષ્ટ કરેલી લેખી સૂચના આવ્યા પછી નોધણી કામદારે સૂચના આપનાર ઇસમ પાસેથી વખતોવખત ઠરાવવામા આવે તે લાગત લઇને તે સૂચના દાખલ કરીને પોતાના દફતરમા રાખવી અને ' પુનર્વિવાહ સૂચનાવલી ' આ નામની એક વહી રાખીને તેમાં તેણે તેની ખરી નકલ તાબડતોબ નોધવી ( ૨ ) કોઇપણ ઇસમને આ વહી જોવાની હોય તો નોધણી કામદારે તે તેને દેખાડવી જોઇએ

**પુનર્વિવાહને દરકત**

૨૦. કલમ ૧૮ પ્રમાણે પુનર્વિવાહની સૂચના આપ્યા પછી સરકાર હુકમથી તેને દરકત કરવાના આવે નહીં તો તે સૂચના આપ્યાની તારીખથી વખતોવખત ઠરાવવામા આવે તે મુદત વિત્યા બાદ તે સૂચનામા જણાવ્યા પ્રમાણે પુનર્વિવાહ કરવાને હરકત નથી

## પરિશિષ્ટ—અ.

કલમ ૧૨ અન્વયે હાલ જે ફોજદારી ન્યાયાધિશોને અધિકાર આપવામાં આવ્યો છે તે

| કલમ અંક. | બાબત. | હાલ જેને અધિકાર આપવામાં આવ્યો છે તે ફોજદારી ન્યાયાધીશ. |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૧૨ | સંમતિ વગર પુનર્વિવાહ કર્યા બદલના ગુન્હાની ચોકશી કરવી. | પેહેલા વર્ગના ફોજદારી ન્યાયાધિશથી કમી દરજ્જાના નહીં એવા ફોજદારી ન્યાયાધીશ. |

## પરિશિષ્ટ—બ.

કલમ ૧૫ અન્વયે હાલ જે ન્યાયાધિશોને અધિકાર આપ્યા છે તે.

| કલમ અંક. | બાબત. | હાલ જેમને અધિકાર આપ્યા છે તે ન્યાયાધીશ. |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૧૫ | પુનર્વિવાહ રદ કરાવવા વિષેના દાવાનું કામ ચલાવવું. | પ્રાંત ન્યાયાધીશ. |

## પરિશિષ્ટ ક.

કલમ ૧૮ અન્વયે આપવાની સૂચનાનો નમૂનો.

પુનર્વિવાહ નોંધણી કામદાર પ્રાંત

ખબર આપવાની કે આગળના કોષ્ટકમાં નિર્દિષ્ટ કરેલી વિધવા સ્ત્રીનો પુનર્વિવાહ તેજ કોષ્ટકમાં નિર્દિષ્ટ કરેલા પુરૂષ સાથે હિંદુ વિધવા વિવાહ નિબંધ અન્વયે કરવાનું નિશ્ચિત કર્યું છે.

| નામ. | સ્થિતિ | ધંધો | વય. | કોની સંમતિથી | રહેવાનું ઠેકાણું | આ પ્રાંતમાં રહ્યાની મુદત |
|---|---|---|---|---|---|---|
| અ.બ. | વિધવા | ... | અજ્ઞાન | વડિલભાઇની | „ | ૨૩ દિવસ |
| ક ખ. | વિધુર | વેપાર | સજ્ઞાન | | „ | |

મેહેરબાનને જાહીર થાય તા. માહે સન

ગ ઘ

## પરિશિષ્ટ ક.

કલમ ૧૬-૧૮-૧૯-૨૦.

હાલ ઠરેલી મુદત અને લાગત નીચે મુજબ

| નંબર | બાબત | મુદત | લાગત |
|---|---|---|---|
| ૧ | ૧૬ મી કલમ નીચે | | ૦ |
| | (૧) ૧૧ મી કલમમાં કહેલા ગુન્હાની ફરીયાદ | ૪ મહિના | |
| | (૨) ૧૪ મી કલમમાં નિર્દિષ્ટ કરેલો દાવો | ૬ મહિના | |
| ૨ | ૧૮ મી કલમ પ્રમાણે નોંધણી કામદારને સૂચના આપ્યા અન્ગલ તથા રહેવાનું | ૧૪ દિવસ | |
| ૩ | ૨૦ મી કલમ પ્રમાણે પુનર્વિવાહને હરાત કરવી | ૧૪ દિવસ | |
| ૪ | ૧૯ મી કલમ પ્રમાણે લેવાની લાગત | ૦ | ૧ રૂપિયો |

## પરિશિષ્ટ ૮.

# હિંદુ માબાપ તથા પુત્રો વિષે નિબંધ.

( સંવત ૧૯૮૨ સુધી થએલા સુધારા વધારા સાથે )

**ઉદ્દેશ.** હિંદુ ધર્મશાસ્ત્રના હિંદુ માબાપ તથા પુત્રો સંબંધી મૂલતત્વોની વ્યાખ્યા કરી નિબંધ કરવો ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમણે નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

### ભાગ ૧ લો.

### આરંભના નિયમ

**સંજ્ઞા** ૧. આ નિબંધને " હિંદુ માબાપ તથા પુત્રો વિષે નિબંધ " કહેવો.

**શરૂઆત.** ૨. ( ૧ ) આ નિબંધ મીતિ ફાલ્ગુન સુદી ૧ સંવત ૧૯૬૭ ના રોજ એટલે તારીખ ૧ માહે માર્ચ સન ૧૯૧૧ ના રોજ અમલમા આવશે ( ૨ ) પરંતુ એમ ઠરાવવામા આવે કે, કોઇ કુટુંબ, વર્ણ, અગર દેશમા

**વિશેષ કુલાચારને બાધ નથી.** આ નિબંધમા કહેલી કોઇ પણ બાબતસર પ્રમાણ ગણેલા અને માન્ય થઇ શકે તેવા ચાલુ રીત રીવાજને આ માંહેની કોઇ પણ બાબત બંધનકારક છે એમ સમજવુ નહીં.

**પાલ્યપાલક નિબંધનું અનાધિતપણું.** ૩. આ નિબંધમા કહેલી કોઇ પણ બાબતને લીધે પાલ્યપાલક નિબંધને અથવા જે તે વખતે અમલમા હોય તેવા પાલ્યપાલકના સબંધને અસરકર્તા કોઈ નિબંધ નિયમને બાધ આવશે નહીં.

*૪ આ નિબંધમાં વિષય ઉપરથી અથવા પૂર્વાપર સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો "પુત્ર" "દાસી પુત્ર" ઇત્યાદી શબ્દોનો અર્થ હિંદુ વારસોના નિબંધમાં આપેલો છે તે મુજબ સમજવો.

વ્યાખ્યા

૫. આ નિબંધના કોઇ પણ ઠરાવથી સમાયિક મિલકતની વ્યવસ્થા કરવાના અવિભક્ત કુટુંબના કર્તાના હકને બાધ આવતો નથી.

કર્તાના હક્કનું અબાધિતપણું.

---

## બાબ ૨ જો.

### વાલીપણા વિષે.

૬. અજ્ઞાન છોકરાઓના પાલકપણાનો હક નીચેના સખસોને, જો તેઓ કાયદેસર રીતે નાલાયક ન હોય તો, નીચેના ક્રમે છેઃ—(ક) બાપને, ÷(ખ) માને, (ગ) સૌથી વધારે નજદીકનાં સગાંને, અને તેઓમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોને તથા સરખા દરજ્જાની સગાઇના પ્રસંગે માના તરફનાં સગાં કરતાં બાપના તરફનાં સગાંને, અને (ઘ) અનૌરસ છોકરાના પ્રસંગે ફક્ત માને; અને છોકરાઓ સજ્ઞાન થતાં સુધી અને છોકરીઓ પરણે ત્યાં સુધી તેમને નિબંધમાં રાખવાનો હક છે. અપવાદઃ—(૧) ધાવતા છોકરાંઓના વાલીપણા બાબત બાપ કરતાં માનો હક શ્રેષ્ઠ છે. (૨) કન્યાનું લગ્ન થયા પછી, તેનો પતિ

પાલકપણાનો હકક.

---

* સદર કલમ ૪ સંવત ૧૯૮૨ ના ૩૧ મા નિબંધ પ્રમાણે સુધરી છે; જુઓઃ આ. પ. ભાગ ૨, તા. ૮ માહે જુલાઈ સન ૧૯૨૬.

÷ કલમ ૬ ની કલમ (ખ) સંવત ૧૯૮૨ ના ૩૧ મા નિબંધ પ્રમાણે સુધરી છે; જુઓઃ આ. પ. ભાગ ૨, તા. ૮ માહે જુલાઇ સન ૧૯૨૬.

જો તે કાયદેસર રીતે નાલાયક ન હોય તો, કાયદેસર વાલી છે, અને તેના અભાવે પતિનો કોઇ પણ નજદીકનો સગો, અથવા કન્યાનો બાપ, અથવા મા અથવા બાપના તરફનો કોઇ પણ લાયક સગો, અથવા માની તરફનો કોઇ પણ લાયક સગો તેનો પાલક છે

*બાળકનું ભરણ-પોષણ કોણે કરવું.*

૭ ( ૧ ) માબાપ પૈકી જે સગીર છોકરાના કાયદેસર પાલન કરનાર હોય તેમની તે છોકરાનું ભરણપોષણ કરવાની ફરજ છે. ( ૨ ) છોકરો ઉપજીવિકાના સાધનરહિત પોતાના વૃદ્ધ માબાપનું ભરણપોષણ કરવા બંધાયલો છે.

*બાપે સગીરને પોતાના ધર્મમાં ઉછેરવાનો બાપનો હક્ક.*

૮ ( ૧ ) બાપને, અને બાપના મરણ પછી, જો બાપે માને બીજી રીતે ફરમાવ્યું ન હોય તો, માને પોતાના ધર્મમાં પોતાના સગીર બાળકને ઉછેરવાનો હક્ક છે, પછી તે ધર્મ તેનો મૂળનોજ હોય કિંવા નવો સ્વીકારેલો હોય તોપણ ચિંતા નથી. ( ૨ ) પરંતુ એમ ઠરાવવામા આવે છે કે, જો છોકરાઓ બીજા ધર્મમા એટલા લાંબા વખત સુધી તથા એટલી ઉમર સુધી ઉછેરવામા આવ્યા હોય અથવા તે ધર્મનાં મૂલતત્વો તેમણે એટલે સુધી ગ્રહણ કર્યાં હોય કે તેમનો ધર્મ બદલવાથી તેમની ધર્મ ઉપરની શ્રદ્ધા નષ્ટ થાય અથવા બીજી રીતે તે બાળકોના હિતને નુકસાનકારક થાય તો પેટાકલમ ( ૧ ) પ્રમાણેનો હક્ક નષ્ટ થાય છે

## બાબ ૩ જો.

### મિલકત વિષે.

**બાપ તથા પુત્રો મળીને એક અવિભક્ત કુટુંબ**

૧૦. બાપ તથા પુત્રો મળીને એક અવિભક્ત કુટુંબ થાય છે અને આ નિબંધમાં બીજી રીતે ઠરાવ્યું ન હોય તો તેમના તથા તે કુટુંબના સમાશ્રિતોના હકો "અવિભક્ત હિંદુ કુટુંબ વિષે નિબંધ" પ્રમાણે હોય છે.

**કઈ મિલકત પિતાની વડિલોપાર્જિત મિલકત ગણાય છે**

૧૧ (૧) પિતાને તેના પિતા, પિતામહ અથવા પ્રપિતામહ તરફથી જે મિલકત અનુજીવિક સ્વત્વના હકથી, વારસાથી અથવા તેને સ્વતંત્ર માલિક બનાવ્યા સિવાય બક્ષીસથી અથવા મૃત્યુપત્રથી મળી હોય તે, તથા તેવી મિલકતનું ઉત્પન્ન અને તેની મદદથી મેળવેલી મિલકત પિતાની વડિલોપાર્જિત મિલકત ગણાય છે. (૨) કુટુંબની મિલકતની વેહેંચણીમાં અવિભક્ત કુટુંબના સહભાગી તરીકે જે મિલકત પિતાને મળી હોય તે, તથા તેવી મિલકતનું ઉત્પન્ન અને તેની મદદથી મેળવેલી મિલકત પણ વડિલોપાર્જિત મિલકત ગણાય છે (૩) ઉપરની પેટાકલમ (૧) તથા (૨) મા જણાવેલી મિલકત સિવાયની બીજી તમામ મિલકત પિતાની સ્વાર્જિત મિલકત ગણાય છે

**પુત્ર પિતાનો સહભાગી**

૧૨. કાયદાથી કે રૂઢીથી અવિભાજ્ય ન હોય તેવી વડિલોપાર્જિત મિલકતનો, ગર્ભમાં હોય ત્યારથી, તથા કાયદેસર દત્તક લીધેલા પુત્રના પ્રસંગે તેને દત્તક લેવામાં આવે તે તારીખથી, તે પુત્ર પોતાના પિતાની સાથે સહભાગી થાય છે; અને વડિલોપાર્જિત મિલકતમાંથી પોતાનો હિસ્સો જુદો પડાવી લેવાનો પિતાની મરજી ન હોય તોપણ તેને હક છે.

**પુત્રની સ્વાર્જિત મિલકતમાં પિતાનો હક્ક નથી.**

૧૩. ( ૧ ) અવિભક્ત કુટુંબના નિબંધ અન્વયે જે મિલકત પુત્રની સ્વાર્જિત મિલકત ગણી શકાય તેવી મિલકતમા પિતાને કાઇપણ હક્ક નથી ( ૨ ) પુત્રને પોતાની મા કિંવા મામા તરફથી મળેલી મિલકતમા બાપ કોઇ પ્રકારનો હક્ક ધરાવી શકતો નથી.

**વડિલોપાર્જીત મિલકતની બાપે કરેલી વેહેચણીનું પરિણામ.**

૧૪ વડિલોપાર્જીત મિલકતની યોગ્ય તથા નિષ્પક્ષપાતપણે બાપે કરેલી વેહેચણીથી બાપનો પોતાનો, તેમજ પુત્રોના ભાગ જુદા જુદા કરવામા આવ્યા હોય, તો તે વહેચણી પુત્રોની સમતિથી અથવા સમતિ વિના કરી હોય તોપણ, કાયદેસર છે અને બાપને પોતાને તથા પુત્રોને બંધનકારક છે

**પોતાની મિલકતનાં સંબંધે બાપનો અધિકાર.**

૧૫ પોતાની સ્વાર્જીત મિલકતની વેહેચણી કરવાને બાપ બંધાયલો નથી અને તેની મરજીમા આવે તો સદરહુ મિલકતના વિષમ વિભાગ પણ તે કરી શકે છે

**અવિવાહિત દિકરીનો હક્ક.**

૧૬. અવિવાહિત દિકરીને હિસ્સો મળવાનો હક્ક નથી પરંતુ વેહેંચણી વખત તેના લગ્ન માટે તથા ભરણપોષણ માટે વ્યવસ્થા કરવી જોઇએ.

**બાપને કુટુંબનો વહિવટ કરવાનો હક્ક.**

૧૭. બાપ કાયદેસર રીતે નલાયક ન હોય તો, કુટુંબના કર્તા તરીકે કામ કરવાનો તેને હક્ક છે

**વડિલોપાર્જીત મિલકતમાંથી બાપે કરેલું દેવું પતાવવાને પાત્ર છે**

૧૮. કુટુંબના માટે ન હોવા છતા પણ નીચે લખેલા પ્રકારનું બાપે કરેલુ દેવું તથા જવાબદારી પતાવવામા કુટુંબની તમામ વડિલોપાર્જીત મિલકત માથે લગાડવાને પાત્ર છે. એટલે-( ક ) બાપ કોઇ માણસના માટે હાજર જામીન થયો હોય અથવા કોઇ સખસના પ્રામાણીકપણા અથવા આંટ માટે પોતે ખાત્રી કરી આપી હોય, અને તેના બદલામાં કાઇ મોબદલો

## બાબ ૩ જો.

### મિલકત વિષે

**બાપ તથા પુત્રો મળીને એક અવિભક્ત કુટુંબ**

૧૦ બાપ તથા પુત્રો મળીને એક અવિભક્ત કુટુંબ થાય છે અને આ નિબંધમા બીજી રીતે ઠરાવ્યુ ન હોય તો તેમના તથા તે કુટુબના સમાશ્રિતોના હકકો " અવિભક્ત હિંદુ કુટુબ વિષે નિબધ " પ્રમાણે હોય છે

**કયી મિલકત પિતાની વડિલોપાર્જિત મિલકત ગણાય છે**

૧૧ ( ૧ ) પિતાને તેના પિતા, પિતામહ અથવા પ્રપિતામહ તરફથી જે મિલકત અનુચ્છિન્ન સ્વત્વના હકકથી, વારસાથી અથવા તેને સ્વતત્ર માલિક બનાવ્યા સિવાય બક્ષીસથી અથવા મૃત્યુપત્રથી મળી હોય તે તથા તેવી મિલકતનુ ઉત્પન્ન અને તેની મદદથી મેળવેલી મિલકત પિતાની વડિલોપાર્જિત મિલકત ગણાય છે

( ૨ ) કુટુબની મિલકતની વેહેચણીમા અવિભક્ત કુટુબના સહભાગી તરીકે જે મિલકત પિતાને મળી હોય તે તથા તેવી મિલકતનુ ઉત્પન્ન અને તેની મદદથી મેળવેલી મિલકત પણ વડિલોપાર્જિત મિલકત ગણાય છે ( ૩ ) ઉપરની પેટાકલમ ( ૧ ) તથા ( ૨ ) મા જણાવેલી મિલકત સિવાયની બીજી તમામ મિલકત પિતાની સ્વાર્જિત મિલકત ગણાય છે

**પુત્ર પિતાનો સહભાગી**

૧૨ કાયદાથી કે રૂઢીથી અવિભાજ્ય ન હોય તેવી વડિલોપાર્જિત મિલકતનો, ગર્ભમા હોય ત્યારથી, તથા કાયદેસર દત્તક લીધેલા પુત્રના પ્રસગે તેને દત્તક લેવામા આવે તે તારીખથી તે પુત્ર પોતાના પિતાની સાથે સહભાગી થાય છે, અને વડિલોપાર્જિત મિલકતમાથી પોતાનો હિસ્સો જુદો પડાવી લેવાનો પિતાની મરજી ન હોય તોપણ તેને હકક છે

**પુત્રની સ્વાર્જિત મિલકતમાં પિતાનો હક્ક નથી**

૧૩. ( ૧ ) અવિભક્ત કુટુબના નિબધ અન્વયે જે મિલકત પુત્રની સ્વાર્જિત મિલકત ગણી શકાય તેવી મિલકતમા પિતાને કાંઇપણુ હક્ક નથી ( ૨ ) પુત્રને પોતાની મા કિવા મામા તરફથી મળેલી મિલકતમા બાપ કોઇ પ્રકારનો હક્ક ધરાવી શકતો નથી

**વડિલોપાર્જીત મિલકતની બાપે કરેલી વેહેચણીનું પરિણામ**

૧૪ વડિલોપાર્જીત મિલકતની યોગ્ય તથા નિષ્પક્ષપાતપણે બાપે કરેલી વેહેચણીથી બાપનો પોતાનો, તેમજ પુત્રોના ભાગ જુદા જુદા કરવામા આવ્યા હોય, તો તે વહેંચણી પુત્રોની સમતિથી અથવા સમતિ વિના કરી હોય તોપણુ, કાયદેસર છે અને બાપને પોતાને તથા પુત્રોને બધનકારક છે

**પોતાની મિલકતનાં સબધે બાપનો અધિકાર**

૧૫ પોતાની સ્વાર્જીત મિલકતની વેહેચણી કરવાને બાપ બધાયલો નથી અને તેની મરજીમા આવે તો સદરહુ મિલકતના વિષમ વિભાગ પણુ તે કરી શકે છે

**અવિવાહિત દિકરીનો હક્ક**

૧૬ અવિવાહિત દિકરીને હિસ્સો મળવાનો હક્ક નથી પરતુ વેહેચણી વખત તેના લગ્ન માટે તથા ભરણુપોષણુ માટે વ્યવસ્થા કરવી જોઇએ

**બાપને કુટુંબનો વહિવટ કરવાનો હક્ક.**

૧૭. બાપ કાયદેસર રીતે નાલાયક ન હોય તો, કુટુબના કર્તા તરીકે કામ કરવાનો તેને હક્ક છે

**વડિલોપાર્જીત મિલકતમાંથી બાપે કરેલું દેવું પતાવવાને પાત્ર છે**

૧૮. કુટુબના માટે ન હોવા છતા પણુ નીચે લખેલા પ્રકારનુ બાપે કરેલુ દેવું તથા જવાબદારી પતાવવામા કુટુબની તમામ વડિલોપાર્જીત મિલકત કામે લગાડવાને પાત્ર છે, એટલે –( ક ) બાપ કોઇ માણુસના માટે હાજર જામીન થયો હોય અથવા કોઇ સખસના પ્રામાણીકપણા અથવા આટ માટે પોતે ખાત્રી કરી આપી હોય, અને તેના બદલામા કાઇ મોટ

લીધો હોય અથવા કુટુંબને તેથી કાંઇ ફાયદો થયો હોય તો તે ઉપરથી ઉત્પન્ન થએલી જવાબદારી, ( ખ ) કોઇ વિરાદિત શખસે પોતાનું વચન કિંવા જવાબદારી પૂરી કરવાની બાપે જામીનગીરી લીધો હોય તે પૂરી કરવામાં તિરાદ્રિત શખસ કસૂર કરે તો તે ઉપરથી ઉત્પન્ન થએલી જવાબદારી, ( ગ ) અનિતિના કે ગેરકાયદેસર ન હોય તેવા દેવા, અથવા ( ઘ ) ધર્માદા કામો માટે તથા પ્રીતિને લીધે બાપે પોતાની સ્ત્રીને, કન્યાને, પુત્રની વહુને કુટુંબની મિલકતના પ્રમાણસર આપેલી બક્ષિસ.

**વડિલોપાર્જીત મિલકતના વેચાણને હરકત લેનાર છોકરાએ શું શાબીત કરવું જોઈએ.**

૧૯ વડિલોપાર્જીત મિલકત ઉપરનો કુટુંબનો તમામ હક દેવું વાળવા માટે અથવા દેવાના તારણ તરીકે બાપ સ્વત્વાર્પણ કરી આપે અથવા તેવા દેવા માટે થએલા હુકમનામાની બજાવણીમા સદરહુ હક વેચાય ત્યારે, સ્વત્વાર્પણ કરેલી અથવા વેચેલી મિલકતમાથી પોતાનો ભાગ મેળવવા દાવો કરનાર પુત્ર ઉપર સદરહુ દેવું પોતાને કલમ ૧૮ પ્રમાણે બંધનકારક નથી એવું શાબિત કરવાનો બોજો પડે છે.

**વેહેંચણી પછી બાપના દેવા માટે પુત્રની જવાબદારી.**

૨૦. વડિલોપાર્જીત મિલકતની વેહેંચણી થયા પછી સદરહુ પ્રમાણે વેહેંચણી થતા પેહેલાનું કલમ ૧૮ માં દર્શાવેલા પ્રકારનું બાપનું જે દેવું હોય તે દેવું, વેહેંચણી વખતે પોતાને ભાગે વડિલોપાર્જીત મિલકતમાંથી જેટલો હિસ્સો મળયો હોય તે હિસ્સામાં આપવા માટે પુત્ર બંધાયલો છે.

**સ્વાર્જીત મિલકત ઉપર બાપની સત્તા.**

૨૧. ( ૧ ) બાપને પોતાની સ્વાર્જીત મિલકતનું સ્વત્વાર્પણ કરવાની અને તેની ગમે તે વ્યવસ્થા કરવાની પૂર્ણ સત્તા છે.

( ૨ ) પરંતુ પોતાના સગીર છોકરાં નિરાશ્રિત થાય એવી રીતે પોતાની મિલકત બક્ષિસથી કે મૃત્યુપત્રથી બાપ આપી શકતો નથી.

# વિષયની શબ્દાનુસાર.

# અનુક્રમણિકા.